# રણયજ્ઞ

અથવા

# ૨૫ વર્ષનું યુધ્ધ.

લેખક:- શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી.

સને ૧૯૧૯.

આવૃત્તી પહેલી                    પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂા. ૧-૮-૦

# રણયજ્ઞ

અથવા

# ૨૫ વર્ષનું યુધ્ધ.

લેખકઃ—શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી.

સને ૧૯૧૯.

આવૃત્તી પહેલી પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂા. ૧-૦-૦

# અર્પણ પત્રિકા.



પરમ દુર્ઘટ આપ્તકાલ વખતે, જેઓએ સ્વામિ
નિષ્ઠાથી, સ્વરાજ્યનિષ્ઠાથી, સ્વાર્થ ત્યાગથી અને
પ્રાણત્યાગથી મરાઠા સ્વરાજ્યનું સંરક્ષણ
કરી અમર કીર્તિ મેળવી એ મહા-
પુરૂષોના આત્માઓને આ તેમના
ગુણાનુવાદની કથા લેખક
ભક્તિથી અને પૂર્ણ આદ-
રથી અર્પણ કરે છે.



# પ્રસ્તાવના.

રણયજ્ઞ અથવા ૨૫ વર્ષનું યુદ્ધ એ ઇતિહાસ નથી પણ ઐતિહાસિક કથા છે. આ કથા બે ખંડમાં વહેંચાયલી છે. પ્રથમ ખંડમાં સંભાજીની કારકિર્દિ અને દ્વિતિય ખંડમાં રાજારામની કારકિર્દિ આવે છે. પ્રથમ ખંડમાં સંભાજીનો રાજવહીવટ, અને તેનો ભયંકર અંત—દ્વીતિય ખંડમાં રાયગઢ કિલ્લો મોગલોને હાથ જઇ રાજમાતા યેશૂબાઇ તથા બાળરાજા શાહૂ ઔરંગજેબના હાથમાં જાય છે, રાજારામ મહારાજનું જીંજી જવું અને તે પણ કિલ્લો છોડી મુરકેલીએ મહારાષ્ટ્રમાં પાછા ફરવું વગેરે પ્રસંગ છે.

આ સર્વ પ્રસંગ અપયશના....કારણ મનુષ્યબળ નહી, દ્રવ્ય બળ નહી, પરંતુ મનોબળ અત્યંત તીવ્ર પ્રત્યેક પ્રમુખ વ્યકિત શ્રી શિવાજી મહારાજના સ્વરાજય બદ્દલના અભિમાનથી પ્રજવલિત તે માટે પોતાના પ્રાણ અર્પણ આથી આ અપયશની કથા કેટલીક યશની કથાઓ કરતાં પણ હજાર ઘણી ઉજવળ સ્વરાજય માટે સ્વાર્થત્યાગ, પ્રાણત્યાગ, આત્મત્યાગના પ્રત્યેક મરાઠા વીરની અને મુત્સદીની કૃતિના અદ્દભુત દાખલાએ જગને અચંબો પમાડી મરાઠા નામનું ગૈરવ જગના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયું.

# "ભુમિકા."

સંભાજીની કારકિર્દિ વિષે એક બે વાત આપણે હમેશ ધ્યાનમાં રાખવા જેવી છે. તે કારભારના દસ વર્ષમાં સર્વ મ્હોટા મ્હોટા કુળોનો, સરદાર કામદારોનો અને તે સાથે રૈયતનો પણ વિલક્ષણ છળ થયો, અને નાના તરેહના દુઃખો લોકોપર પડયા. તથાપિ તે સમયના સર્વ લોકોની સહનશિલતા અને ધારિષ્ટએ આ અડચણમાં જેટલી કસોટીએ ચઢયા એટલા પૂર્વે ક્યારે પણ ચઢયા ન હોતા. તેઓ સંભાજીપર ઉઠયા નહી, તેને કેદમાં નાખ્યો નહી, કિંવા પોતાથી તેને થાય એટલી મદદ કરવામાં પાછીપાની કરી નહી. તેઓ તેને છેવટ પર્યંત એકનિષ્ટપણે ભજતા હતા. આવી પોતાના રાજા પ્રતિ અતિશય ભક્તિ ઇતર સ્થળે કવચિત દેખાશે આ પરથી એવું અનુમાન નીકળે છે કે બીજાની ભુલોની ચિકિત્સા કરતા બેસવાના કરતાં મુંગા મુંગા એકદીલથી પોતાનુ. કર્તવ્ય બજાવવું એજ તે વખતના લોકોને વધારે શ્રેયસ્કર લાગ્યું જોઇએ તેમ ધારીયે પણ આટલું તો ખરૂં કે સંભાજીએ કેદમાં નાખ્યા છતાં કેદમાંથી પણ રાજાના હિતનો થાય એટલો પ્રયત્ન કરવો એવા પ્રકારનો તે વખતનાં પ્રમુખ લોકો અને સામાન્ય લોકોનો નિગ્રહ દેખાઇ આવ્યો છે તેની તારીફ કર્યા વગર રહેવાતું નથી. આ પ્રકારે સ્વાર્થ નિરપેક્ષતાથી સ્વકર્તવ્ય કરવાની બુદ્ધિ રાષ્ટ્રના અંગમાં હોય એ તેનું ઉર્જીતાવસ્થાનું લક્ષણ છે.

મરાઠાઓના નવીન રાજ્ય સ્થાપનામાં અનેક વિઘ્નો આવ્યા તેમાં કેટલાક પ્રસંગ આણીબાણીના હતા. એ પ્રસંગોને આઘાતનું નામ આપ્યું છે. શિવાજી દિલ્હી ગયો ત્યારે જે વિકટ પ્રસંગ મરાઠાઓપર આવ્યો તે પ્રથમ આઘાત-આથી મરાઠાઓનું રાજ્ય સ્થાપનાનું કાર્ય કેટલાક દિવસ સારૂં ચાલ્યું. શિવાજીના મૃત્યુ

પછી સંભાજી ગાદીપર આવ્યો, તો પણ મરાઠાઓની સત્તાને વિશેષ ધોકો આવ્યો નહોતો; પણ સંભાજી રાજ્ય કરવા નાલાયક હતો, અને તેજ વખતે અતિ શક્તિવાન મોગલ સમ્રાટ મરાઠાઓનો સમૂળ ઉચ્છેદ કરવા મહારાષ્ટ્રમાં આવી રહ્યો. આથી મરાઠાશાહીપર બીજો એક દુર્ઘટ પ્રસંગ આવી પડયો. સંભાજીના વધથી આ પ્રસંગની શરૂઆત થઇ, અને તે દુર્ઘટ પ્રસંગ નિવારવા પચ્ચીસ વર્ષ મરાઠાઓએ વિલક્ષણ સામર્થ્ય પ્રગટ કર્યું. આથી હિંદુસ્થાનના, કિંબહુના જગના ઇતિહાસમાં મરાઠાઓનું નામ અજરામર થયું છે. આ પ્રકારનો આ પ્રસંગ તે મરાઠાશાહીપરનો બીજો આઘાત-આ આઘાતનું ભયંકર સ્વરૂપ અને તેનું અંતે થયલું નિરસન એનો ઇતિહાસ આ કથાનકમાં ભરેલો છે.

આ આઘાતનું ખરૂં સ્વરૂપ સમજવા માટે તેનો ભિન્ન ભિન્ન દષ્ટિએ વિચાર કરવો જોઇએ. પ્રથમતઃ સંભાજીના વધ વખતે મરાઠાઓનું મોગલો સાથે બીજું યુદ્ધ ચાલુ હતું. આ યુદ્ધની કેટલીક ચઢાઇઓ—લડાઇઓ થઇ ગઇ હતી; અને એ પછી ભવિષ્યમાં છેવટનો નિકટનો ઘનઘોર સંગ્રામ થવાનો હતો. આ મહા રણ-યજ્ઞનો આરંભ શિવાજીએ કર્યો. શિવાજીના મૃત્યુથી અગર સંભાજીના વધથી તેનો અંત આવ્યો નહી. ઉલટું ઉતરોતર તે અધિક જોરથી ચાલ્યું. સંભાજીની કારકિર્દિમાં આ ત્રિંશદ્વાર્ષિક યુદ્ધની ત્રણ ચઢાઇઓ થઇ. પહેલી સને ૧૬૮૩ થી ૧૬૮૫ સુધી; બીજી ૧૬૮૭ થી ૧૬૮૮ એટલે સંભાજીના વધ પર્યંતની અને ત્રીજી કર્ણાટકની સન ૧૬૮૭–૮૮. શિવાજીના મૃત્યુ પૂર્વે થયેલી ચઢાઇ ગણીયે તો ૧૬૮૯ પર્યંત ચાર ચઢાઇઓ થઇ. આમાં સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે મરાઠાઓએ મોગલો સાથે જે સામનો કર્યો, તેમાં બીજી બે ત્રણ ચઢાઇઓ થઇ. સારાંશ, હવે આ મહા યુદ્ધની પાંચમી ચઢાઇની શરૂઆત થઇ. આટલા જીકરનું અને ચીકટપણાનું બીજું યુદ્ધ ઇતિહાસમાં ક્વચિત્ સાંપડશે. આમાં મરાઠાઓનો જેટલો પડાવ થાય, એટલી તેની હિમ્મત વધારે વધે. દર વખતે એમજ લાગે કે હવે યુદ્ધનો અંત આવ્યોજ; શિવાજીના મૃત્યુથી મરાઠા મોગલો પાસે

ટકાવ કરશે એ કોઇને લાગતું નહોતું. તેમાં પણ સંભાજી ગાદીએ આવ્યાથી તો મરાઠાઓનું રાજ્ય તરતજ અસ્ત થશે એમ ઘણાને લાગતું હતું અને અંતે સંભાજીના ક્રૂર વધથી નિરાશાની કેવળ કમાલ થઇ. શિવાજીનું સર્વ કુટુંબ મૂળથી નાશ કરી નાંખવાની બાદશાહની ધારણા હતી. મોગલ સૈન્યરૂપી તોફાનથી મસ્ત થયલા મહાસાગરમાં મરાઠા રાજ્યરૂપી નૌકાને યત્કિંચિત આધાર દેખાતું બંધ થયું. આપણે કૃત કૃત્ય થયા, આપણી ઇતિ કર્તવ્યતા પૂર્ણ થઇ, એમ ક્ષણભર મદાંધ બાદશાહને પણ લાગ્યું; પરંતુ બાહ્ય સ્વરૂપપરથી એકાદ વાતની પરિક્ષા કરવી કેટલી ભૂલ ભરેલી છે તે આ યુદ્ધના ભવિષ્યના ભાગપરથી તેને પૂર્ણ રીતે સમજાયું. સને ૧૭૦૭ માં ઔરંગઝેબનું આયુષ્ય તંતુ તુટી કાળેજ તેને પોતાના પદરમાં લીધાથી, વેર લેવા સંતપ્ત થયલા મહારાષ્ટ્ર વીરોના હાથમાંથી તે છૂટયો. તેમાં મૃત્યુએ આ મહા યુદ્ધ–રણયજ્ઞનો અને તદંતર્ગામી મરાઠાશાહીપરના આઘાતનો એકક્ષણે અંત આવ્યો. સબબ આ યુદ્ધપરથી આ આઘાતની કલ્પના કરી શકાશે.

આ આઘાતનું બીજું એક અતિ ઉદાત્ત સ્વરૂપ દ્રષ્ટિગોચર થાય છે. મહારાષ્ટ્રીય અથવા મરાઠા એ નામની સાર્થકતા, મરાઠાઓની સ્વદેશપ્રીતિ, તેમના અંગતું રાષ્ટ્રીય જોમ અને રાષ્ટ્ર એક અભિલષણીય નામ પ્રાપ્ત કરવાને અવસ્ય લાગનારા શૌર્ય વીર્યાદિ ગુણ, રાજકુલ બદલ અત્યંત અભિમાન, સ્વદેશ સંરક્ષણ માટે સર્વસ્વનો પણ ત્યાગ કરવાની ક્ષમતા અને જીવિતની નિરપેક્ષતા ઇત્યાદિ મરાઠાઓના અંગના અનેક ગુણ એક સમયાવચ્છેદે કરી આ આઘાતે જગના નિદર્શને આવ્યા કિંબહુના, આ આઘાતથીજ 'મરાઠા' શબ્દનો વિલક્ષણ "દરારો" જ્યાં ત્યાં લોકોને લાગવા માંડયો. આ પ્રસંગે ગુજરેલા ભયંકર સંકટોમાં એકંદર મરાઠા વીરો એકમતે એકજુથે લાગ્યા. સંકટો જેટલા જેટલા ભયંકર થતા ગયા, તેટલા તેટલા તે ટાળવાની તોડવાની ઉમેદ લોકોમાં વધારે આવવા લાગી; અને આવા અદ્વિતિય પરાક્રમનું ઇષ્ટ પરિણામ આવ્યા વગર રહયું નહી. સંભાજીના વધથી મહા-

રાષ્ટ્રનું નૂતન સંસ્થાપિત સ્વાતંત્ર્ય લય થયું એમ ક્ષણભર લોકોને લાગ્યું, પણ તેજ સ્વાતંત્ર્ય મકકમ પાયાપર સ્થાપવા તેજ આઘાત કારણ થયું. એવી મહારાષ્ટ્ર સ્વાતંત્ર્ય સ્થાપનાનું બીજ આ આઘાતમાં છે એ ધ્યાનમાં રાખવું જોઇએ.

આ આઘાત એટલે બાદશાહની ભુલોનું ઉત્તમ પ્રદર્શન છે. તે સ્વતઃ યુદ્ધ કળામાં નિષ્ણાત હતો. તેને પૈસા અને માણસોનું અતિ બળ હતું. સ્થાનિક અનુભવ પણ તેને ઓછો ન હોતો. નવીન જહાગીરો, મનસબો વગેરે આપી લોકોના મન સંતુષ્ટ કરવાની કળા તે જાણતો હતો. એવું છતાં પણ, પોકળ ગર્વ, નિરર્થક વૈર, અને અનિવાર ધર્માંધપણું એ યોગથી તેની દષ્ટિ અંધ થઇ. ઉપર કહેલા ફાયદાઓનો તેને ઉપયોગ થયો નહી. સ્વતઃના શહાણપણાની તેને ઘમેંડ હોવાથી પોતાના સરદારોના હાથમાં કાંઢી જેટલી પણ સત્તા રાખી ન હોતી. જ્યાં ત્યાં મુસલમાનશાહી કરવાના નાદમાં તેણે વાકેફદાર કાબેલ હિંદુ કામદારો કાઢી નાખ્યા, અને નવા નેમેલા મુસલમાન કામદારો શું કરવું તે સમજ્યા નહી. મરાઠાઓ બાહ્ય ભભકો જોઇ ગભરાતા ન હોતા. શત્રુનું ખરૂં સામર્થ્ય તેઓએ તરતજ જાણી લીધું. સારાંશ, આ આઘાત એટલે યુદ્ધ કરવાના અભ્યાસીને એક ઉપયુકત વિષય છે.

બાદશાહની હીલચાલપરથી આ આઘાતનો પેટા વિભાગ કલ્પી શકાય છે. મહારાષ્ટ્રમાં બાદશાહ પોતાના લાખો લોકો સાથે કેવી કેવી રીતે ભ્રમણ કરતો હતો, એ જોઇએ તો મુઠીભર મરાઠાઓમાં વીર્ય તેજનું કૌતુક લાગ્યા વગર રહેતું નથી. અખિલ હિંદુસ્થાનના સર્વ શક્તિવાન બાદશાહ સતત પચ્ચીસ વર્ષ મરાઠાઓને જીતવા કેવા કેવા ભગિરથ પ્રયત્ન કરતો હતો અને નવીન નવીન અડચણો આવતા તે યુદ્ધની ટાપટીપ કેવી કેવી બદલતો હતો. તે તેની હીલચાલોપરથી વ્યકત થાય છે. સ્વરાષ્ટ્રભિમાનથી પ્રદીપ્ત થયલા લોક જો કે થોડા હોય, તો પણ તેમને જીતવા કેવા કેવા પ્રયાસ પડે છે એ પ્રાચીન કાળના

ગ્રીક અને ઇરાનના યુદ્ધમાંથી, અથવા પ્રસ્તુતના ઔરંગઝેબ અને મરાઠાઓ વચ્ચેના યુદ્ધપરથી બરાબર સમજાય છે.

મહારાષ્ટ્રપરના આ ભયંકર આઘાતનું સ્વરૂપ સ્પષ્ટ કરતાં મહારાષ્ટ્ર વીરોમાં ચેતના ઉત્પન્ન થવાનું એક વિશેષ કારણ બાદશાહના હાથથી બન્યું એ ધ્યાનમાં રાખવા જેવું છે. ઔરંગઝેબના હાથથી અનેક ભૂલો થઇ તેમાં સંભાજીનો તેણે અતિ ક્રૂર રીતે વધ કર્યો એ એક ભૂલ હતી. આનું પરિણામ વિપરીત આવ્યું. તે વાત બાદશાહને જેટલી હાનીકારક તેટલી મરાઠાઓને ફાયદેશીર થઇ. સંભાજીએ પોતાના લોકોને જોઇએ તેટલો ત્રાસ આપ્યો હતો, અને તેના હાથથી રાષ્ટ્રનું જોઇએ તેટલું નુકશાન થયું હોય, તો પણ મોગલ જેવા સ્વરાષ્ટ્રના પિઢીજાદ શત્રુએ તેને કપટથી પકડી અંત્યત ક્રૂરતાથી વધ કર્યો એ કેવળ સર્વ રાષ્ટ્રનું અપમાન હતું એવું સર્વ લોકોને લાગ્યું. પોતાના રાષ્ટ્રને મહત્પદે ચઢાવનારા શિવાજી મહારાજનો જે પ્રત્યક્ષ પુત્ર, જે આજ નવ વર્ષ સ્વરાજ્ય સંરક્ષણાર્થ જીવતોડ લડતો હતો, જેના અતુલ શૌર્ય બદલ મ્હોટા મ્હોટા વીરો મ્હોંમાં આંગળાં ઘાલતા, જેણે શત્રુના કબજામાં સપડાયા પછી પણ વીર્યશાળી પુરૂષને શોભનારૂ ઉદાત્ત આચરણ કરી, ડોળા સામે દેખાતા પ્રત્યક્ષ મૃત્યુની પણ પરવા કરી નહી. તેનો આવો વિલક્ષણ અંત જોઇ કોને ચેતના ઉત્પન્ન ન થાય? જે ધન્યતા સંભાજીએ જીવનમાં પોતાનાં લોકોના મુખથી મેળવી નહી તે તેના અંતકાળના એક હિંમત્તી કૃત્યથી મેળવી. જેને તેને એવું લાગવા માંડયું કે, સંભાજીનો વધ એટલે પોતાના ઘરમાંના એક પુરૂષોનો વધ થયો. એ વધનું વૈર લેવું એ પ્રથમ પવિત્ર કામ, એવું પ્રત્યેકને લાગવા માંડયું. આથી સર્વ ખાનગી દ્વેષ અને ભાંજગડો એક બાજુએ રાખી સર્વ મહારાષ્ટ્ર વીર એકદમ શત્રુપર તુટી પડવા તૈયાર થયા. પછી દસ વર્ષ સુધી મહારાષ્ટ્રના કિલ્લા કબજે કરતાં કરતાં બાદશાહની જે દુર્દશા થઇ એ જોઇ સંભાજીનો વધ કર્યો એ મ્હોટી ભૂલ કરી એમ ખુદ બાદશાહને પણ લાગવા માંડયું. સંભાજીનું શું કરવું તે બદલ મંત્રણા, પ્રધાનોએ તેને કેદમાં રાખી આપણું કાર્યભાગ

પૂર્ણ કરવું વગેરે સલાહ આપી હતી તેમ તેની પ્રત્યક્ષ શાહજાદીએ પણ સંભાજીનો પૂર્ણ પક્ષ લીધો હતો, છતાં બાદશાહનો ધર્માભિમાન જાજવલ્ય હતો. સંભાજીએ કરેલી મુસલમાની ધર્મની નિંદા તેને સહન થઇ નહી, તેથી પ્રધાનોનું તેમ પ્રત્યક્ષ શાહજાદીનું પણ ન સાંભળતા સંભાજીનો અતિ ક્રૂર રીતે વધ કરાવ્યો. આ બાદશાહની કૃતિ જોઇએ તેટલી નિંદ્ય હતી, પણ મરાઠાઓમાં તે વખતે ચેતના ઉત્પન્ન કરવા કારણભૂત થઇ તેમનું સ્વરાષ્ટ્રાભિમાન પ્રદીપ્ત થયું. સંભાજી પ્રમાણે સ્વજીવીત વિષે તે નિરપેક્ષ થયા અને રાષ્ટ્રના બચાવ માટે તેમણે એકદિલે, એકમતે એકજુટે થઇ કાર્ય કરવા દૃઢ નિશ્ચય કર્યો. આ એકંદર પ્રકાર વીર અને કરૂણારસથી ભરેલો છે. તેણેજ મહારાણીઓનું ખરૂં પ્રખર તેજ ટોચે ચઢાવી પ્રત્યક્ષ કર્યું, અને મરાઠાઓના ઇતિહાસને ઉજ્વલ સ્વરૂપ આવવાને પણ ઘણે અંશે કારણ બન્યું છે.

ઔરંગઝેબની શહાજાદી અને સંભાજીની પ્રીતિ કેમ જામી એ એક ગૂઢ પ્રશ્ન છે. પ્રીતિ આંધળી છે એ ખોટું નથી. સંભાજી બદલ તેને અતિ પૂજ્યભાવ હતો. સંભાજીપર પ્રીતિ એટલે તેના ઇતર સર્વ આપ્તપર પણ તેની પ્રીતિ હતી. સંભાજીને બચાવવા તેણે પ્રયત્નો કર્યા પણ તે સિદ્ધીએ પહોંચ્યા નહી. તે જન્મભર અવિવાહિતા રહી રાયગઢ પડયા પછી સંભાજીની પત્નિ યેશૂબાઇ અને તેનો પુત્ર બાળશિવાજી (શાહુ) ને સ્વતઃની દેખરેખ નીચે રાખવા બાદશાહને આગ્રહ કર્યો. પુત્રીનો આગ્રહ, ઝુલ્ફીકારખાને આપેલું આશ્વાસન, અને ભવિષ્યમાં પ્રસંગાનુસાર તેનો ઉપયોગ કરવાનું હાથનું સાધન એવા કારણોસ્તવ બાદશાહે કબૂલ કર્યું, અને શહાજાદીએ પુત્ર પ્રમાણે શાહુને ઉછેર્યો અને યેશૂબાઇને પોતાની બ્હેન પ્રમાણે રાખી. એ પણ એક ઇશ્વરી ચમત્કાર !

વાલકેશ્વર, તા૦ ૭ મી
જુલાઇ સને ૧૯૧૯.

પુરૂષોત્તમ વિશ્રામ માવજી.




## પ્રકરણ ૧ લું — પ્રેમીઓ.

लेखक—शेठ पुरुषोत्तम विश्राम मावजी. जे. पी.

Hail to thee, hail to thee, kindling power!
Spirit of Love! Spirit of Bliss!
The holiest time is the moon-light hour,
And there never was moon-light so sweet as this.




પી નદી પર ચંદ્ર પ્રકાશ છવાઈ રહ્યો છે, તેના સુંદર ફલદ્રુપ કિનારાઓ રાત્રિની રશ્મીમાં ઘણાજ મનોહર લાગતા મોજ માણી રહ્યા છે, અને તેનાં આસમાની જળ રમણીય લાગતાં ખીલતાં પોઢી રહ્યાં છે. સુંદર ચાંદની અસીરગઢની પ્રચંડ દીવાલો પર, અને તેના સ્વામિ બાદશાહના ભવ્ય મહેલપર કે જ્યાં કેટલાક કલાક અગાઉ અસ્ત થતા નારાયણને છેલ્લી સલામી કરતા નગારાના નાદો અને તુરીના અવાજો ગાજી રહ્યા હતા,

ત્યાં પોતાનો મનોહર પ્રકાશ ફેંકી રહી છે. અત્યારે સર્વત્ર શાંતી ફેલાઇ હતી, પવન પણ મંદ થયો હોવાથી એક પાંદડું સુદ્ધાં હાલતું ન્હોતું; નદી પ્રમાણે સર્વ પ્રદેશ શાંત હતો, અને જો કોઇ વખત શીતળ મંદ મંદ વાયુ આવતો, તો તે એટલો ધીમો આવતો કે નદીની ઉર્મીને પણ ભંગ કરી શકતો ન્હોતો, તેમજ એક પાંદડું પણ હલાવી શકતો ન્હોતો.

આ શાંતીને સમયે તે જુલમી મોગલ શાંતતાથી સુતો હતો. તેની આસપાસ એક મહાન પ્રજા તેના જુલમનો ભોગ થઇ રડતી હતી, અને આ જુલમીની આસપાસની સર્વ હવા તેના શ્રાપોથી ભરાઇ ગયેલી ભારે થઇ તેના શ્વાસોશ્વાસમાં આવતી અને હિંદુ નામપર તેની જાતીએ લાવેલું શરમનું વેર લેવા હજારો મ્યાનોમાંથી સમશેરો ખેંચાઇ હતી, તે છતાં પણ આ જુલમી બાદશાહ પોતાની મ્હોટી છાવણીમાં નિર્ભ-યપણે શાંતતાથી ઉંઘતો હતો. રડતી આંખો અને મારવાને સજ્જ થએલી ચમકતી તલવારો વચ્ચે કાંઇપણ ભેદ ન માનતો આ કઠોર નિષ્ઠુર હૃદયનો શાહ, કુરાન આપવી અથવા સંહાર કરવો—એ સુત્રને પવિત્ર પુણ્યાત્મક કાર્ય ધારતો, નિષ્ઠુર ઘાતકી વિચારોપર તર્ક દોડાવતો—સ્વર્ગે જવાનો સીધો સ્હેલો માર્ગ કાફરોનાં લોહી વચ્ચે થઇને છે એવું માનતો, પોતાનાં અઘોર કૃત્ય છડેચોક પુણ્યનું કામ જાણી કરે જતો.

આવો ઝનુની પુરૂષ તૈમુર વંશમાં હજી સુધી નીપજયો ન્હોતો, અને હિંદ કોઇપણ વખત આવા સખત ભયંકર ભારના બોજાની જુલમી ધુંસરી તળે દબાવા સરજાયલું ન્હોતું—તેનાં બાળકોની પવિત્ર ગાદીના ટુકડે ટુકડા થઇ ગયા હતા:

તેની મગરૂબી કચડાઇ ગઇ હતી; તેનાં દેવાલયો, તેનાં પવિત્ર સ્થળો, જ્યાં વિષ્ણુ શંકરાદિ દેવોની પૂજાઓ થઇ રહી હતી, તે આજે મુસલમાની મસ્જીદોમાં ફેરવાઇ ગયાં હતાં, તેજ દેવસ્થાનોમાં, તેજ ભૂમિમાં તેના પુત્રોને ગુલામો બનાવતા, તલવારની અણીએ, તેમના બાપદાદાઓએ પુજેલા દેવો, પાળેલા પવિત્ર ધર્મનો ત્યાગ કરાવી તેમને જોરજુલમથી વટલાવતા—તે જુલમી બાદશાહે ન હિંદવી પૃથ્વિ કરવાના શપત લીધા હતા—ઘણાં દેવાલયો તોડયાં હતાં, સર્વત્ર હિંદુ ધર્મનો નાશ થઇ રહ્યો હતો. સર્વના હાથ હેઠા પડયા હતા. આ સમયે પણ, આ નાશમાં પણ કેટલાંક વીર હૃદયો તેનું રક્ષણ કરવા આ હિંદના ખંડેરપર આશા અને વેરની લાગણીથી લાંબાં ભાલાં ચમકાવતા ઉઠયા. ઘણા લાંબા વખતથી ખોવાયલા દિવસોના અંધકારમાં સર્વ પ્રકાશનાં ચમકતાં રત્નો પેઠે કિરણો ફેંકતાં કેટલાંક હૃદયો જાગૃત થયાં! આ હૃદયોને મદદ કરવા બળવાન સમશેરો નીકળી અને આ જુલમી, અત્યારે ચાંદનીની મોજમાં અહીં શાંતતાથી સુતેલો જુલમી થોડા સમયમાં આ તલવારોની વીરતાનાં ફળો ચાખશે. હિંદના આશારૂપ શિવાજીએ મહારાષ્ટ્રને સ્વતંત્ર કરી મહારાષ્ટ્રીઓને મુસલમાનોની જુલમી સત્તામાંથી છોડાવી, સ્વરાજ્યનાં સુખદ ફળો ચખાડયાં હતાં—તે આર્ય વીરે આર્ય ધર્મને પુનઃ ઉત્તેજીત કર્યું હતું. દિલ્લીના જુલમી બાદશાહના સર્વ મહાભારત પ્રયત્નો છતાં પણ તેની સત્તા નિર્વિઘ્ને વધતી જતી હતી. તેણે હિંદને પુનઃ હિંદુ રાજ્ય સોંપવાની આશા આપી હતી. તેના નામના રણકા આખા ભારતવર્ષમાં વાગી રહ્યા

હતા. આ વીર સ્વદેશાભિમાની નૃપતિને સ્વર્ગે સીધાવે આજે લગભગ ચાર વર્ષ થવા આવ્યાં હતાં. તેનાં નવાં સ્થાપેલાં રાજ્યનો સમુળગો જડમૂળથી નાશ કરવાની ઇચ્છાથી બાદશાહ ઔરંગઝબ પ્રચંડ સૈન્ય સહિત દક્ષિણ આવ્યો હતો.

અત્યારે આ શાંતતામાં તે નિર્ભયપણે સુતો હતો. સુખે નિંદ્રા કર, કારણ કે ત્હારા કરતાં વધારે પવિત્ર આંખો, તારામંડળ હાલ ચમકે છે, અને તાપી કિનારાનો રમ્ય પ્રદેશ ખીલી રહ્યો છે માટે તું સુખે નિંદ્રા કર, અને ત્હારી શાંતીનો ચેતચંદ્ર બીંબની આંજી નાખતી સત્તા ભંગ ન કરો. આ મધુરો સમય કોઇ પ્રેમી જોડાંને જાગૃત રાખવાને યોગ્ય છે !

પ્રિય વાંચનાર, જો, આ સમયે આ નીચેની ખોમાં પડછાયા નાંખતા ખડકોપર ઘણેજ ઉંચે એક ગચ્ચીમાં કોઇ ઉભું છે;–તેના કાળા ચમકતા વાળોના ગુચ્છા લાંબા અને વીખરાયલા, સુંદર કઠેરા પરથી લટકતા પડયા છે. તે સુંદરી તે બાદશાહની ખીલતી, ભરયુવાન શહાજાદી, સર્વ સત્ય, સુકોમળ અને દિવ્ય તેજવાળી દેખાતી વેરાન પર્વતમાંથી નીકળતી સૌંદર્યની દેવીની પ્રતિમા જેવી અત્યારે દેખાતી હતી ! મનુષ્યની અદેખાઇથી ભરપૂર આકળી આંખોથી છુપાયલી, માત્ર એકજ મહેલને પોતાના તેજથી પ્રકાશિત કરી રહેલી, અને નિર્લજ પશુવત દુનિયાની નજરથી ઢંકાયલી લાવણ્યતા ઘણીજ સ્વચ્છ અને પવિત્ર હોય છે ! ઔરંગઝેબની સુંદર પુત્રિની લાવણ્યતા પણ એવીજ સ્વચ્છ અને પવિત્ર હતી.

તે કુમારીકા આ મનોહર સમયે પોતાની અસ્વસ્થ નિંદ્રામાંથી ઉઠી હતી, અને પોતાની ગચ્ચીપરથી નીચેનો શાંત

પ્રદેશ અને તાપીનાં ચળકતાં નીર જોતી એકલી ઉભી હતી. આ શાંત સમય તેના હૃદયમાં શાંતી વર્ષાવવા પૂરતો ન્હોતો. તેનાં ચક્ષુઓ અશ્રુ પુરિત હતાં, તેનું હૃદય ડંખતું હતું, તે ઉત્સુકતાથી નીચેના રમ્ય પ્રદેશ તરફ જોતી, તો ઘડીકમાં ક્યાદ્ર ચિત્તે આકાશ તરફ આંખો ઉંચી કરતી. આ કાળા ભયંકર ખડકો તરફ નીચે ચિંતાતુર ચ્હેરે તે શું કરવા જોતી હશે! આ એકાંત રાત્રિમાં તે કોની રાહ જુવે છે? આટલા ભયંકર, ઉંચા, અને ઉભા ઢોળાવવાળા ખરબચડા ખડકોપર કયો મનુષ્ય આટલી ઉંચાઇએ ચઢી શકે એમ છે?

તેના પિતાએ અસીરગઢના અભેદ્ય કિલ્લામાં પોતાની પુત્રીના સંરક્ષણાર્થ આ કિલ્લાપરની કિનારીએ ઘણોજ સુંદર ભવ્ય મહેલ બંધાવ્યો; અને તે મહેલ ઘણી ઉંચી ઉભા ઢોળાવાળી ટેકરીપર બાંધેલો હોવાથી, તે તરફનો ભાગ કોઇથી પણ ચઢી શકાય એવો નથી ધારી તે મહેલની સલામતી માટે નિર્ભય રહ્યો. ત્હારા મહેલને નિર્ભય ધારનાર પિતા તું નિશ્ચિંત ઉંઘ્યા કર, અને પ્રેમ કેવા કેવા હિમતી કૃત્યો કરે છે તેથી અજ્ઞાત રહે! પ્રેમ, સર્વની અવગણના કરનાર પ્રેમ, જે સ્હેલાઇથી જીતેલા જય સ્મારકમાં આકર્ષનાર આનંદ દેખતો નથી, તે, ભયની ટેકરીની ટોચપરથી ચુંટી કાઢેલા અમૂલ્ય વ્હાલાં સુખનાં ફળોમાં અતુલ આનંદ પામે છે! શાંત સમુદ્રમાં મોતીની શોધમાં ડુબકી મારનારાઓના કરતાં પણ વધારે હિમતવાળો પ્રેમ તોફાનમાં ઉત્તેજીત થાય છે, અને તોફાની ઉછળતા પાણીની તળેટીએથી શોધેલું અમૂલ્ય મોતી તેને ઘણુંજ વ્હાલું-પ્રિય લાગે છે! હા-મહાન

મોગલની અપ્રતિમ કન્યા, આટલા ઉંચા મીનારાપર, આવા પ્રબળ ભયાનક ખડકાઉ માર્ગપર એક જણ ત્હારા સુકોમળ ગાલોને ચુંબવા આવશે. અંધકાર અને ભયમાં પણ તેની ઉંચાઇ અને ઉભા ઢોળાવથી માહીતગાર, પરંતુ તે વિકટ માર્ગ તું-સ્વર્ગ તરફ તેને લઇ જશે એવું ધારતો પૂર હોંસથી તે અસીરગઢની પ્રચંડ ટોંચપર અપાદમર્દિત નિર્જન બિયાબાન અરણ્યમાંથી ચઢશે. જો, જો, મોગલ સુંદરી, તે મગરૂબી અને પ્રેમના ઉભરામાં પોતાની પ્રિયતમાના મહેલપર આવતો ખડકોપર વાંદરાની જેમ કુદકા મારતો ચઢે છે તેના તરફ નજર કર. જ્યારે તેણીએ તેને ઉછાંછલી રીતે કુદતો મધ્યવાટમાં ભયમાં લટકતો જોયો ત્યારે ભયથી તેને ઉચકવા દોરડું નાખતી હોય તેમ પોતાના માથાના કાળા લાંબા સુકોમળ બાલો તેના તરફ ઉછાળ્યા અને હાંફતી અતિ ઉત્સુકતાથી બોલી ઉઠી "વ્હાલા, તહીંથી આવ, આ તરફ. આ તરફ!" આ મનહર સમયમાં તે આવતા હિંમતવાન પ્રેમીને પાંખો આવી હોય અને જાણે રોપનઆરાના અવાસ તરફ તે ખડકોપરથી ઉડતો ચાલતો હોય તેવો તેનો દેખાવ હતો. તે નિર્ભયતાથી એક ખડકપરથી બીજા પર કુદતો ચઢતો હતો અને થોડા વખતમાં તો તે કુમારિકાના મંદિરમાં દાખલ થયો.

તે તેને ચ્હાતી હતી-પણ જેને તે ચ્હાતી હતી તે કોણ છે-ક્યાંથી આવ્યો છે-કઇ જાતીનો છે! એથી અજ્ઞાત હતી. આવીજ એક મનોહર ચાંદનીવાળી રાત્રિએ આજ ગચ્ચીમાંથી આવાજ મોહક સમયે એકલી સૃષ્ટિ સૌંદર્ય જોતી તે સુંદર

સુરોમાં ગીત ગાતી અરણ્યને સંભળાવતી હતી, તે વખતે કોઇપણ મનુષ્ય કે પ્રાણી પણ જઇ શકે નહી એવા ભયંકર સ્થળે ચાંદનીમાં વિહાર કરવા નીકળેલા, અને તેના એકાકી ગાયનમાં લીન થઇ ખમચી ઉભેલા કોઇ દેવતા કલ્પતી તેણે તે વિલક્ષણ મનુષ્યની પહેલ વહેલી તેજસ્વી આંખો જોઇ હતી !

આ સુંદર દેખાવની છાપ તેના મનમાંથી ભુંસાઇ ન્હોતી. તે જયારે ધાસ્તીથી આવેલી મૂર્છામાંથી જાગૃત થઇ, ત્યારે આજ્ઞાધિનતાથી પોતાપર જોતા, મનુષ્યજાતીના એક ખુબસુરત, દેખાવડા યુવકને પોતા પાસે ઉભેલો તેણે જોયો. ત્યાર પછી વારંવાર, જ્યારે જ્યારે તે યુવકના મુખમાંથી નીકળતા અજાયબ જેવા ભયાનક ભેદી શબ્દો, અને તેનાં કાળા ચક્ષુમાંથી નીકળતો ન ખમી શકાય તેટલો ઝગઝગતો તેજસ્વી પ્રકાશ–આથી કોઇ ગુન્હામાં આવી સ્વર્ગમાંથી હાંકી કઢાયલા ફિરસ્તાને તેણીએ પોતાનું હૃદય અર્પ્યું છે એવો તે કુમારિકાને ભય લાગવા માંડયો. નાજુક બાળા ! તારો પ્રેમી તને હદ ઉપરાંત વ્હાલો કોઇ ફીરસ્તો કે ગંધર્વ નથી પણ એક યુવાન યોધ્ધો છે !

પરંતુ આજ રાત્રિએ એ ઉત્સાહી પ્રેમ શમી ગયલો લાગે છે. તેના ગાલો ફીકા પડી ગયા છે, અને તેનાં ભવાં શોકસાગરમાં ડુબી ગયાં છે. આજ પહેલાં પોતાનાં કોઇ વખતનાં ચોંકાવનારાં ભયંકર સ્વપ્ન શિવાય તેને આવો ફીકો કયારે પણ જોયો ન્હોતો. તેઓ ઉભય ચાંદનીની શાંતતા અનુભવતાં શાંત પ્રદેશપર નજર કરતાં ઘણા લાંબા વખત સુધી મુંગાં ઉભાં. અંતે મૌનનું ભંગ કરતી પોતાનાજ નમ્ર મૃદુ શબ્દોથી ડરતી ધ્રુજતી બાળા બોલી.:–

"વ્હાલા,–ઓ! આ નીચેના રમ્ય પ્રદેશપર આજે ચંદ્ર બીંબ કેટલીબધી મધુરતાથી હસી રહ્યું છે! જો, જો, વ્હાલા! કેવી રમણીય શાંતી પથરાઇ છે! વારંવાર મ્હારી કલ્પનાઓ–માનસ સૃષ્ટિનાભ્રમણમાં મેં ઇચ્છયું છે કે પણે દૃષ્ટીમર્યાદાપર દેખાતા એકાકી પહાડોને પાંખો હોય તો કેવું સારૂં! અહાહા! આ ક્રૂર અને ઠંડા લોકોની ખટપટો, જંજાળો તેમજ આ જૂઠા જગનો ત્યાગ કરી, શોક સમુદ્ર તરી જઇ, સાચો રસ ઝીલતાં, પ્રીતિનો મ્હેલ બાંધતાં, આપણે ઘણે દૂર વનદેવી યોગ્ય પરિયસ્તાન જેવા લીલી લીલોતરીવાળા કુંજ–લ-તામંડપની શીળી છાયા તળે વસવા, એ અજાણ્યા એકાંત રમ્યપ્રદેશમાં ધસડાઇ જઇએ તો કેવું સારૂં! એ પ્રદેશ કે જ્યાં આપણા શિવાય બીજા કોઇની પણ નાડી ધબકે નહી, અને જ્યાં માત્ર ફિરસ્તાઓની ચમકતી આંખો આવું સુંદર અને એકાંત સ્વર્ગ નીહાળવા આપણી આસપાસ ફરે, તેવે સ્થાને આપણે એકલાં રહીયે, ખરા પ્રેમનો વિરલ આનંદ ભોગવતાં સ્વર્ગે જઇએ! પ્રિયતમ, આ નવી સૃષ્ટિ તને ગમે છે?"

કપોલ ભંગ કરતા હાસ્ય સાથે રમતીયાલપણે આ સુંદ-રીએ પોતાના પ્રિયતમ તરફ નજર ફેરવી, પણ જ્યારે પોતાની આંખો ને તેની આંખો કેટલા બધા શોકવાળી મળેલી જોઇ ત્યારે આ બાળાનું હાસ્ય તેને લજી ગયું, અને ખરી લાગ-ણીવાળાં અશ્રુઓ તેનાં ચક્ષુમાં ધસી આવ્યાં, તે નિઃશ્વાસ નાંખતી બોલી ઉઠીઃ–

"હા, હા! મ્હારી દરેક પળની ધાસ્તી, મ્હારાં સ્વપ્નાંએ ખરેખરૂં પૂર્વ સૂચન કર્યું છે. આપણે જુદાં પડીયે છીએ-હમેશ માટે વિયોગ-આજેરાત્રિએ!-મેં જાણ્યું-અરે મેં જાણ્યું હતું કે એ લાંબો વખત ચાલવાનું નથી-તે ઝગઝગતું તેજસ્વી હતું, તે સ્વર્ગીય હતું--પણ હાય, હવે તે પૂર્ણ થયું! અરેરે! આવીજ રીતે છેક બાળપણથી હું જોતી આવી છું કે મ્હારી વ્હાલામાં વ્હાલી ઇચ્છાઓ નષ્ટ થતી જાય છે. હાલ પણ-વ્હાલા-અત્યારે પણ મ્હારો દેવતાઇ આનંદ-તને જોવા-તને સાંભળવા-અને તને મ્હારો કહેવાનો મ્હારા જીવથી પણ વધારે આ આનંદ-અરે મ્હારૂં હમેશનું સુખદ સ્વપ્ન-અરેરે! અરેરે! તે પણ હવે શું ખોઉં! પણ હવે તું જા-જોખમના ભયંકર કિનારાપર-અરે આ ભયંકર ખડકો-આ નીચેનો દગાખોર પ્રદેશ નહિ, તું હવે અહીં પુનઃ આવીશ નહી-જો કે અહીં ઘણુંજ મધુરૂં, ઘણુંજ વ્હાલું સ્વર્ગ છે-તદપિ તે તને મૃત્યુ રૂપ થશે. છેલ્લી સલામ-મ્હારા અજાણ્યા પ્રિયતમ જા,-તું જ્યાં જઇશ ત્યાં ત્હારા માર્ગપર આ ત્હારી અભાગણી પ્રિયાના આશિર્વાદ ત્હારી સાથેજ રહેશે! તું મ્હારી નજીક હોવાથી ભયમાં હો, તે જોવાના કરતાં અહીં બેસી સામે દેખાતો પ્રદેશ નીરખવો, અને ઘણે દૂર છતાં તું સહીસલામત છે એ ધારવું મને વધારે પ્રિયકર છે!"

"શું ભય!" તે યુવાન પ્રેમી બોલી ઉઠયોઃ- "હં! ભય, અરે મને મ્હારાં વખાણ કરવા લલચાવ નહી, જે ભયના માર્ગોમાં જનમ્યો છે અને ઉછર્યો છે, તે ભયની જરાપણ દરકાર કરતો નથી એ તું કેમ જાણી શકે! જેના

કર્ણોપર લડાઇ કે મૃત્યુની નિશાની આપતો સ્વર કલાકે કલાકે અથડાય છે, જે સમશેરપર માથું રાખી સુવે છે, તેને ભય! હું ભય! શું ચીજ છે!"

"ભલે, એમ કહે-તું ત્યારે ડરતો નથી, અને આપણે વ્હાલા, પુનઃ મળશું-વારંવાર ફરીથી મળશું-નહીં ?"

"અરે, તું આમ ન જો આ આકાશ તળે હું હવે આ આંખો શિવાય કોઇથી પણ ડરતો નથી. અરે આ દુનિયામાં મ્હારા જીવાત્મા માટે નિર્માયલા માર્ગમાંથી જોરાવરીથી યાતો મોહક આકર્ષણુથી જુદો પાડે, અરે મ્હારા આ હૃદયે મ્હોર મારેલ-કબુલ કરેલ ફર્જ-બંધનને જો કોઇ પણ ભુલાવી દે તો તે આ આંખો છેઃ-આ માત્ર આજ આંખો મ્હારા આ પવિત્ર મ્હોર સીલને પીગળાવી શકે! પણ નહી-તે નિર્માણ થઇ ગયું છે. મ્હારૂં ભયંકર નસીબ નિર્માણ થઇ ગયું છે. વ્હાલી, આપણે હવે આ દુનિયામાં-મોતની આ પાસની દુનિયામાં પુનઃ મળવાના નથી. આપણા જેવા ઘણે દૂર પૃથક પૃથક ઉત્પન્ન થયલા બે હૃદયોને આ દુનિયામાં પરોવતાં ઇશ્વરે સાથે મિશ્રિત શા માટે કર્યાં હશે? ઓ મોગલ સુંદરી! જો અંધકાર અને પ્રકાશની સત્તા એકત્ર થાય એમ હોય તોજ મ્હારાથી ત્હારા અને ત્હારાઓની સાથે જોડાઇ શકાય! ત્હારો પિતા—"

"ઓ પરવરદિગાર! ઓ અલ્લા! તેના શ્વેત બાલોવાળા માથાનું આ ચમકતી આંખોથી રક્ષણ કર! તું હજુ તેને ઓળખતો નથી. તે વીર નરોને ચહાનાર છે-આ જહાનમાં તેના જેવો કોઇ નથી કે ત્હારા જેવા વીરની કિંમત જાણે—કદર કરે! ઘણી વખત મેં તેને મુખેથી સાંભળ્યું છે

કે આ બાળા આગળ જતાં એક વીર યોધ્ધાની પત્નિ થશે. ના—મ્હારી તરફથી તું ફર નહી—તું એકજ આપણા ઉભયનાં હૃદયોને એકરૂપ બનાવવા સરજાયો છે. જા, એના પવિત્ર સૈન્યમાં દાખલ થા—આ કાફર મરાઠા હાલમાં અપવિત્ર યુધ્ધ મચાવી રહ્યા છે—યા! અલ્લા, આ ધ્રુરકતા ડોળા! અરે અત્યારે તે શું તાપ વરસાવી રહ્યા છે! જા—વ્હાલા—જા—પ્રભાત થતાંજ છાવણીમાં જઇ લશ્કરમાં જોડાવ—અને યુદ્ધમાં જયારે આ તલવાર ઉંચકે ત્યારે તેના ધ્રુજતા પડછાયામાં મને અને પ્રેમને યાદ રાખજે! આ કાફર મૂર્તિપૂજકોપર માત્ર એક ફતેહ—આ અધર્મી કાફર લુટારા મરાઠાઓ જેને મ્હારો પિતા ધીઃકારે છે, તે નાસ્તિક ગુલામો—''

''બસ, બસકર, હવે હદ થઇ—ઘણું સાંભળ્યું. ત્હારા શબ્દો મૃત્યુ સમાન છે.'' ઝનુનથી ઉછળતો બાહ્ય વેશ કાઢી નાંખતો અને એક મરાઠા વીરના વેશમાં જાહેર થતો અજાણ્યો પ્રેમી બોલી ઉઠયો:—''જો, સુંદરી મ્હારાપર નજર કર—હવે રડ, ત્હારો પિતા મને, મ્હારા સર્વસ્વને ધીઃકારે છે તેને જોતાં શરમા! હા—હું તે ગુલામો— કાફર મૂર્તિપૂજકો કે જે પોતાના પવિત્ર દેવાલયોમાં પૂજા કરતા તેજ પવિત્ર મહાન ઇશ્વરનું ધ્યાન ધરે છે, તે અધર્મી નાસ્તિક મરાઠાઓ માહેલો એક છું! હા—મ્હારા પવિત્ર દેશને સ્વતંત્ર કરવા—વેર લેવા લડનારાઓ માંહેલો હું એક છું. હા—હું જે સમયથી તમે મુસલમાનો અમારાં પવિત્ર દેવાલયો, અમારા પવિત્ર ધર્મનો નાશ કરવા આવ્યા તે સમયને ધીઃકારનાર છું. અને અમારા

દેવો સમક્ષ મેં પ્રતિજ્ઞા લીધી છે કે મ્હારા પિતાને પગલે ચાલી, મ્હારા દેશને તમારી જુલમી જુંસરીમાંથી છોડાવીશ, યાતો આ પવિત્ર કાર્યમાં—મ્હારા પિતાએ આરંભેલા આ મહા રણમાં મ્હારા પ્રાણની આહુતિ આપીશ! મોગલ બાળા! ત્હારો ધર્માંધ પિતા—નહી—ધ્રુજ નહી—એ પીતા જેણે આ વ્હાલી આંખોનો જન્મ આપ્યો છે તેને મ્હારાથી હવે ડરવાનું રહેશે નહી! પણ આજે તું જાણ—કે તે રાત્રિએ ત્હારા આ ચળકતા મીનારાપર આવવા હું જે ભયંકર ખડકોપર જીવની પણ દરકાર ન કરતાં ચઢતો હતો, તે મ્હારા શીકારની શોધમાં—ત્હારા પિતાનો નાશ કરવા—હું અહીં પૂર ઉમેદમાં આવ્યો. પછી શું બન્યું તે તું જાણે છે—હું ખુની ધાતકી ગીધના માળાપર ચઢયો, તેમાં એક ધ્રુજતું કબુતર મળ્યું—તું, તું વિજયવંત નીવડી—ત્હારૂં પાપ—અરે અરે! આપણે કયારે પણ ન મળ્યા હોત? આ હૃદય હજુ પણ એ ભુલી જાય! અરે જો નસીબ દેવીએ આપણી વચ્ચે આવો શીયા કોપ ન કર્યો હોત, તો આપણે કેવાં સુખી, કેવાં જોડાયલાં રહ્યાં હોત! અરેરે, જો તું આર્ય બાળા હોત તો આપણે આ પાસેની રમ્ય ખીણોમાં કેવાં સુખમાં રહેતે—આપણે એકજ મંદીરમાં, એકજ દેવની આરાધના કરતે—સાથે આનંદમાં રહેતે—અને—ત્યારેજ આ પવિત્ર ભારત ભુમિનો અને ત્હારો હેતુ એકજ થતે, ત્હારી નાજુક વાંસળીના સુરમાં દરેક જાગતા નિઃશ્વાસમાં આગલા સુખી સ્વતંત્ર દિવસોનો અવાજ સાંભળતે, અને ત્હારા દરેક હાસ્યમાં પાછી ફરતી પ્રતિષ્ઠા—જયશ્રીનું પવિત્ર તેજ નીરખતે!—અરે ત્યારે અમારી ભુમીનો દુઃખાયલો આત્મા ત્હારામાંથી પોતાના દુઃખો, અન્યાયો બોલતે,

રહેતે, દેખાતે,–ત્યારે ત્યારે, ઓ ઇશ્વર! આ તલવાર સામે કોણ ટકી શકતે? તેનો દરેક ચળકાટ વિજય–ફતેહ થતે! પણ હાલતો–હાય તેથી ઉલટું છે–તું મોગલ, હું હિંદુ! પણ હવે તો–આપણે જૂદાં પડીયે છીયે, હમેશ માટે છુટાં પડીયે છીયે. દૈવ જેટલો વિયોગ કરાવી શકે તેટલો તેણે કરાવ્યો છે. હવે આપણાં હૃદયને સાંધનારી, પ્રેમે ગુંથેલી ગ્રંથી માત્ર રહેલી છે,–આપણો ધર્મ, આપણા મિત્ર, આપણો દેશ, પરસ્પર વિરૂદ્ધ છે, અને હવે આપણા પ્રેમ શિવાયના સ્નેહથી ગંઠાયલા બીજા કોઇપણ તરફનો પ્રેમ તરછોડે તોજ ખરા પ્રેમનું સુખ આપણે ભોગવશું!–ત્હારો પિતા, આ હિંદનો, આ મહારાષ્ટ્રનો–તેનાં બાળકોનો કટ્ટો જીવલેણ શત્રુ–તું પોતે કદાચ, હજી પણ–પણ નહી–ધીઃકાર આવો સુંદર મધુરો કયારે પણ જણાયો નથી! ના આ લોહીલુહાણ ભૂમિ શિવાય ત્હારે માટે જે બધું વીસરી જાય તેની ભૂમિ ત્હારા હૃદયમાં પવિત્રજ રહેશે! જયારે બીજી આંખો, તે ભૂમિની વિધવાઓનો શોક, તેના લડવૈયાઓનું પડવું, અચળીત થતી કાંઇ પણ અસર વગર જોશે, ત્યારે તું એક મરાઠો તને કેવો ચ્હાતો હતો તે વિચારતી તેને માટેજ આ બધા માટે તું રડીશ! પણ જો જો!—"

ઓચિંતો, એકાએક ચોંકતો તે ફર્યો અને સામે છેટેના એક પહાડપર બળતા દેખાતા ભડકા તરફ આંગળી કરતો બોલી ઉઠયો:–"નિશાની થઇ! મ્હારે જવું જોઇએ. જો હવે હું અહીં વધુ રોકાઇશ તો આપણા બેઉનો નાશ થશે. છેલ્લી સલામ. દીલદાર છેલ્લી સલામ!–તું નાહક મને વળગી રહી છે–હવે તો–વેર, વેર! હું ફરીથી ત્હારો છું!—"

આટલું બબડતો ઝનુનથી ઝડપથી તેની પાસેથી ચાલતો થયો. પળ પણ ખોભર્યો નહી, પાછું ફરી જોયું નહી, પણ કઠેરાપરથી નીચે ઉતર્યો અને જાણે પ્રેમમાંથી મોતને ભેટવા ધસ્તો ન હોય તેમ અણીયાળા ખડબચડા ભયંકર ખડકો પરથી ઉતાવળે પગલે ઉતરવા લાગ્યો. અહીં ફીકી પડેલી મુંગી રહેલી યુવાન રોષંનઆરા શુંભ જેવી ઉભી રહી, પલભર ઉભી–દુઃખની શોકની નિદ્રામાંથી જાગૃત થતી–ચોંકતી કઠેરા તરફ ધસ્તી બોલી ઉઠીઃ—

"હું આવું છું–હું આવું છું–જો તું આ ખોમાં પડતો સચ્યા કરતો રાત્રિના પોઢીશ તો હું પણ ત્યાંજ મોતની ઠંડી વિવાહિતાવસ્થામાં ત્હારા પડખામાં પોઢીશ. એ પવિત્ર ખુદા એનું રક્ષણ કરો રક્ષણ કરો!"

તે ધડકતે હૃદયે તેને ઝડપથી ઉતરતો જોઇ રહી થોડા વખતમાં તો તે તેની નજર આગળથી અદૃષ્ય થયો અને અહીં કઠેરાને ટેકતી રોષંનઆરા પુનઃ શોકની તંદ્રામાં અદૃષ્ય થઇ.



# પ્રકરણ ૨ જું.



## ઔરંગઝેબની દક્ષિણપર ચઢાઇ.



Fought for the land his soul adored,
For happy homes, and falters free,—
His only talisman, the sword;
His only spell-word, Liberty!





શાંત પ્રભાત થઇ, દિનકર દક્ષિણના સુરમ્ય પહાડી પ્રદેશોપર પોતાનો ઝળહળતો પ્રકાશ ફેંકવા લાગ્યો. પક્ષીઓ કલ્લોલ કરવા લાગ્યાં. સૂર્યદેવે, પોતાનો વિજયરથ પૂર્વ દીશાપર ચઢાવી જગતને આનંદીત દર્શન આપ્યાં. અરે તે દિવસો ક્યાં ગયા કે જયારે પવિત્ર ભારતવર્ષ ઋષિ મુનિઓનું આશ્રમ, યજ્ઞયાગાદિ જ્યાં ત્યાં દૃષ્ટિએ પડતાં અને હિંદુ નરેશોના આશ્રય તળે સ્વતંત્રતા ભોગવતું, પવિત્ર નદીઓપર બ્રાહ્મણો આનંદથી સંધ્યાદિ કર્મો નિર્વિઘ્ને કરતા! અરે તે દિવસો ક્યાં ગયા? મુસલમાનોના ઉત્તર તરફના જુલ્મી ધર્માંધ જોસ્સભેર હલ્લાઓની ભયંકર આગથી તે દિવસો બળી ભસ્મ થઇ ગયા અને હિંદ પરાધિનતા પામ્યું. હિંદની મગરૂબી હમેશઃમાટે અસ્ત થઇ. ઘણી વખત હિંદના પુત્રોએ પુનઃ સ્વતંત્રતા મેળવવા બાથો ભીડી, પણ અંદર અંદરના કલહોથી તેમાં નિષ્ફળતાજ આવી. હજુ પણ તે પવિત્ર ભુમિનાં કેટલાંક

બાળકો હતાં, કે જે અંતઃકરણથી મુસલમાનોની જુલ્મી સત્તા ધીઃકારતા; અને તેમનાં હૃદયોમાં પ્રજ્વળતા દેશાગ્નિ-વૈરાગ્નિનાં બી ધીમે ધીમે પણ ઉંડાં ઉતરી પકવ થઇ વૃક્ષ રૂપે બહાર પડતાં અર્થાત તેવા કાર્યોમાં બદલાતાં ઘણી વખત પૂર્ણ જુસ્સાથી પ્રજ્વલી ઉઠતાં.

જુલ્મી બાદશાહ ઔરંગઝેબ પોતાના દિલ્હીના વિશાળ મહેલમાં પણ સુખે નિદ્રા ભોગવી શકતો ન્હોતો. શાહ, ત્હારી પ્રિય શહાજાદીના મહાલમાં જે રાત્રિએ પ્રેમથી દોરાઇ ચડયો હતો તે બનાવ શું દાખવતો હતો? કે એક મરાઠાની સત્તામાં પણ ત્હારૂં જુલ્મી માથું કેટલું સલામત રહી શાંતી ભોગવતું હતું. તે-ત્હારી શાહજાદીનો પ્રેમી-તે વીર, તને, ત્હારા જુલમને, ત્હારી મગરૂબ જાતીને ધીઃકારનારાઓ માંહેલો એક હતો. તું તે બધાને સારી રીતે જાણતો હતો-આજ વર્ષો થયાં, લીલી ધ્વજાઓ વાળું ત્હારૂં-અરે એક ધર્માંધ ઝનુની બાદશાહનું વિશાળ મહાન દળ મહારાષ્ટ્રના ડુંગરાઓમાં-પહાડોમાં તીડોની પેઠે પ્રસરાઇ વળ્યું હતું. અહીં, આ પહાડી પ્રદેશમાં એક ટોળી-મહારાષ્ટ્ર વીરોએ, ઓ શહેનશાહ, જેને તું ત્હારે મુલક સમજતો તે મુલકમાં ત્હારા માર્ગનો-ત્હારા વેગને રોકવા ભાલાઓ ફેંકયા હતા, અને તે વીરો ત્હારી અતિ બળિષ્ટ સત્તા સામે ઘણીજ બહાદુરીથી સ્વતંત્રતા માટે ટક્કર લઇ રહ્યા હતા. તેમને તેં બળવાખોરોની ઉપમા આપી હતી-તે ત્હારા બળવાખોરો ત્હારી મહાન સત્તા સામે વર્ષો સુધી ટકી રહી, પોતાનો વિજય મેળવતા, અંતે તેમનો વિજયવંત સ્વદેશભકત વીર સરદાર પોતાની વિજય પતાકાઓ પ્રસારતો પહા-

ડોનાં સથાળાપર મહારાજ—છત્રપતિ હિંદુપદ બાદશાહ પદને પામી પૂર દમામ સાથે સિંહાસનારૂઢ થયો અને પોતાની ઉજ્વળ કિર્તિ ચોમેર પ્રસારી!

આ મહારાષ્ટ્ર ભુમિપર સ્વતંત્રતાનો જોમ પ્રસારનાર—કે જેની સમશેરના પ્રકાશ આગળ મરાઠા વીરોની આંખો ચમકી રહેતી, તે કોણ હતો? મહારાષ્ટ્રના હાડી મજબુત પહાડી મરાઠાઓ, માવલાઓના ભાલાઓ તલવારોનો જેના પવિત્ર શીરપર મંડપ રચાતો, જે પોતાની પવિત્ર ભૂમિના પૂરાણા અતિ પવિત્ર આચારોનું ધ્વંસ થતાં રક્ષણ કરતો તે મહાન શિવાજી—જેનું નામ દિલ્લીશ્વરના હ્રદયમાં તો શું પણ સમગ્ર મોગલ સૈન્યના હ્રદયમાં ભ્રાતિ ઉત્પન્ન કરી કંપાવતું—જેના નામની વીર હાકથી તેઓ થરથરતા, તેમના હાથો ધ્રુજતા હેઠા પડતા તે મહાન હિંદુધર્મરક્ષક શિવાજી હતો! તે શિવાજી, જેને મુસલમાનોનો ધીઃકાર અને ક્રોધ, શ્રાપિત, દુષ્ટ, કાફર, વગેરે તીરસ્કાર યુકત નામોથી અરે કુતરો કે પહાડી ઉંદર, સુધ્ધાં કહેતાં અને જેની પ્રબળ સત્તા, જેનો તેમના પ્રતિનો ધીઃકાર, વગેરેની અતિશય વિલક્ષણ કથાઓ હજુ પણ ગવાય છે, તે વીર સ્વદેશવત્સલ શિવાજી મહારાજ મનુષ્યપ્રાણી કરતાં વધારે બળ અને આકર્ષણ ધરાવતો, તે વીર, જે પવિત્ર ભુમિને હ્રદયથી પૂજતો, જે પવિત્ર ધર્મ અને ભૂમિની, તેનાં બાળકોની સ્વતંત્રતા માટે—તેમને મુસલમાનોની જુલ્મી જુંસરીમાંથી છોડાવવા લડયો હતો—તેનું માત્ર એકજ તેશીસ્માન—તાવિજ તેની તલવાર, અને તેનું એકજ મંત્ર—મોહિની સ્વ-

તંત્રતા ! તે વીર, ઘણા પુરાણા મહાન સીસોદીયાઓનો ઉદ્ધારક વંશજ શ્રીરામચંદ્રજીનું નામ દિપાવનાર સુર્યવંશી હતો. તેનું નામ અમર થયું-તે હિંદુપતિ થયો, તેણે દેશને મોગલ સત્તામાંથી અંતે છોડાવી સ્વતંત્ર કર્યો, અને તેનાં બાળકો-તેજ મરાઠા-સત્તાએ એક વખત સમસ્ત ભારત ભૂમિને ઘેરી લઇ પ્રસરાઇ વળી અને પુનઃ હિંદુ ધર્મનો ઉદ્ધાર થયો.

મોગલોના જુલમને બાયલા પેઠે ગુંટણીએ પડવાનું તેને માટે ન્હોતું; તેનો આત્મા ઘણી સદીઓ અગાઉના ઝળહળતા પ્રકાશમાંના સમયમાં ઘડાયો હતો, જે આત્મા ઘણી સદીઓ અગાઉ સ્વર્ગસ્થ થયલા મહાત્માઓ, વીરરત્નોના વિજયોમાં-પ્રભામાં ખોરાક પામી પોશાયો હતો, તે ભારતના અશ્રુઓ સમયે તેનો ઉદ્ધાર કરવા અવતીર્ણ થયો ! તેને માટે મહાન જુલમી મોગલ પાસે ધ્રુજતાં શીર નમાવવાનું સરજાયું ન્હોતું-તે દુર હતો-પોતાના દેશની પોતાના ધર્મની શરમના આડંબર યુકત તમાસાથી તે કોશો દૂર હતો; અને તે પવિત્ર ભૂમિના ધર્માંધ મોગલની જુલમી સત્તા નીચે કચડાયલા બાળકોના એક એક અશ્રુબિંદુઓ તેના આત્મામાં અગ્નિના ટપકાંઓ પેઠે પડતાં; અને એક પ્રેમી પહેલા સ્મિતની ઉષાઃને-જેમ હર્ષથી વધાવે છે, તેમ જેણે વેર અને સ્વતંત્રતા માટે પહેલી તલવાર ખેંચી તેનો પ્રકાશ ચોમેર પ્રસારતા રણયજ્ઞનો આરંભ કર્યો ! હિંદુ મહાન સત્તા પુનઃ સ્થાપી હિંદુ ધર્મનો ઉદ્ધાર કર્યો !

આ મહાન પુણ્યશ્લોક મહારાજને સ્વર્ગે સીધાવે આજ ત્રણ ચાર વર્ષ થયાં હતાં. દરેક પ્રયત્ન કરે છતાં હરહંમેશ

મરાઠા સત્તા વધતી જતી જોઇ, અંતે મોગલેશ્વર ઔરંગઝેબ, અત્યંત છેડાયો, અને ઇ. સ. ૧૬૮૨ માં અતિશય મહાન પ્રચંડ સૈન્ય સાથે સમસ્ત દક્ષિણ હિંદને પાદાક્રાંત કરવા આ ધર્માંધ ઝનુની વૃદ્ધ બાદશાહ નીકળ્યો. આજે થોડો વખત થયો તેનું અઢળક સૈન્ય દક્ષિણના ડુંગરાઉ પ્રદેશમાં આવી પહોંચ્યું હતું. આ મહાન દળ સમુદ્રનો વેગ અટકાવવાને વીરશ્રી નકામી હતી. મરાઠા વીરો આ ભયંકર પ્રસંગે આલમગીરની સર્વને ડુબાવી દેનારી પ્રચંડ સત્તાને અટકાવવા નિરર્થક પ્રયત્ન કરી રહ્યા હતા. તેમનો એક એક ભાલો ઉંચકાતો તો પ્રત્યુતરમાં વિજેતાની હજારો સમશેરો ઉંચકાતી, અને અંતે તેમને પોતાનો પ્રયત્ન મુકવો પડતો.

આ મહાન સેનાસમુદ્રે આજ કેટલો વખત થયા બરહાણપુરમાં મુકામ કર્યો હતો. બાદશાહે આ મહાન ચઢાઇ સંબંધી અનેક યોજનાઓ નકકી કરવા, બરહાણપુરમાં ઘણા મહીનાઓ સુધી મુકામ રાખ્યો. તેણે પહેલાં પોતાના પાટવી શહાજાદા સુલતાન મોઆઝીમને મ્હોટા સૈન્ય સાથે મરાઠાઓના દેશનો દક્ષિણ વિભાગ કબ્જ કરવા મોકલ્યો. સુલતાન-મોઆઝીમ નાસીક પાસેના અંબાદરી ઘાટપરથી કોકણમાં ઉતર્યો અને કલ્યાણ પરગણામાં માર્ગમાં આવતા દરેકે દરેક ગામડાંઓ, ગામો, ખેતીવાડીનો નાશ કરતો દક્ષીણ તરફ વધ્યો; અને કોકણનો ઘણો ભાગ તેણે પાદાક્રાંત કર્યો, પરંતુ કોકણની મજબુત જગાઓ અને કિલ્લાઓ તો હજુ સંભાજીના હાથમાં રહ્યાં; અને મરાઠાઓ કિલ્લાઓના આશ્રામાં આવતાં પ્રબળ વેગને રોકવા પોતાનું રક્ષણ કરવા એકત્ર થવા લાગ્યા

આ ડુંગરાઓની આડમાં રહેલા વીરો થોડુંજ જાણતા હતા કે તેમના એક નમ્ર શત્રુ, એક શરમાળ મોગલ બાળાના ચક્ષુમાંથી તેમની હાની–ઉપદ્રવ–અશ્રુઓનો વર્ષાદ ખેંચતી !

તે બાળા જેનો પ્રેમ બીજાના દુ:ખ સામે થડકયો હતો, જે સરોવરની જેવી શાંતીથી નિદ્રા પામતી હતી, પણ જેનામાં તે શાંતીને ખલેલ પહોંચાડતા પ્રેમે પોતાનું તલીસ્માન ફેંકયું, અને જળની ઉર્મીઓ, ન્હાના મોજાઓને જાગૃત કરી તેના ધ્રુજતા ઘેરાવા ચોમેર પ્રસાર્યા. વૃદ્ધશાહ એક વખત ત્હારૂં પ્રમત્ત બાળક આ બધા તોફાન–સંહારમાં હસતું અને ખીલતું હતું;–તેજ ત્હારૂ અતિ પ્રિય બાળક–નિર્ભય, સ્થિર, આનંદી, ઉલ્લાસી બાળા, ત્હારા હૃદયની શાંતી, તેનામાં આજે વિજયી પ્રેમે બીજીજ લાગણીઓ દાખલ કરી છે. તેનો આત્મા સળગી ઉડયો હતો, તેનાં ભવાંપર ગ્લાનિએ વાસો કર્યો હતો, તેના હૃદયમાં અત્યારે માત્ર એકજ વ્હાલો વિચાર રમી રહ્યો હતો, અને ગાંડાઇની ટોંચે પહોંચતી તેપરજ મનન કરી રહી હતી ! તેનું, ડુબતું હૃદય વારંવાર તેના શબ્દો યાદ કરતું– 'મ્હારે મારેજ આ બધા માટે તું રડજે !'–અને દિવસોના વહેવા સાથે જેમ જેમ આ ભયંકર સંહારોના મહોત્સવો મોગલ છાવણીમાં થતા ગયા, તેમ તેમ દરેકે દરેક મરાઠાઓના રેડાતાં લોહીમાં પોતાનો પ્રિયતમ હશે એમ ધારતી તે આક્રંદ કરતી.

હવે તે પોતાના વ્હાલા પિતાની તલવાર આનંદથી ન્હોતી લાવતી, અને જો તે વૃધ્ધ પિતાએ પોતાની આંખો આગળની ઝાંખળ ખસેડી સ્વચ્છ આંખોથી જોયું હોત, તો

પોતાની શહાજાદીની દુઃખથી ભરેલી આકૃતિ તેની દ્રષ્ટિએ પડી હોત. તેનો ધ્રુજતો અવાજ, તેના ઉંચા મનવાળો વિરહી ચહેરો,–અવાજ, પગલું, જીવન, અને સૌંદર્યનું બદલાવું–તે સર્વ તે જોઇ શકત અને આ બધું માત્ર પ્રેમથીજ આવી શકે છે એવું જાણી શકત! રોપનઆરાની અનિવાર્ય પ્રેમ જવાળા, ચુપકી, ગ્લાનિ અને શરમમાં ઉછરી રહી હતી,–આનંદ કે આશા વગરની આશક્તિ–મનોવિકાર કોઇ છુપાયલા ખજાના કે એકાદ અપૂજ્ય દેવાલયમાંની નામ વગરની મૂર્તિ પેઠે તેના હૃદય મંદિરના અંધકારમાં ઉંડી ડટાયલી પડી હતી! પોતાના પ્રિયતમથી જુદાં પડે આજે સાત સાત રાત્રિ થઇ હતી, તદપિ તે મધ્ય રાત્રિએ ગચ્ચીમાં જતી, અને તે ઉંચા મિનારાપર એકલી અશ્રુ વર્ષાવતી નીચેની લાંબી ખાણુમાં જેના સ્મિતે તેને રડાવી તેને માટે એક ટસે દ્રષ્ટિ ફેંકતી–તપાસની–પણ તપાસ, રૂદન, નિઃશ્વાસ બધું વ્યર્થ હતું. તેને પુનઃ તે જોઇ શકી નહી–રાત્રિઓ શાંત નિર્ભ્રાંત હતી. માત્ર ઘુવડની એકાકી બુમ, કે વાગળોની પાંખનો ત્રાસદાયક અવાજ–તેજ તેણે જોયું અને સાંભળ્યું–

આ પ્રકરણને મથાળે વર્ણવેલી આજે આઠમા દિવસની પ્રભાત હતી. આજે શાહ આલમગીર આનંદથી ઉછળી રહ્યો હતો. આજે કાંઇપણ ભયંકર બનાવ તેને આનંદ અર્પી રહ્યો હતો. તે આનંદમાં પોતાની પુત્રીપાસે આવ્યો. "ઉઠ, પુત્રી ઉઠ,–હજુ કેમ પડી છે. ઉઠ, જો આજે તો આનંદનો દહાડો છે. મને અને પવિત્ર ખુદાને માટે આજે તો આનંદનો દહાડો છે. કાફરોનું ખુબ લોહી રેડાયું છે. ત્હારા ભાઇઓએ

જબરી ફતેહ કરવાના શુભ સમાચાર મળ્યા છે. હવે ટુંક સમયમાં તે કાફર કુતરો મ્હારા હાથમાં આવશે તેને જહાનમમાં મોકલી તેનું લોહી રેડી મ્હારા હૃદયને શાંત કરીશ !"

"કાફરોનું લોહી, અને તેનું લોહી !" તે ધીમેથી ચાચીઆરી પાડી ઉઠી.

"હા, તેનું લોહી ! તેના પહાડો, વિકટ કિલ્લાઓ, મ્હોટી ખીણો છતાં પણ સંભાળ્જો, તે કાફર કુતરો સંભાળ્જો, રોષનઆરા હવે મ્હારા પંજામાંથી છટકી શકશે નહી. સર્વ વિજેતા કપટ-દગા ફટકાનો ઉપકાર, અરે એની મદદ વગર આ અધર્મી કાફર ગુલામોને બંધન કરનારી શ્રાપીત સાંકળો, અરે અલ્લાતાલાથી પણ સહેલાઇથી તુટે તેમ નથી ! યા અલ્લા આ બળવાખોર સેતાન, જેની તલવારે મ્હારા માર્ગપર પવિત્ર મુસલમાનોના શબોના ઢગ પાથર્યા છે, જેમના શ્રાપદાયક ત્રાસજનક હલ્લાઓએ પવિત્ર ધર્મની તલવારોને પાછી હઠાવી છે, તે હવે ટુંક સમયમાં જયારે અલ્લાહ અને વેરનો પવિત્ર દીનનો જુસ્સો ફટકાઓમાં જોમ લાવે છે ત્યારે મોગલ સમશેર કેટલી ઉંડી જાય છે તે જોશે ! હું પેગમંબર મહમદના"-

"પણ અરે તે શહાજાદી, તેનું માનીતું કુમળું બાળક ડુબે છે. તેનો ચ્હેરો ફીકાશ પકડતો જાય છે, તેના ઓષ્ટ શુષ્ક થાય છે." મ્હારૂં બાળક, રોષનઆરા, રોષનઆરા ! આ શું ! અરે એને લડાઇઓની વાતો ગમતી નથી-ખરેજ તું ડરે છે-શાંત થા, બાળા-ધૈર્ય ધર. આજે ત્હારા તાવવાળા તપ્ત મસ્તકપર જે પવન ફુંકે છે ત્યાં તને નહી રાખતાં આજે રાત્રએ આપણે કુચ કરી ઔરંગાબાદના શાંતિવાળા ભાગમાં

ઉપડી જઇશું-તું ડર નહી." બાળાના મનની ખરી સ્થિતિ ન જાણનાર પિતાએ તેને શાંત કરવા પ્રયત્ન કર્યો.

બાદશાહની આ ખુનખાર ભયંકર બડાઇ સર્વ સત્ય હતી.

સંભાજીની આસપાસના વિશ્વાસુ સેવકોમાં એક કંગાળ એવો હતો કે જે અંદરથી બાદશાહે મોકલેલા તકરીબખાનને મળી ગયો હતો અને પોતાની બ્હેન તુળશી-જેના હાથમાં વિપર્યા સંભાજી રમકડું હતું તે દ્વારા ટુંક સમયમાં બાદશાહના હાથમાં કેદી તરીકે સંભાજીને સોંપવા વચન આપ્યું હતું. આ નર પીશાચ બ્હારથી સંભાજીનો હીતેચ્છુ,-મિત્ર-સાથી હતો પણ અંદરથી તો તેનો કટ્ટો જીવલેણ શત્રુ હતો. સંભાજી જયારે પાટવી કુમાર હતો ત્યારે તેના પિતાને સંભાજીએ માર્યો હતો, તેની દાઝે-તેનું વેર તેનામાં તેમજ તેની બ્હેનના હૃદયમાં પૂર્ણ જોસ્સાથી સળગી રહ્યું હતું-તે લાગ સાંધી સંભાજીનો નાશ કરવા તલ્પી રહ્યો હતો, અને આખરે કાવાબાજ તકરીબખાનનું હથીયાર બની મોગલોના હાથમાં સંભાજીને સોંપી પોતાના વેરની પૂર્ણાહુતી કરવાની ઉમેદમાં તેને સપડાવવાનું માથે લીધું. તે કામ કેવી રીતે પાર પાડયું, અને સંભાજી કેવો તેના હાથમાં હતો વગેરે આપણે આગળ ઉપર જોઇશું-

પ્રિય વાંચનાર, હવે આપણે આટલેથી અટકી આ બનાવોની થોડા વર્ષ અગાઉ, બનેલા બનાવો પર પહેલાં દૃષ્ટિ ફેરવીશું. અને આપણી કથાના નાયક સંભાજીએ કેવા કેવા દારૂણ અમાનુષિ કૃત્યો સાથે રાજ્ય કારભાર આરંભ્યો વગેરે તરફ લક્ષ્ય આપશું.

# પ્રકરણ ૩ જું.

## તુળશીબાઇ.

ટાઢાં શિતળ વન વહન જળ પથરા વ્હેરંત.
અબળા રૂઠી જો કરે સો દેવે ન કરંત,
ક્યા અબળા નહી કરી શકે? ક્યા ન સમુદ્ર સમાય?
પાવકમેં ક્યા નહી જળે? કાળ કીને નહી ખાય?

જોબન, ધન, ખળ પ્રીતડી, યુવતી, વાદળ છાંય;
નવું અન્ન, એ સાતનો, સહેજ સ્વાદ જગમાંય.

---

સંભાજીની શુદ્ધ બુધ્ધ વિસરાવનાર, તેને કબજામાં રાખનાર, પોતાના ગુલામ જેવો બનાવનાર તુળશીબાઇ હિરોજી ફર્જંદ જમાદારની પુત્રી હતી. આ જમાદારને સંભાજી જ્યારે પાટવી કુમાર હતો ત્યારે કાંઇ કારણસર તેણે મારી નાંખ્યો હતો. તે મરાયો ત્યારથી તેના યુવાન પુત્ર એસાજી અને તેની પુત્રી તુળશીબાઇના મનમાં સંભાજી વિષે દ્વેષબુધ્ધિ ઉત્પન્ન થઇ. જે તેઓએ કોઇપણ વખત વાચાથી કિંવા કૃતિથી બહાર દેખાડી નહીં. અંદરને અંદર તેમનો દ્વેષાગ્નિ ધીકતો રહ્યો; અને વખત આવે વેર પૂર્ણ રીતે લેવા ભાઇબ્હેને નક્કી કર્યું.

પ્રથમ પગથીયું એસાજીએ સંભાજી સાથે મિત્રાઇ કરી, ધીમે ધીમે તેનો સંપૂર્ણ ભરોસો મેળવ્યો. તેની બ્હેન તુળ-

શીબાઇ તે વખત પૂર્ણ યૌવનના બ્હારમાં હતી. તેની વય ૧૬, ૧૭ વર્ષની હતી, તે સ્વરૂપવાન, નખરેબાજ, ચતુર અને ખુનશી સ્વભાવની હતી. તેનું વેવિશાળ તાનાજી શીર્કે નામના એક મરાઠા સરદારના પુત્ર દૌલતરાવ સાથે થયું હતું. તેમના લગ્નની તૈયારી ચાલતી હતી તેટલામાં તેનો પીતા મરાયો અને લગ્ન અટકયાં–તેની માતા તેની બાલ્યાવસ્થામાં મૃત્યુ પામી હતી અને પીતાના મરણ પછી ઘરમાં કોઇપણ વડીલ ન્હોતો-તે પૂર્ણ તારૂણ્ય વિકારમાં હતી. તે સ્વચ્છંદે વર્તવા લાગી. તે ઘરમાં એસાજીની મૈત્રિથી સંભાજીનું વારંવાર આવવું જવું થવા લાગ્યું. તે આવે ત્યારે આ ધુર્તાધુર્ત–ભાઇબ્હેન પોતાનું વેર પેટમાંજ દબાવી તેની ઉપર ઉપરથી ખુબ આગતા સ્વાગતા કરતાં, પૂર્ણ માન આપતાં.

યુવાન સંભાજી ખુલ્લા મનનો નિષ્કપટી ભોળો હોવાથી આ ભાઇબ્હેનની કપટજાળ જાણી શકયો નહીં. એસાજીપર તેનો ઘણો પ્રેમ હતો પણ તુળશી સાથે તેનું ઘણું સબંધ ન્હોતું. ભાપણ પણ કામ પુરતું કરતો. પરંતુ અંતે તેનું યૌવન, સોંદર્ય હમેશ નીરખતાં તેના તરફ ખેંચાયો, અને હવે તેની સાથે છુટથી વાતચીત કરવા લાગ્યો. તેનો મોહ દિવસે દિવસે વધતો ગયો. ચતુર તુળશી ચેતી ગઇ, તે કાપટયમાં કુશળ હતી, તેણે તરતજ રાજકુમારના મનોવિકાર જાણ્યા અને તેને લલચાવવા વધુ ફસાવવા કપટ જાળ પાથરવા લાગી. તેને આશામાંને આશામાં લટકતો રાખી, એકાદ વખત વેર લેવાનો ખચીત લાગ આવશે એવી ઉમેદથી તેના મોહને ઉ-તેજીત કરવા લાગી. અને પોતે પણ તેના તરફ ખેંચાઇ

પોતાનું મન પણ હવે ચળવિચળ થવા માંડયું છે એવું અનેક સ્ત્રી ચરિત્રો અજમાવી તેને સાનમાં દેખાડતી. હવે તે મ્હારા-પર ખરી ફીદા થેઇ છે, મ્હારા તરફ સકામ બુદ્ધિથી જોવા લાગી છે એવું ભોળો સંભાજી સમજવા લાગ્યો. હવે પોતાની મનોવાંછના તૃપ્ત થવાનો સમય પાસે આવ્યો છે, એવું વિચારતો તે તેનું અધિકાધિક આર્જવ કરવા લાગ્યો. તુળશી પણ પોતાના પ્રેમની કપટજાળ તેનાપર વધારેને વધારે પાથરતી ગઇ. તેની કામવાસનાને તે એક સરખી ઉ-તેજીત કરતી ગઇ, તેને દિવાના જેવો બનાવતી, હવે મ્હારો મનોરથ તરતજ પરિપૂર્ણ થશે, તુળશી મ્હારી થશે, એવું તેને લાગવા માડયું. પણ દેખાડવાના દાંત જુદા અને ખાવાના જુદા હતા તે આ કામાંધ કુમાર સમજી શકયો નહી.

પોતાના વેરીપર વેર લેવાનું કામ બરાબર પોતાની બ્હેને મનપર લીધેલું જોઇ, એસાજીને ઘણો આનંદ થયો. આ ઉભય ધુર્તા–ધુર્તપર કુમારને ઘણોજ ભરોંસો હતો. તેના મનની અંતસ્થ વાતો હોય તે સર્વે તેમને ખબરજ હોય. તે પ્રિય સખો અને તે પ્રિય સખી જે કહે તે પ્રમાણ, આ પ્રમાણે તેની સ્થિતિ થઇ હતી.

સંભાજીની કામવાસના અતિશવ વધી ગઇ, અને તે ાા સામે હવે ખુલ્લી રીતે અતિશય છુટ લેવા લાગ્યો. ત્યારે તેના સપાટામાં ન આવવા તુળશીને ઘણી યુકિતઓ યોજવી પડતી. આજનો દિવસ જવા દો, કાલે તમારો મનોરથ પૂર્ણ કરીશ; એવા એવા મીઠા શબ્દો બોલી વાયદાઓપર વાયદા આપી તેને ઉડાવતી. છેવટે વ:ત એટલે સુધી વધી ગઇ કે જો હવે

તે તાબે ન થાય તો તેનાપર બળાત્કાર પણ કરવા મોહાંધ સંભાજી તૈયાર થઇ ગયો.—હવે કોઇપણ યુકિતથી તેનું મન બીજે કોઇ ઠેકાણે લગાડી આ વિઘ્ન કાઢવા આ ઉભયે ઠરાવ કર્યો. તુળશીપર મોહિત થઇ સંભાજી જો કે આટલો બધો લંપટ થયો હતો, પોતાનું સર્વ ભાન ભુલ્યો હતો; તદપિ વિષયભોગ કરતાં પણ તેના મનનો મુળ વેગ શિકાર તરફ અધિક છે, એવું એસાજી જાણતો; તેથી તેને અનેક યુકિત પ્રયુકિતથી ફોસલાવી શિકારે જવા નકકી કર્યું. અને ત્યાં કોઇપણ રીતે યુકિત રચી વેર લેવાનું પણ નકકી કર્યું.

સંભાજી હવે કેટલાએક સોબતીઓ સાથે શિકારે નીકળ્યો. એસાજીએ દોલતરાવને પણ સાથે લીધો. તુળશીપર સંભાજીનો ડોળો છે એવી દોલતરાવને ખબર પડી હતી, આપણે ઉપર જોઇ ગયા છીએ તેમ તેનું તુળશી સાથે વેવિશાળ થયું હતું. તે પણ તેનાપર મોહિત થયો હતો અને પોતાનાં હવે તરત લગ્ન થાય, એવું ઇચ્છતો હતો ત્યાં વચ્ચે આ નવું નડતર આવ્યું હતું. પોતાના ભવિષ્યની ભાર્યાપર રાજકુમારનો ડોળો છે, એ સમાચારે તેને ભડકાવ્યો, તે દ્વેષાગ્નિથી બળવા લાગ્યો અને રાજપુત્રપર તેને હવે હાડોહાડ વેર ઉત્પન્ન થયું. આ ચતુર એસાજીએ જાણ્યું, અને તેથીજ શિકારમાં તેને સાથે લીધો. હવે આ શાળાબનેવી વખત સાંધી કોઇ અડચણવાળી જગ્યાએ રાજકુમારને પોરવી ત્યાં ઠાર મારી પોતાનું વેર લેવા તલ્પી રહ્યા. દોલતરાવ ઘણો ખુનશી, હઠી, અને બેપર્વા યુવક હતો. રાજપુત્ર ભોળો, ઉત્સાહી, પણ અતિશય વીર નર હતો. તે ખરેજ સિંહનો બચ્ચો હતો. તેની સામે લડી,

મારવાની કોઇની પણ હિંમત ન્હોતી. દગાથી મારવાનું આ કાપટયચતુરોએ નક્કી કર્યું હતું.

બીજે દિવસે અરણ્યમાં રાજપુત્રે ઘણો શિકાર કર્યો. ઘણા હિંસક પ્રાણીઓ માર્યા—બપોર થયા—શિકારની ધુનમાં સંભાજી સોબતીઓથી છુટો પડી ગયો—પણ ખુનીની નજર તો તેની પુઠેજ હતી. તે ઘણોજ થાકી ગયો હતો. બપોરનો સમય—સખ્ત તાપ—તેની જીવ્હા તૃષાથી સુકાતી હતી, ભુખથી તે વ્યાકુળ બન્યો હતો, તે હવે એક ન્હાના વોહળા પાસે આવી પહોંચ્યો. ઘોડાપરથી ઉતરી, પોતાની તેમજ અશ્વની તૃષાને શીતળ જળથી તૃપ્ત કરી ઝાડ સાથે ઘોડાને બાંધી શીતળ વૃક્ષની છાયામાં જરા આળોટતો, વિશ્રાંતિ લેતો પડયો. તેના પુઠે લાગેલો ખુની દૌલતરાવ તેના તરફ ઉતાવળે આવવા લાગ્યો. સંભાજી ઘોડાના ડાબડાનો અવાજ સાંભળી અહીં તહીં જોવા લાગ્યો. ત્યાં પોતા તરફ ધસતો આવતો દૌલતરાવ દેખાયો, તેના હાથમાં નાગી તલવાર હતી. ચ્હેરો ક્રોધથી લાલચોળ થયો હતો, ભવાં ચડયાં હતાં, નેત્રોમાં ખુન વરસી રહ્યું હતું, આશ્ચર્ય પામતો કુમાર તરત ચેત્યો, તેને મળવા હજુ સજ્જ થાય છે ત્યાં તો તેણે ત્યાં આવી પહોંચી એકદમ તેનાપર તલવારનો ઘા કર્યો, સંભાજી ઘા ચુકવવા ઉઠયો, પણ ઘા તેના ફેંટાપર બેઠો, ફેંટાને કાપતાં ફેંટો એક બાજુએ સરી પડયો અને સંભાજીનું મસ્તક બચ્યું—ત્યાં પુનઃ ઘા આવ્યો, પણ હવે તે પૂર્ણ સજ્જ થયો હતો, તરતજ વીજળીની ઝડપે ઘા ચુકવતાં વ્યાઘ્ર પેઠે તે કુદ્યો અને પોતાના ખુનીપર એકદમ ઓચીંતાં તલવારનો ઘા

કર્યો—દૌલતરાવ ચીચીઆરી પાડતો જમીનપર સખરૂપે ત્રુટી પડયો—તેનું શીર ધડથી છુટું પડયું—એટલામાં તો તેના સેવકો આવી પહોંચ્યા અને અરિષ્ઠ ટળ્યું જોઇ આનંદ પામ્યા: પણ એસાજીને મનમાં અતિશય સંતાપ થયો, તો પણ બ્હારથી અનહદ આનંદ દર્શાવ્યો, એટલુંજ નહી પણ પોતાના બનેવી શીર્કેના શબને લાત મારી ગાળો આપી સ્વામિભકિત દાખવી. શીર્કેના આ અંતથી એસાજીનો દ્વેશ કમી ન થતાં ઉલટો બેવડો વધ્યો.

જે સાથે પોતાનું વેવીશાળ થયું હતું, જેનાપર પોતાનો ખરો પ્રેમ હતો, તે પોતાનો ભવિષ્યનો સ્વામિ, પોતાના પીતાનો વધ કરનાર રાજકુમારનેજ હાથે મરાયો એ સમાચારથી તુળશીબાઇને અતિશય દુ:ખ થયું. અને પ્રતિજ્ઞા કરી કે "પિતાને મારનાર, મ્હારા પ્રાણવલ્લભને મારનાર, એ ચંડાળ ખુનીપર હું પૂર્ણ વેર લઉ તોજ હિરાજી ફર્જંદ જમાદારની પુત્રી ખરી!" શિકારમાં સંભાજી દૌલતરાવને હાથે ન મરાતાં ઉલટો દૌલતરાવ સંભાજીનો ભોગ થયો—બાજી ઉલટી પડી તેથી આ કારસ્થાની ભાઇ બ્હેનના દુ:ખનો—વેરનો દાવાનળ ભડકવા લાગ્યો—પણ હિમ-ત ન હારતાં છેવટ પર્યંત પ્રયત્ન કરવામાં પાછું હઠવું નહી એવો દઢનિશ્ચય કર્યો.

શિકારેથી આવ્યા બાદ સંભાજી પોતાના આ મ્હોટા શિકારની પુઠે પુનઃ લાગ્યો. અંદરથી તુળશીએ તેની સાથે હાડવેર ધર્યું હતું પણ તેને મળતાંજ ખોટા પ્રેમનો ઉભરો દેખાડયો. તેણે પોતાનું મંદસ્મિત, પ્રેમકટાક્ષ, હાવભાવ, અને વાગ્વલાસથી તેને અંધ બનાવ્યો. તેને તુળશીની એક

સરખી રઢ લાગી. એસાજી ચેતેલો હતો. પુનઃ યુક્તિ અજ-માવી પ્રતાપગઢની ખોહમાં એક જબરજસ્ત મ્હોટો વાઘ આવ્યો છે એવા સમાચાર આપી, શિકારના નાદપર ચડાવ્યો. સંભાજી તૈયાર થયો. જોત્યાજી, એસાજી વગેરે પાંચ સાત જણને લઇ પ્રતાપગઢ તરફ નીકળી ગયો.



# પ્રકરણ ૪ થું

## શિકાર.

જમાનેકી ગિરદેશી, સીતારેકા ફેર;
મકકારી કે જાલમે, સપર ગયા શેર.
કરૈ ન બુધ વિશ્વાસકો, પ્રિયવાદી ખલસંગ;
સુનિ બીનાકી મધુરતા, મારે જાત કુરંગ.

આ પણી આ શિકારી ટોળી પ્રતાપગઢના પાયથ્યા પાસે જઇ પહોંચી. વર્ષા રૂતુની શરૂઆત હતી—તેઓ અર્ધોક ડુંગર ચઢયા હશે, ત્યાં દિવસ ત્રણેક પ્રહર વીત્યો હશે—એટલામાં એકાએક વાદળાંઓના ટોળે ટોળાં કાળાશ પાથરતા ભયંકર રૂદ્રરૂપ અર્પતા મહાબળેશ્વર બાજુથી ધસ્યાં આવ્યાં. ખુબ તોફાની પવન શરૂ થયો. વર્ષાદ મુસળધાર પડવા લાગ્યો. વિજળી ચમકવા લાગી—ભયંકર ગર્જનાઓ થવા લાગી અને વિશાળ પહાડોની ખીણોમાં તેનો ભયાનક આઘાત—પ્રતિધ્વની ગાજવા લાગ્યો. પક્ષીઓ વૃક્ષોમાં ભરાવા લાગ્યાં અને ચીં ચીં કરતાં એક સરખો અવાજ કરવા લાગ્યાં. સર્વ પ્રદેશે ભયંકર રૂપ ધારણ કર્યું, શિકારી ટોળી ઘોડાપરથી ઉતરી ઘોડા હાથે દોરી આશ્રય શોધવા લાગી. એક મ્હોટા ખડકની ઓથ લીધી, પણ તેઓ વરસાદથી બચી શકયા નહી. એસાજીને તે પ્રદેશની સારી

માહિતી હતી—તેના મનમાં સંભાજીને પૂર્ણ ગફલતમાં રાખી વાઘના પંજામાં પરબારો સપડાવવાનો હેતુ રમી રહ્યો હતો. બાહ્ય સૃષ્ટિએ જેવું તે વખતે ભયંકર રૌદ્રરૂપ ધારણ કર્યું હતું તેવુંજ તેના કાળા અંતરે પણ રૂપ ધારણ કર્યું હતું. તેના કુડા મનમાં અનેક તોફાન ઉછળી રહ્યાં હતાં. તેણે વરસાદથી બચવા અશ્વોને પાસેના એક મ્હોટા વૃક્ષ હેઠળ બાંધી ત્યાં તેમના રક્ષણ માટે બે જણને રાખી બાકીના બધા પાસે થોડે દુર આવેલી એક ગુફાનો આશ્રય લેવા જેવાની સૂચના કરી, સંભાજીએ તે તરત સ્વિકારી. એસાજી સર્વની આગળ, સંભાજી તેની પાછળ અને તેની પુઠે તેના બે નોકરો એ ક્રમે તેઓ ચાલતા હતા, ચઢાણ એકદમ સીધા—ઉભા ટોળાવનું હતું. ઉપર ચઢતાં સર્વને થાક લાગતો હતો, પડતા વરસાદથી પગ લપસતા હતા, પણ બધાનું આ ભયંકર તોફાનથી છુટકો થાય તે પર લક્ષ હતું. તેવા માર્ગના બીજાં સંકટો તેમને ભારી લાગતાં નહોતાં, અંતે મહા પ્રયત્ને તેઓ તે ગુફાના મુખ પાસે આવી પહોંચ્યા. ઘણા કષ્ટથી એક માણસ અંદર સરકી શકે એટલું બધું ન્હાનું તેનું મુખ હતું. અંદર પૂર્ણ અંધકાર પથરાઇ રહ્યું હતું—કાંઇપણ દેખાતું ન્હોતું. તેઓ જેમ તેમ મહામહેનતે અંદર ધુસ્યા. બ્હાર તો તોફાન પૂરે જોરથી વધવા માંડ્યું. વિજળીના ચમકારા—મેઘગર્જનાના કડકડાટ—તોફાના જેવા પ્રચંડ ધ્વનિઓ કરતા ગર્જી રહ્યા. ઉંચા ઉંચા પર્વત—શૃંગોપરથી ધોધો કરતા પૂર જોશથી પાણીના ધોધો પડવા લાગ્યા.

ઘણો વખત વિત્યા બાદ તોફાનનું જોર કમી થયું. વાદળ વિખરાવા લાગ્યાં. વચ્ચે વચ્ચે મંદ મંદ સૂર્ય દર્શન થવા લાગ્યાં, અને થોડા વખતમાં તો અભ્ર પટલ ઉડી જઇ સર્વ આકાશ મંડળ સ્વચ્છ થયું. ગુહાના ખુણાઓ જરા જરા અંધુક અંધુક દેખાવા લાગ્યા, અને અંધકાર જરા કમી થયું. બ્હાર પણ કુદરત સ્થિર થતી ગઇ, ત્યાં પિલાજી મોહીતાની નજર એક છેક અંદરના ખુણામાં ચમકતી આંખોપર પડી-તે શું છે, રાની બીલાડો તો નહી હોય! તે જોવા તે ખુણા ભણી ગયો અને હાથમાં જે બચ્ચાં આવ્યાં તે લઇ અજવાળામાં આવ્યો અને ભય વચ્ચે જુવે છે તો વાઘનાં બચ્ચાં! તેના માબાપ તેમને ત્યાં રાખી જંગલમાં શિકારની શોધમાં ગયાં હશે અને જે વખત જાય છે તેમાં આવવાં જોઇએ એવું તેને લાગતાં તે બોલ્યો:—

"કેમ જોત્યાજી, હવે શું વિચાર છે! આ તો વાઘની ગુફા છે-હવે અહીં રોકાવામાં ફાયદો નથી."

ત્યાં સંભાજી બોલી ઉઠયો:—"શું કહ્યું પિલાજી? હં! વાઘથી ડરે છે, અરે આ શિકાર તો અચ્છો."

પિલાજી હાથ જોડી બોલી ઉઠયો:—"સરકાર, હું જરા પણ ડરતો નથી. પણ આપણી પહેલાં તૈયારી હોય અને પછી તે અંગપર આવે તો સારૂં. આ ઠેકાણે એમજ બેસી રહીયે. તો આપણા તો બારજ વાગી જશે. હાથ મારવા જેટલી તો પ્રશસ્ત જગ્યા જોઇએ-આપણે અહીં છીએ ત્યાં વાઘ ઘુસ્યો

તો બચાવનો એકે આરો નથી ઉલટા તે આપણો શિકાર બનવા બદલે આપણેજ તેના શિકાર થઇ શું ! એજ મ્હારૂં કહેવું છે."

સંભાજી:—"ત્હારૂં કહેવું કાંઇક વ્યાજબી લાગે છે."

એસાજીએ હવે પોતાનો વખત આવ્યો જાણી હાથ જોડી બોલી ઉઠયો:—"મહારાજ, મને આ વખતે એક સારી યુક્તિ સુઝી છે. ત્યાં સાંમે પેલું મ્હોટું પીંપરીનું ઝાડ છે તેપર હું આગળ જઇ ચડી બેસું છું. તેપરથી ઘણે લાંબે સુધીનો પ્રદેશ દેખાય છે. કોઇ વાઘબાઘ આવતો નજરે પડે કે તરતજ તમને સીસોટી વગાડી ચેતાવીશ; પછી પેલી તરફ એક મ્હોટો ખડક છે તે પર ચઢી જવાને પણ તમને ઘણો સમય મળશે. ત્યાંથી નીશાન મારશો–પછી વાઘનો ભાર શું ! તેતો મુવોજ સમજો ને."

સંભાજી:—"એસાજી, આ ત્હારી સારી સલાહ છે–પહેલાં આ જગ્યા છોડી બ્હાર પડીએ, પછી વાઘ અંગપર ચાલી આવે તો મેદાનની વાત જુદી છે. તેની સાથે બે હાથ કરવા ત્યાં સારી સરળતા મળે. વાઘના બચ્ચાને ઉપદ્રવ થાય તો તે વાઘ ગણો છેડાય. અને તે જેટલો છેડાય તેટલો તેનો શિકાર કરવામાં વધારે બહાદુરી અને ખુશાલી. ચાલો આપણે હવે આપણા તીરકામઠાં ઉપાડી અહીંથી નીકળી બ્હાર પડીયે."

આવો ઠરાવ કરી જે તે પોતપોતાના હથીયાર ઉપાડવા લાગ્યા. તેઓએ ગુફામાં આવતાંજ તીરકામઠાં ઉતારી જમીનપર મુકયાં હતાં. તે પાછા ઉપાડવા લાગ્યા તો તેમના આશ્ચર્ય વચ્ચે તે ત્યાં ન મળે. તેઓ તપાસવા લાગ્યા તો

એક ખુણામાં તેમનો પત્તો મળ્યો—વાઘના બચ્ચાંઓ તેમના તીરો સાથે રમતાં રમતાં ધસડી જઇ ભાતાઓમાંથી બધાં તીરો કાઢી કાઢી દાંતથી કરડી કરડી તોડી ફોડી નાંખ્યાં હતાં માત્ર બે ત્રણ તીરજ બાકી રહ્યાં હતાં: કેવો વિલક્ષણ પ્રસંગ ! કેવી કમનસીબી ! હથીયાર શિવાય માત્ર હાથથીજ વાઘ સાથે લડવાનો પ્રસંગ આવી પડયો ! અહીં આવી રીતે બધાની ત્રેધા ઉડતી જોઇ પોતાનો શિકાર હવે જરૂર વાઘનો શિકાર બનશે, પોતાનું ઘણા દિવસનું વેર આજે લેવાશે, એવું ધારતો, મનમાં ફુલાતો એસાજી એકદમ જાણે કાંઇ જાણતો ન હોય તેમ, તેમની નજર ચુકવી બ્હાર નીકળી ઝાડપર ચઢી બેઠો. અહીં સંભાજી અને તેના સાથી ગુફામાંથી નીકળવાની તૈયારીમાં હતા ત્યાં ગુહાથી થોડે છેટે પુછડી હલાવતો હલાવતો એક મ્હોટો વિકાળ વાઘ ધીમી ચાલે ગુફા તરફ આવતો તેમની નિરાશા વચ્ચે દ્દષ્ટિએ પડયો.

સંભાજી—"જોત્યાજી સંભાળો, હવે આ: પશુ સાથે વગર હથીયારે લડવા પ્રસંગ આવ્યો છે છુટકો નથી. શત્રુએ એકાએક આપણને સપડાવ્યા છે. આપણી પાસે ફુટેલ તુટેલ સામાન છે તેનાથી કામ લેવાનું છે. પણ બચ્ચાજી ત્હારે અમારી સાથે કામ લેવાનું છે, જો તને પહેલી રામ રામીનો સ્વાદ ચખાડું છું." એમ કહેતાં પોતાની કમાનને તીર લગાડી વાઘપર છોડયો.

તીર છુટયો—વાઘની કાંધપર લાગ્યો. ઓચિંતા ઘાવથી વાઘ ચમકયો, વેદનાથી ચીસ પાડી ઉછળ્યો, ક્રોધથી ગર્જના

ફરી ગુફા તરફ ધસ્યો. જોત્યાજી અને પિલાજીએ આગળ નાકા ઉપર ઉભવા અર્જ કરી પણ સંભાજીએ ડાળા ચઢાવી પોતા પાછળજ રહેવા સખ્ત તાકિદ કરી, તલવાર ખેંચી ધસ્યા આવતા વાઘ સામે ટક્કર ઝીલવા તૈયાર થયો. ગુહામાં ખરેખર તેમની દશા અતિ વિકટ થઇ હતી, અંદર અંધારામાં પુરૂં દેખાતું પણ ન્હોતું. ગુફાની ઉંચાઇ થોડી, તેથી તલવારનો બરાબર ઘા થાય તેમ પણ ન્હોતું; તેમની અતિ વિષમ સ્થિતિ હતી. વાઘ ગુફાના દ્વાર પાસે આવી એક ક્ષણ ભર થંભ્યો. પોતાના બચ્ચાં શત્રુને હાથ ગયલાં જોઇ છંછેડાયો, ભયંકર ગર્જના કરી આંખો ફેરવતો ગુફામાં ધુસ્યો. સંભાજીએ સામે તલવાર ધરી તેને અટકાવવા પ્રયત્ન કર્યો, તીક્ષ્ણ અસી તેના ખુલ્લા મુખમાં–તેની જીવ્હામાં ધુસી લોહીની ધારા વ્હેલા લાગી, તે વધુ છેડાતો ધસ્યો, સંભાજીથી તેનો પ્રબળ વેગ રોકી શકાયો નહી, તે જરા પાછળ હઠયો. જુસ્સાના વેગમાં ગુફાની ઉંચાઇ થોડી છે તે વીસરી જઇ જોરથી તલવારનો ઘાવ કરવાં ગયો ત્યાં ઉપરના છત સાથે જોરથી તલવાડ અથડાઇ ખનનન કરતી ત્રુટી જઇ તેના હાથમાંથી છટકી ગઇ. એટલામાં તો વાઘે તેનાપર છલાંગ મારી. ત્યાં જગ્યા ઘણી ટુંકી હોવાથી તેના સાથીઓ તેને મદદ કરી શકે તેમ ન્હોતું. વીર સંભાજી કાંઇ વાઘથી ડરે કે ગાંજ્યો જાય તેવો ન્હોતો. તેણે વાઘનો ઘા પોતાની છાતીપર ઝીલ્યો; પંજો પડતાંજ મજબુત પકડી બીજા હાથથી તેનું ગળું જોરથી દાબ્યું; અને અમાનુષી સામર્થ્યથી તેને એક હાથ જેટલા અંતરે રાખી તેનો પેત બર લાવવા દીધો નહી.

વાઘનો પંજો છાતી પર લાગ્યો હતો, તેના ઘામાંથી ધડધડ લોહીની ધારા વહેતી હતી, તે વાઘને સાથે નમાવતો ગુઠણીયે નમ્યો, આ જોતાં જોત્યાજીની આંખો ફાટી, સંભાજીથી પુઠેથી ઘણી સંભાળથી તેણે વાઘની પીઠપર તલવાર ખોસી. વાઘ વળી આ નવા શત્રુને જોઇ તેપર કુદવા ગયો પણ સંભાજીએ તેને અતિ બળથી મજબુત પકડેલો હોવાથી તે છુટી શકયો નહિ. સંભાજીએ અતિ જોરથી તેનું ગળું દાબતાં તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો, અને અતિ બળ કરી વીર સંભાજીએ તેને જમીનપર પછાડયો, અને હાંફતો હાંફતો બાજુએ હઠી ગયો. જોત્યાજીએ તેના પડતા શરીરપર પગ મુકી તેના ગળામાં તલવાર ખોસી દીધી. તે તડફડતો પડયો, પુનઃ તલવાર તેના શરીરમાં સોસરી ઘુસી, તેના પ્રાણ હર્યા.

સંભાજીની છાતીમાંથી ઘણું લોહી વહ્યું હતું અને હજુ પણ વહેતું હતું. તેને કારી ઘા લાગ્યો હતો, તેની આંખોએ તમર આવવા લાગ્યાં, આંખોએ અંધકાર લાગવા માંડયું, તેની નજર મરેલા વાઘ તરફ રહી અને જોત જોતામાં તો તે બેશુદ્ધ થઇ ગયો—તેના ઇમઃની સેવકોને તેના જીવની હવે બીતિ લાગવા માંડી—પણ પહાડમાં વસનારા માવલાઓને પહાડી ઝાડપાલાની—વનસ્પતીના ઓષધીની ઘણી માહિતી હોય છે. જોત્યાજી પણ તેમાં કાબેલ હતો, તરતજ પીલાજીને સંભાજીની સંભાળ સોંપી બ્હાર નીકળ્યો અહીંતહીંથી વનસ્પતી શોધી લાવી, બાજુના ધોધમાંથી નીર્મળ જળ ભરી લાવી, વનસ્પતી વાટી તેની છાતી સાથે બાંધી, લાગલુંજ વ્હેતું લોહી બંધ પડયું. થોડીવાર પછી સંભાજીને

શુધ્ધી આવી, તે જરા વધુ હુશીયાર થતાં સંભાળીને બેઉએ તેને ગુફા બ્હાર કાઢયો. બ્હાર આવી એસાજીને બુમ પાડી તો તે મળે નહી. ત્યારે સંભાજી હસતો હસતો બોલ્યો "આ બાયલો, ફરીને નાશી ગયો લાગે છે."

જોત્યાજી:—"મહારાજ, એસાજી તો જીવ લઇ નાઠો છે, જયારે વાઘ ગુફામાં ઘુસ્યો ત્યારેજ તેને મેં પેલા ઝાડપરથી ઉતરતાં જોયો, તે લુચ્ચો ખરો–તેના જેવો દોસ્ત અને તેના જેવો પ્રસંગ–વખત જોનારો મેં કયારેએ જોયો નથી !"

સંભાજી હસતાં હસતાં:—"વાઘની બુધ્ધિ અને વાઘનું શીલ કાંઇ એવું હોતું નથી."

જોત્યાજી:—"વાઘને એવું શહાણપણ નહી હોય, પણ આતો શહાણા માણસની બુદ્ધિની–ચતુરાઇ મેં કહી–સરકાર, હવે આપણે આસ્તે આસ્તે માર્ગ કાપીયે તો ઠીક." એટલું કહી તે બેઉ સેવકો સંભાજીને પકડી ધીમે ધીમે ડુંગર ઉતરવા લાગ્યા.

આ તરફ એસાજી વૃક્ષપર ચઢયો તે આપણે જોઇ ગયા છીએ. ત્યાંથી તે ગુફામાંનો બધો તમાસો જોઇ શકતો હતો. વાઘ જયારે ગુફામાં ઘુસ્યો ત્યારે હવે આ ત્રણે સોબતીઓ અંદર પુરા ફસાયા છે તેમનો બચવાનો એકે ઉપાય નથી એવું જોઇ હર્ષ પામતો ઝાડપરથી ઉતરી ઉતાવળે ડુંગર ઉતરવા લાગ્યો. હવે પોતાનો હેતુ આવી રીતે સહજ સિધ્ધીએ ગયો સમજી, આનંદ–હર્ષનું મનો રાજય તેના દુષ્ટ મનમાં ચાલ્યું. પરબારો પોતાના બીજા સાથીઓને જઇ ન મળવું, અને થોડાં ઘણાં ચકકર મારી સંધ્યા થયા પછી

જવું અને રાજકુમારથી પોતે છુટો પડી ગયો અને તેને શોધી શોધી થાકયો પણ તેનો પત્તો ન મળ્યો વગેરે સમાચાર આપવાનો ઠરાવ કરી તે રાનમાં ઘુસ્યો. સંધ્યા થતાં તે પાછો ફર્યો. જયાં ઘોડા બાંધ્યા હતા ત્યાં ખીન્ન મુખ રાખી આવ્યો, જુવે છે તો સંભાજી ઘોડાના ચારજામાપર પડયો હતો, સર્વે તેને વિંટાળી બેઠા હતા. તેમનાં મુખ ખીન્ન હતાં. તેને પીલાજીએ સર્વ વાત કહી. તે સાંભળી તેને કેવળ હર્ષ વાયુ થયો. હવે તરતમાંજ પોતાનું વેર લેવાશે એવી આશાએ તેને ફુલાવ્યો. પણ સર્વ હર્ષ, ઉભરો મનમાંજ સમાવતો આ ધુર્ત અતિ ખીન્ન વદને સંભાજી પાસે ખમા, ખમા, કરતો ગયો.

તેને જોતાંજ સંભાજી હસ્યો અને બોલ્યો "આવો, આવો મ્હારા વીર એસાજી, આજે તમે તો ખુબ બહાદુરી દેખાડી હો!"

એસાજી "સરકાર, ભાગવામાં પણ બહાદુરી સમાયલી છે તો."

સંભાજી, "પણ મને તો ત્હારી ધાસ્તી લાગતી હતી કે હજુ તું ન આવ્યો, તે રસ્તામાં વાઘ મામાનો તો તને ભેટો થયો નથીને! ત્હારી શોધ માટે મેં બે માણસ પણ મોકલ્યા છે. તું આવ્યો એ જોઇ મને ધીરજ વળી, પણ આજનો પ્રસંગ તો બહુ ભારી હતો. શ્રીભવાનીએજ મ્હારૂં રક્ષણ કર્યું. હવે આ જખમો મટતાં સહજ પંદરેક દિવસો થશે." એસાજીએ તેને ધીરજ આપી. એટલામાં ઉપર કિલ્લાપરથી

મંગાવેલી એક ડોળી થોડાએક સીપાઇઓની ટુકડી સાથે આવી પહોંચી. તે ડોળીમાં સંભાજીને સુવરાવ્યો અને રાયગઢ તરફ કુચ કરી. જોત્યાજી ડોળી સાથેજ ચાલતો હતો, ઝાડપાલાની ઓષધીથી તેને જરા આરામ થવા લાગ્યો હતો. રાયગઢમાં એક માસ પર્યંત તેણે બીછાનું સેવ્યું. ધીમે ધીમે તેને ફેર પડતો ગયો અને દોઢેક માસે પુર્ણ રીતે તેની તબીયત પાછી ઠેકાણે આવી.



# પ્રકરણ ૫ મું.

## ધુર્તધુર્તાની કપટજાળ.

સ્ત્રી તાતા અંગાર સમ, ઘી ઘટ સમ નર ધાર;
એ બે ના મેળાપથી, થાય અનર્થ અપાર.

મનકા રંગ કયસા, જીસ્મે મિલાવે વૈસા.



સંભાજી માંદપમાંથી ઉઠયો કે પુન: એસાજીને ઘર પૂર્વ પ્રમાણે જવા લાગ્યો. તુલસીબાઇની મૂર્તિ તેના મનમાં રાત્ર દિવસ ઘોળાવા લાગી. તેની રઢ લાગી. તુળસીબાઇ પૂર્વે તેને વચન આપી ચુકી હતી કે 'બીજી વખત તમારો મનોરથ પુર્ણ કરીશ' તે વચન હવે લંબાવાય તેમ નથી અને લંબાવ્યાથી કદાચ તે વહેમાય:અને સર્વ બાજી ઉંધી વળે તેથી આ કાપટય મૂર્તિ પોતાને વશ કરવા સંભાજીએ જે જે પ્રયત્નો કર્યા તેમાં ઉત્તેજન આપતી ગઇ. પોતાના પિતાના, પોતાના ભાવિ પતિના પ્રાણ હરનારપર વેર લેવાનો પોતાનો એત સિધ્ધ કરવા કૃત્રિમ પ્રેમ દાખવતી ગઇ. અંતે જે વ્રત માટે સાધ્વીઓ પોતાનો પ્રાણ પણ આપવા તૈયાર રહે છે તે વ્રતપર પાણી છોડવા આ દુષ્ટા તૈયાર થઇ.

તેનો દુષ્ટ ભાઇ પણ પોતાની આબરૂની દરકાર ન કરતાં પોતાની બ્હેનના વિચારને મળતો થયો અને . કુમારની કામવાસના જે ઉત્પન્ન થઇ છે તેને પૂર્ણ કરી લાગ સાંધી વેર લેવા આ ધુર્તધુર્તાની જોડીએ દુષ્ટ ઠરાવ કર્યો અને તેમના તે દુષ્ટ કારસ્થાનમાં બે મુસલમાનો સાથિદાર થયા. આપણે આગળ વધીએ તે અગાઉ આ મુસલમાનો કોણ હતા તેની થોડી માહિતી આપીશું.

ઔરંગઝેબે શિવાજીનો નાશ કરવા ઘણો વખત થયાં પ્રયત્ન ચલાવ્યો હતો પણ તેમાં તે ફાવ્યો નહી અને શિવાજી દિવસાનુદિવસ બળવાન થતો ગયો. તેથી તેને ઘણી ચિંતા લાગી. હવે તેણે તકરીબખાન નામના એક કુનેહબાજ ચાલાક સરદારને છુપી રીતે જઇ શિવાજીના રાજ્યમાં, દરબારમાં, કુટુંબમાં જે ગૃહચ્છિદ્રો હોય તે શોધી કાઢી; તેના શત્રુઓને છુપી રીતે કળ–યુક્તિથી પોતા સાથે સામેલ કરી તેમની દ્વારે તેનો, તેના કુટુંબનો નાશ કરવાના હેતુથી થોડા હુશીયાર માણસો સાથે રવાના કર્યો. તકરીબખાને પોતાના પુત્ર એખલાસખાનને પણ સાથે લીધો. આ પિતા પુત્ર છુપા વેશે શિવાજીના રાજ્યમાં ફરતા બાતમીઓ મેળવતા હતા. ઘણા દિવસ થયા પણ ક્યાંએ ફુટ જોઇ નહી. અંતે એસાજી સંભાજીનો અંતઃ શત્રુ છે એવું ઘણી મહેનતે તેઓએ જાણ્યું અને એસાજી સાથે ઓળખ કરી. ઉભયનો હેતુ એકજ હોવાથી તેમની મૈત્રી જામી. એક બીજાએ સપત લીધા અને તેઓ પણ આ ભાઇ બ્હેન સાથે સંભાજીની ફાસલ કાઢવા જોડાયા.

આ સર્વ કારસ્થાનોથી અજ્ઞાત સંભાજી નિષ્કપટપણે સર્વ સાથે ચાલતો હતો. કાપટ્ય નિરૂપણ ધુર્તા તુળસીએ આ કામાંધ કુમારને કાપટ્ય પ્રેમથી ભુલાવી આંધળો બનાવી દીધો. ઘણો ખરો વખત તે તેને ત્યાંજ કાઢવા લાગ્યો. ધીમે ધીમે તુળસીએ તેને દારૂની પણ લત લ ાડી. દારૂના અમલમાં તે હમેશ ધુંદ રહેતો. આ પ્રમાણે આ ધુર્તાએ પોતાના મોહનાસ્ત્રથી આ ભોળા રાજકુમારને વીંધી નાખ્યો, પોતાનો ગુલામ બનાવ્યો. સંભાજીનું કુવર્તન, આ ઉભય ધુર્ત ધુર્તાનાં કારસ્થાનો નીમકહલાલ જોત્યાજી કેસકરના જાણ્યામાં આવ્યાં. તે લાગ સાંધી વારંવાર સંભાજી જયારે શુધ્ધીમાં હોય ત્યારે અનેક પ્રકારે તેને સમજાવતો, વારતો પણ કામાંધને આ ઇમાની સેવકનું બોલવું વિષ સમાન લાગતું અને હસીને તેની વાત ઉડાવી નાંખતો.

સંભાજીની પવિત્ર પત્નિ યેશુબાઇ શહાણી, મર્યાદશીલ, પાપભીરૂ, સુશીલ અને શીલવતી હતી તેનો હવે નહાકનો આ દુષ્ટ છળ કરવા લાગ્યો. હરામ ચસકાએ પોતાની પવિત્ર સુંદર ભાર્યાપરનો સ્નેહ–પ્રેમને વિસરાવ્યો. તે ખુલ્લે મને બોલે નહી, ધમકાવે, ડરાવે અને એકાદ ઉપદેશક સારાં શબ્દો તે બીચારી બોલે તો આ કામાંધ તેનો ભળતોજ અર્થ ઉઠાવી તેનાપર કોપીત થઇ આરોપ મુકે. આ પ્રમાણે પતી પત્નિ વચ્ચે વર્તન થતું ગયું. સાધ્વી સ્વામીના દુર્ગુણોથી કંટાળી મનમાંને મનમાં બળવા લાગી. कामातुराणां न भयं न लज्जा !! એ પ્રમાણે હમેશાં આ કામાંધ ઘણું ખરૂં તુળસીના ક્રીડા મંદિરમાં પડયો રહેવા લાગ્યો.

સંભાજીના દુરાચારોની વાતો શિવાજી મહારાજને કાને વારંવાર આવવા લાગી. મહારાજ અતિશય ખિન્ન થયા. સંભાજી હાથથી ગયો—તદન બગડયો—પોતા પાછળ રાજ્ય ચલાવવા તે યોગ્ય નથી એવી મહારાજની ખાત્રી થઇ. તેમને અતિશય દુઃખ થયું ઘણી કાળજી પડી. સંભાજીને ઘણી વખત ધમકાવ્યો, બાવા, છોકરા કરી જોયું પણ તેના વર્ત-નમાં રતી માત્ર પણ ફેર પડયો નહી. કામીની અને વારૂણી એ બે દુર્વ્યસનનો તેનાપર જબરજસ્ત અમલ બેઠો હતો. શિવાજીએ અનેક વખત ઉપદેશ આપ્યો. મોરોપંત, નિલોપંત વગેરે મ્હોટા મ્હોટા મુત્સદીઓએ પણ ઘણો ઘણો પયત્ન કર્યો પણ પથ્થરપર પાણી, તેથી કાંઇપણ ફળ મળ્યું નહી. અંતે તેને એકાદ ચઢાઇપર મોકલવાનો મહારાજે ઠરાવ કર્યો.

અહીં સંભાજીની સ્થિતિ દિવસે દિવસે વધારે ને વધારે બગડતી ગઇ, જેમ જેમ તેને સુધારવાના ઉપાયો ચાલતા તેમ તેમ તે વધારે ને વધારે બગડતો ગયો. તુળસીબાઇની કાપટય પ્રેમ જાળમાં તે વિષયાંધ કુમાર પુરે પુરો સપડાયો. તે ઉભય ધુર્તધુર્તાની અંદરખાનેથી તેનો નાશ કરવાની તજવીજ ચાલુ હતી, ત્યાં યોગાયોગ એવો આવ્યો કે સંભાજીને આ ઉભય અંતઃ શત્રુથી આપો આપ ઘણો લાંબો વખત સુધી દૂર થવું પડયું, અને આ ઉભય ભાઇ બ્હેન ને વેર લેવાનો ખેત સંબાવવો પડયો.

કોકણમાં ફીરંગીઓ અને જંજીરાના સિદીએ શિવાજીના રાજ્યની સરહદપર ખુબ ગડબડ મચાવી કેટલાક કિલ્લા સર કર્યા. કેટલાક હિંદુઓને જબરીથી વટલાવ્યા, કેટલાક દેવા

હયો તોડયાં, હિંદુ સ્ત્રીઓને પકડી ગયા વગેરે ભયંકર બાતમીઓ આવવા લાગી. શિવાજીએ કરેલા ઠરાવ પ્રમાણે આ કામગીરીપર સંભાજીની યોજના કરી. તુળસીની પ્રેમ જાળમાં સંભાજી સંપૂર્ણ રીતે સપડાયો હતો તદપિ તે ખરો વીર હતો. તાબડતોબ પુર હોંસથી તૈયાર થયો, અને ઉત્સાહભેર મ્હોટી ફોજ લઇ કોકણની સ્વારીપર નીકળ્યો.

પ્રથમ જંજીરાના સિદીપર સંભાજીએ હાથ ચલાવ્યો. ખુષકી (જમીનપર) અને જલ માર્ગે બેઉ તરફથી સિદીપર મારો ચલાવી તેને તાબે થવા ફરજ પાડી. પછી ફીરંગીઓ તરફ લક્ષ ફેરવ્યું. ફીરંગીઓના ઘણાં ગામો લુટી નાશ કર્યાં. ઔરંગઝેબનો સરદાર રણમસ્તખાન સંભાજીપર મ્હોટા સૈન્ય સાથે ચાલી આવ્યો તેની સામે તુમુલ યુધ્ધ કરી તેને હરાવ્યો. ફીરંગીઓ ફોંડાના કિલાને ઘેરો નાંખી પડયા હતા તેમનો ત્યાં પરાજય કર્યો. આ ચઢાઇમાં સંભાજીએ ઘણુંજ શૌર્ય દક્ષતા અને ચાતુર્ય દાખવ્યું, તેણે ફીરંગીઓની છેક ગોવા સુધી પુઠ પકડી. તેમના ચૌલ, કરંજા, વસઇ, દમણ વગેરે કિલ્લાઓ ઝપાટાભેર સર કર્યાં. ફીરંગીઓ ત્રાહે ત્રાહે પોકારી ઉઠયા અંતે સુલેહની વાત ચલાવી અને ઘણી નામોશીભરેલી સરતો સ્વીકારી–મ્હોટી ખંડણી ભરી. આ પ્રમાણે પૂર્ણ ફતેહ મેળવી વિજયી સંભાજી જયનાદ કરતો પુર્ણ ઉત્સાહથી પુર્ણ દમામથી પૂનામાં દાખલ થયો. આ સ્વારીમાં જયાં ત્યાં તેની ઘણીજ વાહવાહ થઇ. તેના શૌર્ય કૌશલ્યની વાતો સાંભળી મહારાજને પણ આનંદ થયો. પુત્ર હવે કાંઇપણ સુધરશે એવું લાગવા માંડયું.

આપણે ઉપર જોઇ ગયા તેમ સંભાજી ફીરંગીઓની પુઠે છેક ગોઆ સુધી ગયો. આ ધાંધલમાં એક પંદર સોળ વર્ષની અતિ લાવણ્યવતી કુલીન બ્રાહ્મણની છોકરી સંભાજીના હાથમાં આવી, તેનાપર આ વિષયી કુમાર મોહી પડયો; અને છુપી રીતે પોતા સાથે પુને લઇ આવ્યો અને પુનામાં પોતાના મિત્ર—ગુરૂ કપટી કબજી કલુષાના ઘરમાં સંતાડી. તે સામદામ ભેદથી તેને વશ થઇ નહી, તેથી અધિકને અધિક આ વિષયાંધ તેનાપર મોહાંધ બન્યો. જેમ જેમ તેને પોતાની પ્રિયતમા બનાવવાના પ્રયત્નોમાં નિષ્ફળ થતો ગયો તેમ તેમ તેના તરફ તેની પ્રેમ જવાળા વધવા લાગી અને અંતે બળાત્કાર કરવા તૈયાર થયો. એટલામાં આ ઇત્યંભુત બાતમી શિવાજીને મળી. ત્યારે તેને અતિશય દુઃખ થયું. તરતજ એકદમ બે કારભારી અને થોડા શીપાઇઓ મોકલાવી મહારાજે આ બ્રાહ્મણ કન્યાને પોતાની સમક્ષ બોલાવી. તે કન્યા રાજા સન્મુખ આવતાંજ નીચું મોઢું કરી ધીમે ધીમે રડવા લાગી. શિવાજી તેને આશ્વાસન આપતો બોલ્યો, "પુત્રી, તું જરાપણ ફીકર કરતી નહી! તું ડર નહી, તું મ્હારી પુત્રી સમાન છે. ત્હારા સસરાનું ઘર કયે ગામ છે તે કહે પછી તને ત્હારે ઘેર સુખરૂપ પહોંચાડીશ."

તેણે પોતાની સર્વ હકીકત નીવેદન કરી. આ સાંભળી તેને વસ્ત્રાલંકાર આપી મેનામાં બેસાડી વીશ્વાસુ સેવકો સાથે તેને સાસરે પહોંચતી કરી. તેના દેખતાંજ ભરદરબારમાં સંભાજીની પુષ્કળ ફજેતી કરી. મહારાજને તેનાપર અતિશય ક્રોધ ચઢયો હતો. "અરે દુષ્ટ ચંડાળ, તું મ્હારી પાછળ આ

બ્રાહ્મણનું આવીજ રીતે પ્રતિપાલન કરશે કે શું ? તને તો આ કૃત્ય માટે દેહાન્ત શિક્ષાજ કરવી યોગ્ય છે. ચાલ, ચાલ્યો જા મ્હારી હજુરમાંથી—કાલે ત્હારો જાહેર ન્યાય કરવામાં આવશે." વગેરે શબ્દોથી ખુબ ધમકાવ્યો. સંભાજી પીતાનો કોપ જોઇ કંપી ગયો, ખીન્ન થયો, પસ્તાવા લાગ્યો. તેને ખાત્રી હતી કે પીતા કદાપી હવે પોતાનો ગુન્હો માફ કરશે નહી. શિવાજીએ પણ તેને કડકમાં કડક શિક્ષા કરવા ઠરાવ કર્યો. કબજી કલુષો જેના ઘરમાં આ બ્રાહ્મણી સંભાજીએ છુપાવી હતી તેને તેની સ્ત્રી કુટુંબ સમેત ગામબ્હાર કાઢયો. આ કનોજીયો રત્ન કેવા પ્રકારનો હતો તથા પાછળથી સંભાજી તેને નાદે કેવો લાગ્યો હતો, અને તેની કૃપાથી સંભાજીના કેવા હાલ થયા તે સર્વ વખત પર આપણે આગળ જોઇશું.

રાત્રિના યેશુબાઇને સાથે લઇ સંભાજી નાઠો; અને મોગલોને જઇ મળ્યો. મોગલ સરદાર દિલેરખાનને ભેટયો. ખાને તેને ઘણું માન આપ્યું, અને અભયવચન આપ્યું તથા બાદશાહને તેને માટે લખ્યું. બાદશાહે ઉલટો તેને કેદ કરી દિલ્હી મોકલવા હુકમ મોકલાવ્યો. દિલેરખાને સંભાજીને અભયવચન આપ્યું હતું તેથી આ ફરમાનના ખાનગી ખબર મળતાંજ તેણે ગુપ્ત રીતે મદદ કરી સંભાજીને નસાડયો. સંભાજીને પોતાના આ દુષ્ટ કૃત્ય, પીતા—દેશ તરફના દ્રોહ માટે અતિશય પશ્ચાતાપ થયો. પીતા પાસે ગયો—પગે પડયો દીન વચનોથી માફી માગી—પીતાને દયા આવી—હૃદય પીગળ્યું—છાતી સરસો ચાંપી દયા દાખવી—અને નમ્ર વાણીથી ઠપકો આપી ઉપદેશ કર્યો, માફી કરી, પણ તે પોતાની ચાલચલગત સુધારે ત્યાં સુધી પન્હાળા કિલ્લામાં તેને નજર કેદ રાખ્યો.

# પ્રકરણ ૬ ઠું.

## માતૃવધ.

" विनाशकाले विपरीत बुद्धिः ॥ "

"ગુણ તેવું વર્તન દિસે, કરિયે નહિ કદી કહેર;
કસાઇને કરૂણા વિષે, જનમ-જનમનું વહેર."

(દિલજાન.)

શકે ૧૬૦૨ રૌદ્ર નામ સંવત્સર, રવીવાર ચૈત્ર શુદ ૧૫ ને દિવસે રાયગઢમાં અતિશય ગડબડ મચી રહી હતી. લોકોનાં મન ઉંચાં થઇ રહ્યાં હતાં. સર્વેના ચ્હેરાપર ખીન્નતા છવાઇ રહી હતી, સર્વત્ર શોક ફેલાઇ રહ્યો હતો, સર્વ દીશાઓ સુન્ય થઇ ગઇ હતી અને કુદરત પણ લોકોના શોકમાં ભાગ લેતી હોય તેમ ખીન્ન લાગતી હતી, જ્યાં ત્યાં રડારોળ ચાલી રહી હતી. આજે ઘણોજ અશુભ બનાવ બન્યો હતો. તેમનો પીતા-તેમનો રક્ષક, હિંદુ ધર્મ રક્ષક, પ્રતિપાળક પીતા, પુન્ય શ્લોક શ્રી શિવાજી મહારાજનો અવતાર સમાપ્ત થયો, અર્થાત તેમણે આજે કૈલાસવાસ કર્યો. લોકોને આ શોકજનક સમાચારથી અવર્ણનીય દુઃખ થયું. આવો પ્રભુ આગળ થયો નથી અને થવાનોએ નથી એવા બધાના મુખમાંથી ઉદ્દગાર નીકળવા લાગ્યા.

આ વખતે બ્હારની જેમ બલ્કે તેથી પણ વધારે શોક રાજ્ય મહેલમાં વ્યાપી રહ્યો હતો. શિવાજી મહારાજે થોડા

દિવસની ગુહ્યરોગની વ્યથા ભોગવી અત્યારે સ્વર્ગવાસ કર્યો હતો. મૃત્યુ પહેલાં થોડો વખત અગાઉ ગત પ્રકરણમાં જોઇ ગયા તેમ આ સ્વદેશ ભકત વીરે પોતાના જયેષ્ટ પુત્ર સંભાજીના અત્યાચારથી કંટાળી પન્હાલામાં નજર કેદ રાખ્યો હતો; અને મરવા અગાઉ સર્વ કારભારીઓ સરદારોને પોતા પાસે એકઠા કરી મહારાજે પોતાની ઇચ્છા પ્રદર્શીત કરી હતી. તેમાં પોતાની પ્રજાના સુખપર પાણી રેડી પુત્ર લોભના મોહ પાસમાં ખેંચાઇ સંભાજીને ગાદીનો સ્વામિ બનાવવો. કિંવા પુત્રનું નુકશાન કરી રાજ ધર્મે અનુસરી પ્રજાના હિતપર લક્ષ્ય આપવું એ બેજ માર્ગ તેને માટે રહ્યા હતા. પુત્ર પ્રીતિ અને સ્વદેશ પ્રીતિનું તેના અંતઃકરણમાં ઘોર યુધ્ધ ચાલ્યું હતું, છેવટે એકના હીત માટે હજારોનું નુકશાન કરવાનું તેના મને કબુલ્યું નહી અર્થાત સ્વદેશ પ્રીતિને જય મળી પુત્ર પ્રીતિ પરાભવ પામી–ઉચ્ચ મનથી મહારાજે સર્વેને પોતાનો ઠરાવ સંભળાવ્યો. તેમાં સંભાજીના હાથમાં રાજય સન્તા જવાથી સમસ્ત મરાઠા રાજયનો ન.શ થશે વગેરે મકકમપણે સમજાવી તેનો હક રદ કરી પોતાના કનિષ્ઠ પુત્ર રાજારામને ગાદી આપવા ઠરાવ્યું.

શ્રી શિવાજી મહારાજના અવસાન સમયે માતુશ્રી સોયરાબાઇ સાહેબ, મોરોપંત પ્રધાન, નિલોપંત અમાત્ય, અન્નાજીદન્તો સચિવ, વગેરે સરદારો ત્યાં હાજર હતા. સર્વેએ મહારાજના છેલ્લા ફરમાનને મળતા થઇ "સંભાજી મહારાજને ગાદી ન આપતાં તેઓ જેમ છે તેમજ બંદોબ

સ્તમાં—નજર કેદમાં રાખી રાજારામ મહારાજને ગાદીએ બેસાડી રાજ્યનું રક્ષણ કરી રાજ્યકારભાર ચલાવશો"—વગેરે મહારાજની આજ્ઞાનો અમલ કરવા ઠરાવ કર્યો અને તરતજ રાજારામ મહારાજના નામની દ્વાહી ફેરવી. ચોમેર તેમના નામના લખોટા પાઠવ્યા.

પન્હાલાપર હવાલદાર બહિરજી નાઇક છંગળે હતો, તેમજ સોમાજી નાઇક બંકી, કૃષ્ણાજી બંકી, અને હિરોજી ફરજંદ હતા. તેમનાપર પત્રો મોકલ્યા—"અહીં આવો ખેદ-યુકત પ્રસંગ બન્યો છે, સંભાજી મહારાજને જાપ્તામાં રાખી ખુબ સાવધપણે રહેજો, મહારાજાના સ્વર્ગવાસના સમાચાર સંભાજી મહારાજનો બંદોબસ્ત કર્યા વગર જરા પણ બ્હાર પડવા દેતા નહી." પણ આવી મ્હોટી વાત છુપી રહે તેમ ન્હોતું. સંભાજીને કાને તે વાત ઉડતી અથડાઇ તે પરથી રાયગઢથી પત્રો લઇ આવેલ જાસુસને બોલાવી દબરાવી પુછયું કે "આબા સાહેબ (શિવાજી મહારાજ)ની તબીયત કેમ છે? ખરૂં કહે નહી તો તને અહીંને અહીં મારી નાખીશ." જાસુસથી ધીરજ રહી નહી, તેણે સવીસ્તર હકીકત કહી. અતિશય દુઃખી થઇ તરતજ બ્હાર આવ્યા. કિલ્લેદારને બોલાવી મંગાવ્યો અને બધા દુર્ગરક્ષક સૈન્ય વચ્ચે જાહેર કર્યું કે "રાયગઢમાં દગો થયો છે. માતુશ્રી સોયરાબાઇ સાહેબ તથા અષ્ટ પ્રધાનોએ રાજકારણ કરી અમારા કનિષ્ઠ બંધુ રાજારામને ગાદી આપી અમને કેદ કરવાનો બેત રચ્યો છે. માટે તેનો પકકો વિચાર કરવો જોઇએ." સંભાજીનું શૌર્ય, તેની ઉદારતા વગેરે કારણોથી સૈનીકોની લાગણી તેના તરફ

દળેલી હતી તેથી તરતજ સૈન્ય તેની તરફેણમાં ફરી જઇ "સંભાજી મહારાજની જય" પોકારી અને સંભાજીએ એકદમ પન્હાળાનો કબ્જો લીધો—હિરાજી ફરજંદ એકદમ કોકણ તરફ નાઠો. સોમાજી નાઇક અને સુર્યાજી કંકને તરતજ સંભાજીએ પકડી તેમનો વધ કરી કિલ્લાના રક્ષણની તૈયારી કરવા માંડી.

સૈન્યમાંથી ચુંટી કાઢેલ માણસો લઇ તરતજ ઝપાટાભેર સંભાજી નીકળ્યો, રાત્રિના જનાર્દન પંતની છાવણીમાંથી પસાર થઇ કોલ્હાપુરમાં ઓચિંતો આવી પંતને પકડી કેદી તરીકે પન્હાલા લાવ્યો. હંબીરરાવ મોહિતે સેનાપતિ શિવાજીના પુત્રને છાજે એવું તેનું આ હિમતભર્યું કૃત્ય જોઇ આનંદ પામ્યો. તરતજ સંભાજીની તરફેણમાં ફરી જઇ પન્હાલા આવ્યો. તે પન્હાલા આવી મળ્યો કે એકદમ સંભાજીએ પન્હાલા છોડી રાયગઢ તરફ કુચ કરી. જનાર્દનપંત સુમંતના કેદથવાના તેમજ હંબીરરાવ મોહિતે સેનાપતિના સંભાજીને મળી જવાના સમાચારથી રાયગઢમાં ગડબડાટ મચી રહ્યો. રાયગઢનું ઘણુંખરૂ સૈન્ય સંભાજીના પક્ષમાં ફરી ગયું. બંદોબસ્ત રહ્યો નહી. સંભાજી રાયગઢના પાયથાપર પાચાડ મુકામે આવ્યો ત્યાં ઘણા સરદારો હતા તેઓ તેને મળી ગયા—તેમને લઇ કિલ્લાપર ચઢ્યો. ત્યાં સરનોબત, યશાજીકંક વગેરેએ સંભાજી મહારાજનો પક્ષ લઇ તેને ન્હાની ખીડકીમાંથી કિલ્લામાં દાખલ કરાવ્યો. સોમ સાવંત વગેરે દસ પંદર સરદારો સામે થયા તેમને કતલ કર્યા અને સર્વ કિલ્લાપર પોતાનો ચોકી પહેરો બેસાડયો.

શ્રી શિવાજી મહારાજના કૈલાસવાસથી તે સંભાજી રાયગઢમાં દાખલ થયો ત્યાં સુધીની તેની રીતભાત—ચાલ ચલગત ન ધારી શકાય એવી હિમત્ત ભરેલી અને સંતોષકારક હતી; અને જો તેણે આ તકનો લાભ લઇ દયાના ન્યાયના જાહેરનામાં બહાર પાડયાં હોત તો જે વીરતા હિમન્ત અને જુસ્સો દાખવ્યો હતો તે તેના આગલા ગુન્હાઓની યાદદાસ્ત વિસરાવી દેતે; પરંતુ જેવો તે રાયગઢના દરવાજામાં દાખલ થયો કે તરતજ તેજ પળે તેના કુદરતી બદહવસનું જનુનીપણું—જંગલીપણું પૂર જુસ્સાથી બ્હાર પડયું. પેશ્વા મોરોપંત પીંગળે મુખ્ય પ્રધાન અને અન્નાજીદ-તો સચિવના મહેલ લુંટી તેમના હાથપગમાં બેડીઓ ઠોકી કેદમાં નાખ્યા. રાજારામ સાહેબને તરતજ પકડી નજર કેદ કર્યો. સોમાજી નાઇક બંકીના પુત્રને ટકમકી બુરજપરથી ધકેલી કડાહોટ કરી માર્યો. આટલું અધમકૃત્ય કરી ક્રૂર સંભાજી રાજ્યમહેલમાં ઘુસ્યો; અને ત્યાં ન છાજતું ન માફ કરી શકાય એવું અઘોર ભયંકર કૃત્ય કરી રાજ્યઅમલનું મંગળાચરણ કર્યું.

પોતાની અપર માતા સોયરાબાઇના અવાસ તરફ ધસી જઇ દાસીઓને ક્રોધથી “બાઇ સાહેબ કયાં છે ?” એવું પુછ્યું. દાસીઓ બીચારી ભયથી થરથરતી અહીંતહીં નાસાનાસ કરવા લાગી. સંભાજી સોયરાબાઇના ખંડમાં બબડતો ઘુસ્યો, અને “તમે રાજ્ય લોભથી મ્હોટા મહારાજને વિષ પ્રયોગ કરી માર્યા છે” એવો ભયંકર આરોપ મુકી જોઇએ તેમ જીવ્હા છોડી ખુબ ગાળીપ્રદાન કરી પોતા સમક્ષ

ભિંતમાં ખાડો ખોદાવી સોયરાબાઇને ભિંતમાં જીવતી ચણવાનો અતિ અધમ હુકમ કર્યો. સોયરાબાઇની સ્થિતિ અતિ વિષમ થઇ. આસપાસની દાસીઓ, સેવકો આ નરપશુનો અમાનુષી હુકમ સાંભળી થરથરી ગયાં. સર્વના નેત્રોમાંથી ચોધાર અશ્રુ પડવા લાગ્યાં.

સોયરાબાઇ પોતાની સ્થિતિ બરાબર જાણતાં હવે સંતાપ, ક્રોધથી, નીરાશાથી બળતી, ધ્રુજતી, બે હાથ લાંબા કરતી ગુસ્સાથી બોલી ઉઠી "ચંડાળ, કુલાંગાર, મહાન શિવાજી મહારાજને ન લાયક પુત્ર, નરાધમ, હું તને ધીઃકારૂં છું. ત્હારાથી થાય તે કરી લે–મને પરવા નથી–મને હવે જીવવાની દરકાર નથી–દુષ્ટ કુલાંગાર માતૃહત્યારા, હું સારી રીતે સમજું છું કે તું અહીં મ્હારા તેમજ ત્હારા પિતાના વિશ્વાસુ સેવકોનાં લોહીનો ભુખ્યો આવ્યો છે તે તું રેડીશજ! એ લોહીના ભુખ્યા કુતરા, અમે મરશું પણ મહાન ઇશ્વરનો કોપ તેમજ માતા જગદંબા ભવાનીનો શ્રાપ ત્હારાપર ત્રુટી પડશે અને ત્હારૂં કુતરાને મોતે રીબાઇ રીબાઇને મોત થશે!"

આ ભયંકર શ્રાપવાળાં વચનો સાંભળી સર્વ કંપી ગયાં.

નરાધમ સંભાજી સહેજ કમકમ્યો, પણ અડગ રહયો. ઘોર અવાજે ત્રાડી ઉઠયો;–"બસ, બંધ કર ત્હારી જીવ્હા! ચલાવ જલદી આ દુષ્ટ બુઢીને ભિંતમાં ચણી નાંખો, માત્ર તેનું આ કાળું મુખ ખુલ્લું રાખજો કે તેનું રીબાઇ રીબાઇને મૃત્યુ થાય." એટલું કહી આ નરાધમે શિવાજીની ધર્મપત્નિ–પોતાની માતાને ક્રૂર રીતે ભિંતમાં ચણાવી તેનું અટ્ટહાસ્ય

કહ્યું. "હવે તમારા પુત્રને લઇ ખુશાલ રાજ્ય કરો." એટલું કહી ખંડ બ્હાર સખ્ત પહેરો રાખીને દુષ્ટ ચાલતો થયો.

સાયંકાળે પાછો આવ્યો તે વખતે નિરાધાર સોયરાબાઇની ચર્યા અતિશય દુઃખીત અને ભયભીત થઇ હતી. છતાં પણ તેના તરફ તીરસ્કારથી ક્રોધથી જોયું. ઉત્તરમાં દુરાત્મા સંભાજીએ પુનઃ "હવે તમારા પુત્રને લઇ ખુશાલ રાજ્ય કરો." એવું અટ્ટહાસ્ય કરી ખડખડ હસ્યો અને ઘણા ઘણા અટ્ટહાસ્યો કરી આનંદ પામવા લાગ્યો. ધીમે ધીમે સોયરાબાઇના ચ્હેરાપર પ્રેતકળા પ્રસરાતી ચાલી. દુષ્ટ અનેક રીતે તેને છળવા લાગ્યો. એટલામાં તેની સુશીલ પત્નિ યેશુબાઇ ત્યાં આવી પહોંચી. ચોધાર અશ્રુ સાથે સંભાજીને આ દુષ્ટ અઘોર અમાનુષી કૃત્યમાંથી પાછા હઠવા, સોયરાબાઇને મુક્ત કરી તેની સારવાર કરી તેના આશીર્વાદ મેળવવા ઘણે પ્રકારે સમજાવ્યો, વિનવ્યો પણ તેની કાંઇ પણ અસર આ નરપિશાચપર થઇ નહી. ઉલટી તેને ધમકાવી કાઢી અને "રાજ્ય પ્રકરણમાં સ્ત્રીઓએ નાહક માથું ઘાલવું નહી" વગેરે કહી એકદમ ચાલ્યા જવા ફરમાવ્યું.

યેશુબાઇ હતાશ થતી બોલી ઉઠીઃ—મહારાજ, મહારાજ, આ કેર મા કરો! અરેરે, ઇશ્વર આ સાંખી શકશે નહી. માતુશ્રીપર આ જુલમ—અરે દુનિયા શું કહેશે? તમારૂં આ અમાનુષી કરપીણ કૃત્ય દુનિયાની નજરમાં—ઇશ્વરની નજરમાં તમને પતીત હલકા પાડશે. મહારાજ મારૂં સાંભળો, અરે જરા સાંભળો! દયા, દયા! હું કરગરૂં છું, યાચના કરૂં છું, હું આપ પાસે માતુશ્રીની જીંદગીની પદર પસારી ભીખ,

અરે ભીખ માગું છું-વ્હાલા, આટલું મ્હારૂં શું નહી માનો !"

સંભાજી ક્રોધથી બરાડી ઉઠયો. "યેશુ ત્હારૂં હું જરા પણ સાંભળનાર નથી. ચાલીજા અહીંથી."

યેશુબાઇ, હીમતથી બોલી:-હું નહી જાઉં, જોઇએ તે કરો, મને પણ મારી નાખો મ્હારી અરજ તમારે સાંભળવીજ પડશે. મહારાજ, હું દયા માગું છું. હું ન્યાય માગું છું. આ ન માફ થઇ શકે એવું અઘોર અનર્થ કરો છો, તમારાં આજકાલનાં કૃત્યો આ હેવાનીયાત ભરેલાં અઘોર કામો તમારા નામને, તમારી કીર્તિને, કુળને કલંક લગાડે છે. મહારાજ, હવે ઘણું થયું. માતુશ્રીને પગે પડો, માફ માગો, તેમના આશીર્વાદથી ફળશો-ફુલશો-સુખી થશો! આ દુનિયામાં નામ કાઢશો-સર્વ--"

એટલામાં વચ્ચે સંભાજી બરાડી ઉઠયો "ચુપ, જા, જા, હવે બહુ ડાહીલી થઇ છે તે જાણ્યું! મુર્ખી કયાની ?"

"ભલે, મુરખ તો મુરખ, પણ આટલું તો તમારે સાંભળવુંજ પડશે. તમારા પીતાના વિશ્વાસુ સેવકોપર આ જુલમ, ખુદ તમારી માતાપર આ ત્રાસદાયક કંપાવનાર જુલમ, એ આપને જરાપણ છાજતું નથી. આ જુલ્મી હવસ, આ નીચ જંગલીપણું તજી આપની શુધ્ધ ઉઘાડી હજી નામના કાઢો-આપ સમર્થ છો. મહાન શિવાજીના પુત્રને છાજે એવું કૃત્ય કરો-ઝનુની વેરને પડતું મુકી દયાથી માયાથી, કામ લ્યો. પણ હાય! મ્હારા નિશ્વાસો! મ્હારાં અશ્રુઓ! અરે મ્હારાં દુ:ખનાં નકામાં અશ્રુઓ! તમે પડો નહી! તમારો આ પાષણ

હૃદયપર કાંઇપણુ ઉપયોગ થવાનો નથી, તમે નહાકનાં પડા છો ! મારૂં હૃદય ફાડી નાંખતું દુઃખ મ્હારા અવાજને ગુંગળાવ નહિ, મને બોલવા દે ! અરેરે મહારાજ, હું એટલુંજ માગું છું–આપને ચર્ણે પડી એટલુંજ માગું છું કે દયાથી કામ લ્યો, વિચારો–યશસ્વી થાઓ–આ ભયંકર બનાવો, આ અઘોર કૃત્યો આપ શિવાય બધાનાં હૃદયોને કમકમાવે છે, સ્વામિ, આવા ક્રુર, આવા નિર્દય, પાષાણુ હૃદયના આવા નિષ્ઠુર કેમ થયા ? જુવો, જુવો, આ કોને આપે ભિંતમાં ચણી છે–પ્રત્યક્ષ આપની પૂજ્ય પવિત્ર માતુશ્રી, અરે શિવાજી મહારાજની ધર્મ પત્નિ ને–જરા વિચાર કરો, આંખ ઉઘાડો, આ અધમ પગલાંથી પાછા હઠો ! અરે લોહીના ભુખ્યા ન બનો ! ઓ ઇશ્વર, ઓ જગદંબા ભવાની ! તેં મને આની પત્નિ–સેવક બનાવી છે, તે તેની જીંદગી–તેના નામને, કીર્તિને કલંકીત થતી બચાવવાને–મેં મ્હારી ફર્જ, મ્હારો ધર્મ બજાવ્યો છે. મહારાજ, હજુ માનો, આ રંક દાસીનું આટલું માનો–તમારાંપર, તમારાં બચ્ચાઓ, વંશજોપર આજે આ રેડાતા નિર્દોષ લોહીના શ્રાપો–દુઃખો–આફતો પડતી બચાવો ! આ પાપનું મહા ભયંકર પરિણામ આવશે. હજી ચેતો, સાવચેત થાઓ ! અરે, આ આંખો હવે આવા ભયંકર દેખાવો જોઇ શકતી નથી–આપને આ છાજતું નથી–ખરી બહાદુરી–વીર શ્રી દયા દાખવવા—"

સંભાજી ખંછેડાતો વચ્ચે ગર્જી ઉઠયો "બસ, બંધ કર ત્હારી લવારી–ઘણું સાંભળ્યું–બેવકુફ સ્ત્રી, ચાલી જા અહીંથી."

છેડાતી યેશુબાઇ બોલી ઉઠી "બસ હવે હદ આવી રહી. મહારાજ તમે નિર્દય છો, આ છાજતું નથી. તમારા અમાનુષીક કૃત્યોથી તમે હવે માનુષીક લાગતા નથી. હું જાઉં છું પણ યાદ રાખજો કે આ પાપનું ભયંકર પરિણામ આવશે. અરેરે, અરેરે, ઓ ઇશ્વર!" આટલું બોલતી ચોધાર અશ્રુ પાડતી નિશ્વાસ નાખતી સાધ્વી યેશુબાઇ ત્યાંથી ચાલતી થઇ. દુષ્ટ સંભાજીએ તેની પાછળ તીરસ્કાર યુકત નજર ફેંકી બડબડયો "મુર્ખ, ઉધ્ધત સ્ત્રી—હું પીડા ગઇ!"

ભિંતમાં ચણ્યાને ત્રીજે દિવસે સાયંકાળે કંગાળ નીરાધાર નિર્દોષ સોયરાબાઇએ પ્રાણ છોડયા તે ખબર પડતાં તેને બ્હાર કઢાવી સંભાજીએ દહન ક્રિયા કરાવી.



# પ્રકરણ ૭ મું.

## સંભાજીનો જુલમ.

"उपदेशोहि मूर्खाणां प्रकोपायनशांतये"

× × ×

"दुर्मंत्री राज्य नाशाय"

સવૈયો.

લશુનકી ગાંઠકુ કપુરકે રસમેં, બાર પચાસકે ઘોઇ મંગાવો;
કેસરકી પુટવેદેકે અરૂ, ચંદન વૃક્ષકી છાય સુકાવો:
બટમોગરામાંહી લપેટ ધરી, ઓહી બાસ કુબાસહી આવેજ આવે;
એસે હું. નીચકી સંગત, કોટી ઉપાય કુટેક ન જાવે.

---

ગત પ્રકરણમાં જોઇ ગયા તેમ સોયરાબાઇનો ક્રૂર રીતે વધ કર્યા પછી તેની તરફના બધા અમલદારો અને સરદારોનો ક્રૂર રીતે વધ કર્યો. શિવાજી મહારાજે કરેલ વ્યવસ્થા એક બાજુએ રહી અને ઉપલાં ભયંકર કૃત્યો થયા, પાણીથી ખુબ ભરેલો ફુવારો હોય તેપર કેટલોક વખત હાથ દાબી રાખીયે અને પછી હાથ કાઢીયે ત્યારે જેમ તે બેવડા જોરથી ઉડે છે તેવી સંભાજીની સ્થિતિ થઇ. તે કારાગૃહવાસમાં જ્યાંતાયાં હતો ત્યાં સુધી તેનાં સર્વ દુર્વ્યસનોપર દાબ બેઠો હતો, પણ પાછો બંધીમાંથી છુટતાંજ સંપુર્ણ સ્વતંત્ર સત્તા

મળતાંજ તેણે એકદમ પુર જોસમાં ઝોકાવ્યું. તે હવે મદ્યપાન અતિશય કરવા લાગ્યો. લાગયોજ કબજી કલુષાનો તેને ભેટો થયો. કબજીના હાથમાં કળસુત્રી પુતળા પ્રમાણે નાચવા લાગ્યો. શિવાજીના જુના વિશ્વાસુ હુશીયાર મુત્સદીઓ સેવકો પર પહેલાં પગથીયાં તરિકે ગદા ચલાવી ઉઅતા, અધમતાથી બસો મ્હોટા સરદારોને મારી પ્રલય કર્યો.

આ પછી શિવાજીના વિશ્વાસુ બાળાજી આવજી ચિટણીસના પુત્રપર ગદા આવી. તેને મારવા હુકમ કર્યો. કેદ થયેલ વૃદ્ધ બાળાજી આવજીએ તરતજ હાથ જોડયાને વિનંતિ કરી કે "મહારાજ, પહેલાં મને મારો, પછી મ્હારા પુત્રને મારો એ ન્યાય કહેવાશે." એવો આગ્રહ કર્યો. કુરતાથી હસતા નરપીશાચે તેની નિર્ભત્સના કરી તે બેઉ પીતાપુત્રને હાથીના પગે બાંધી મરાવી નાંખ્યા.

સંભાજીના આવા ભયંકર જુલમોથી બધા ટુંક સમયમાં કંટાળી ગયા. તેની જુલ્મી સત્તા પુર્ણપણે બેહદ રીતે શરૂ થઇ. કબજી કલુષાના હાથમાં તે સંપુર્ણ હતો અને પોતાના જેવાજ તે બીન અનુભવી પ્રધાનની મદદથી રાજ્યની લગામ હાથમાં લીધી. વીસ વીસ પચ્ચીસ પચ્ચીસ વર્ષના બીન અનુભવી યુવકોને જોખમના ઓદ્ધા આપ્યા અને શિવાજી મહારાજના વખતના જુના લોકોને દૂર કર્યા. દુષ્ટો, મુર્ખો, દારૂબાજો, અને સેતાનોને પોતાની આસપાસ રાખ્યા અને માણસને મારવો તે તો મચ્છર ચાંચડ કચડવા બરાબર છે એ નીતિશાસ્ત્ર ગ્રહણ કર્યું. પોતાની સંપત્તિ રાજ્યસત્તા જોઇ છળી ગયો અને ન કરવાનાં અધમ કૃત્યો છડેચોક કરવા મંડયો.

ચીટણીસનો નાશ કર્યા પછી સંભાજીએ કેદ કરેલ પેશ્વા મોરોપંત પીંગલે અને અન્નાજી દત્તો સચિવને દરબારમાં બોલાવી મંગાવ્યા. આજે તેમની જાહેર તપાસ થનાર હતી. નરપશુ સંભાજી પુર દમામથી પોતાના પિતાની અતિ પવિત્ર ગાદીપર બીરાજ્યો હતો. કબજી કલુષા પ્રધાનપદની ગાદીપર બેઠેલો હતો, અને નવા નીમેલા કારભારીઓ, સેનાનીઓ, સરદારો પોત પોતાને સ્થળે ભરાયા હતા. આજે દરબારનો રંગ ઓરજ હતો. એક ખુણાપર હાથ પગમાં બેડીઓ ઠોકેલ શિવાજી મહારાજના અતિ વિશ્વાસુ પ્રધાન અને સચિવને એક સાધારણ ગુનેહગાર પેઠે ઉભા રાખવામાં આવ્યા હતા. આખ સભામાં કોઇ સારા કે સ્વતંત્ર વિચાર દર્શાવનાર તથા અનુભવી માણસ નજરે પડતો નહોતો. લગભગ બધા યુવાન બીન અનુભવી અને મુખ્યત્વે કરીને સ્વછંદી, દુરાચારી, દારૂડીયા અને હામાં હા મેળવનારા હાજીયા વ્યસનીઓજ દેખાતા હતા. માત્ર કોઇ કોઇ જોત્યાજી જેવા વિશ્વાસુ સ્વામિનું હીત જાણનાર જણાતા તેમને મહારાજની આ સ્થિતિથી આંખોમાં અશ્રુ આવતાં. રાજ્યની પડતી તે સ્વામિભકત સેવકોને નજીક લાગતી પણ તેઓ નિરૂપાય હતા. સંભાજી પાછળ હાથમાં ચવરી લઇ તેની માનીતી પ્રિયાનો બંધુ તેના દુષ્ટ કાર્યોમાં મુખ્ય ભાગ ભજવનાર દુષ્ટ એસાજી ઉભો હતો. તેના તથા કબજી કલુષાના હાથમાં સંભાજી પુર્ણપણે હતો. તે દુષ્ટ રાહુ કેતુની જોડીનો તેને સંપુર્ણ ગ્રહણ લાગ્યો હતો. તેમાંથી તે છુટી શકે તેમ ન્હોતું અને તેનો કેવો ભયંકર નાશ થયો તે આપણે આગળ ઉપર જોઇશું.

દરબારમાં નાચ શરૂ થયો, મદ્યના નિશામાં ચકચુર થયેલ સંભાજી ગાદીપર પડયો પડયો ડોલવા લાગ્યો. જાણે એટલું હજુ ઓછું હોય ત્યાં બીજું મદ્ય લીધું. દરબારમાં મદ્યના પ્યાલાપર પ્યાલા ઉડવા લાગ્યા. મદ્યની લહેરમાં રંગીલા સભાસદો "વાહવા, વાહવા! હોનેદો! ચલનેદો!" કરવા લાગ્યા, ડોકાં ધુણાવવા લાગ્યા, ગાયન પુર્ણ થતો ન થતાં ઘેનમાં ડોલતા રાજાએ કેદીઓને પોતાની સમક્ષ લાવવા ફરમાવ્યું. વૃદ્ધ, નીર્દોશ અને સ્વામિનિષ્ટ પ્રધાન તથા સચિવને તખ્ત સન્મુખ ઉભા કર્યા દર્ગુણી દુષ્ટ દરબારીઓ તેમની અનેક પ્રકારે મશ્કરી ઠઠ્ઠા કરવા લાગ્યા.

મહાન શિવાજીના આ અતિશય વિશ્વાસુ મંત્રીઓથી આ દેખાવ સહન થઇ શકયો નહિ. તેમણે કોઇપણ દિવસ આવું અપમાન, આવો દેખાવ જોયો ન્હોતો, સાંખ્યો ન હોતો. તેઓ ખરા સ્વદેશભકત, ખરા સ્વામિનિષ્ટ સેવકો હતા. તે સ્વદેશ વત્સલ કારભારીઓની આંખો આ નાશનો અર્થસુચક દેખાવ–મહા પ્રયત્ન કરી શિવાજી મહારાજે મેળવેલ મહાન રાજયનો નાશ તેમને હવે નજીક લાગ્યો–તે નાશનો દેખાવ તેમની આંખો સામે તરવા લાગ્યો. તેમના નેત્રામાંથી અશ્રુ વ્હેવા લાગ્યાં.

તેમની ઠઠ્ઠા કરતાં અનાજી દત્તોને સંબોધી સંભાજીએ મ્હોટે અવાજે કહ્યું:–"કેમ સચિવ સાહેબ, કુશળતો ખરા! અહાહા નીમકહલાલી તો તમારામાં ખુબ વહી જાય છે ને! કેમ મ્હારો હક ડુબાવી તે દુષ્ટ સોયરાના પક્ષમાં મળી જઇ પ્રપંચ રચી મુર્ખ નાદાન છોકરા રાજારામને ગાદી અપાવવી

હતી નહી ! આ ન્યાય—આ રાજ્ય નીતિ ક્યાંની—ઓહો, ઓહો ! ઓ પૈસાના ગુલામ, નિમકહરામ ! અમારા વડીલનું નિમક ખાધું તે તેમના સ્વર્ગવાસ પછી તરતજ ખુબ સારી રીતે દેખાડયું ! ઓ બુઢા, કંગાળ ! તું કેટલો બધો ગર્વિષ્ટ ઉન્મત્ત થયો કે હિમ્મતથી અમારા હકપર લાત મારી રાજારામને ગાદીપર બેસાડયો ! વાહવા ! વાહવા ! આજ ત્હારી નિમકહલાલી ! આજ ત્હારી સ્વામિનિષ્ઠા ! વાહ ખુબ ! દુષ્ટ, ધુતારા ! ત્હારો બધો મદ મ્હારો હિતેચ્છુ ખરો સ્વામિભક્ત પ્રધાન કલુષા હમણાજ ઉતારશે.''

આ સાંભળતાંજ વૃદ્ધ સચિવ ક્રોધથી કંપતો કહેવા લાગ્યો "મહારાજ ! તમે મને મારી નાખવા માંગો છો તે હું સારી રીતે જાણું છું. હું મૃત્યુથી જરા પણ ડરતો નથી. મરવા તૈયાર છું, પણ યાદ રાખજો કે અઘોર કૃત્યો જે હાલ તમે ખરાબ દુષ્ટ ઉવાનીયાત સલાહોથી કરવા માંડયા છે, તેથી અંતે તમે અતિશય પસ્તાશો. તમારૂં, અરે આ મરાઠા રાજ્યનું માઠું ભવિષ્ય નજરે પડે છે ! શ્રી શિવાજી મહારાજના વિશ્વાસુ સેવકોને ત્યજી તેમનો નાશ કરવા તું આજ ત્હારા આ નીચ સલાહકારોના ભરમાવ્યાથી તૈયાર થયો છે—અમને મારી નંખાવ તે પહેલાં ઓ અનાચારી રાજા વિચાર કર. અરે ત્હારાં આ અધમ કૃત્યોથી અમે સહા મહેનતે બાંધેલી આ મહાન મરાઠી રાજ્યની ઇમારત એકદમ પડી જશે. ત્હારે માથે ઔરંગઝેબ જેવો સબળ શત્રુ ગર્જે છે. વિચાર કર. સંભાળી ચાલવું જોઇએ. આ હરપીણકામોથી સારૂં નહી થાય. અમે જે કાંઇ કર્યું હતું તે ફક્ત તમારા પવિત્ર પિતાની

છેલ્લી ઇચ્છા—છેવટના ફરમાન પ્રમાણેજ—તે તમને સારી રીતે જાણતા હતા. મરાઠી રાજ્યને તમારી જુલમી જુસરીમાંથી બચાવવાનેજ તેઓ આ વ્યવસ્થા કરી ગયા, પણ અમારા દાવ ઉંધા પડયા; અને દેશના કમભાગ્યે આપ અત્રે બિરાજયા ! આપ અમારા અન્નદાતાના વડિલ પુત્ર અત્યારે અમારા મહારાજ ખરા—પણ અમારૂં વૃધ્ધોનું માની સુધરો—નીચ સલાહકારોને ત્યજી રાજય આબાદ કરો. મ્હોટા મહારાજને પગલે ચાલી ઉજવળ કીર્તિ પ્રાપ્ત કરો. જુવો—વિચારો. અમે અમારી ફરજ બજાવી છે તે માટે અમે હજુ પણ મગરૂબ છીયે. ઓ હતભાગ્ય નૃપતિ ! આ અધમના પાપે તું પાયમાલ થઇશ. ચેત, હજુ પણ વખત છે. આ ચંડાળને દૂર કર—ત્હારા પવિત્ર પિતાના કારભારીઓ—સેવકોને પુનઃ ત્હારી સેવામાં લે ! જો—વિચાર ! આ નીચ રાજયપર ઘોર આપત્તિઓ લાવી ત્હારૂં મરાઠા રાજયનું ખેદાનમેદાન કરી નાખશે !"

કબજી કલુષો વચ્ચે બોલી ઉઠયો "હજુર, સરકાર ! આ મરણને કાંઠે આવેલો બુઢો, મરજીમાં આવે તેમ બકબકાટ કરશે. શું આ નીમકહરામોને પુનઃ લાવી આપે પુનઃ પન્હાલામાં પુરાવું છે. તે બધા રાજારામની પક્ષના દુષ્ટ ધુતારા અને લુંટારા છે. તેમની સલાહથીજ મ્હોટા મહારાજે આવું કર્યું હતું તે આપ જાણો છો. હવે વધુ ખોટી ન થતાં આ બુઢા માટે કાંઇ આજ્ઞા થવી જોઇએ."

સંભાજી દારૂના પ્યાલા ઉડાવતો દારૂની ઘેનમાં બોલી ઉઠયો "બરાબર છે, મ્હારા વ્હાલા પ્રધાન, ત્હારૂં કહેવું યથાર્થ છે !

જુવે છે શું! આ અતિ વાચાળ બુઢા નીમકહરામીને તું જોઇએ તે કર–તું જે કાંઇ શિક્ષા કરે તે મેંજ કર્યા બરાબર છે. જા, મ્હારો પુર્ણ હુકમ છે.”

વૃદ્ધ મોરોપંત આટલો વખત આ ક્રૂર નાટ્ય મુંગો મુંગો જોઇ રહયો હતો, તેનાથી હવે વધુ વખત મુંગા રહેવાયું નહી, જેવો કબજી કલુષો હુકમ કરવા જતો હતો તેવોજ તે ક્રોધીત થતો બોલી ઉઠયો:–“સબુર, ચંડાળ!” કલુષો હબકી થંભી ગયો. સંભાજી તરફ ફરી મોરોપંત બોલ્યો:–“મહારાજ! મ્હારા રંકનું–આ તમારા પરમપવિત્ર પિતાના એક વખતના વિશ્વાસુ મોરોપંતનું સચિવને કાંઇપણ શિક્ષા કરો તે પહેલાં સાંભળો. આપ હવે બ્રહ્મહત્યા કરવા તૈયાર થયા છો. હિંદુ થઇ મલેચ્છનું કૃત્ય કરો છો. આ ન્યાયી તખ્તપર દેશનાં દુર્ભાગ્યે બીરાજી આપના વિશ્વાસુ સેવકોનો નાશ કરવા તૈયાર થયા છો. અરે અમને મારશો એટલુંજના–તેની અમને જરા પણ પરવા નથી–અમે મરવા તૈયાર છીએ. અમારાથી આ નાશ–આ રાજયનો નજીકમાં આવેલો પ્રલય જોવાશે નહી. તે પ્રલય પહેલાંજ ઉપડી જઇશું એટલો માત્ર આનંદ છે. જુવો વિચારો! આ અઘોર કૃત્યોથી તમારૂં નિકંદન થશે. જુવો અરે——”

ત્યાં વચ્ચે કલુષો બોલી ઉઠયો “અરે હવે જાણ્યા, જાણ્યા-મ્હોટા સ્વામિભકત છો તે! બધું એમજ રાખોને! અમને બધી ખબર છે. ખરા સ્વામિભકત હિતેચ્છુ હતા ત્યારેજ વડીલ પુત્રનો હક બાજુએ રખાવી નહાના પુત્રને

ગાદી અપાવવા તઇયાર થયા! એ ન્યાય–રાજ્યનીતિ ક્યાંની! કયા શાસ્ત્રને આધારે! આવ્યા મ્હોટા સ્વામિભકત! દંભી, ધુતારાઓ ક્યાંના!"

છેડાતો મોરોપંત બોલી ઉઠયો, "ઓ દુષ્ટ નરપીશાચ! ધીઃકાર છે તને, ધીઃકાર છે ત્હારા માતપિતાને કે જેણે ત્હારા જેવા અધમ કુલાંગાર રાક્ષસને જન્મ આપ્યો! તું ન સમજતો કે આવો ભયંકર નાશ કર્યા પછી તું સુખ ભોગવીશ. યાદ રાખજે કે ત્હારૂં બુરે હાલે મોત થશે. ત્હારા શબને કુતરા વરૂઓ ચુંથશે. અમે જાઉં જાઉં કરતા હતા, ત્યાં તેં દુષ્ટે ભોળા મહારાજને ભમાવી અમારા નાશની તૈયારી કરી. એક રીતે ત્હારો અનંત ઉપકાર કે અમારે દેખવું નહી અને દાઝવું નહી; નહી તો વળી જો જીવતા રહેત તો મરાઠી રાજ્યનો નાશ થતો જોઇ દાઝવું પડત. નિર્દય, ત્હારૂં ક્યાંએ ભલું થશે નહી."

ત્યાં વચ્ચે સંભાજી બોલી ઉઠયો;–"મોરોપંત, મુંગા રહો–અમે તમારૂં જરા પણ સાંભળવા માંગતા નથી. તમને ખબર નથી કે તમે કોની સમક્ષ છો. મનમાં આવે તેમ બકે જાઓ છો–મ્હારા વિશ્વાસુ પ્રધાનનું અપમાન તે મ્હારૂંજ અપમાન, સમજ્યા, એનાં કડવાં ફળ ચાખવાં પડશેઃ—

મોરોપંતઃ–"મહારાજ આથી વધુ તે કઇ શિક્ષા થનાર છે. મારી નાંખો, મરવા તૈયાર છીયે. પણ જીવતો છું ત્યાં સુધી તો બોલીશ ને બોલીશજ–ઓ માતૃહત્યારા રાજા! હું

જાણું છું કે તું માતૃહત્યા કરતાં પાછો હઠયો નહી તે બ્રહ્મહત્યા કરતાં પણ હઠીશ નહી. અરેરે ! અમારા હતભાગ્ય કે ત્હારા જેવો ગાદીપર આવ્યો. રાજા હજુ ચેત–આ શિવાજી મહારાજના પુત્રને છાજતું નથી–કયાં શિવાજી અને કયાં તું ! અરેરે, શું હજુ પણ ત્હારી ક્રૂરતાની ભયંકર હદ આવી રહી નથી ! શું નાશ ! ઓ ઇશ્વર ! ઓ શંકર દેવા ! આ શું ? અરે કોની સામે ! અરે ત્હારા પોતાનાજ. ત્હારા પવિત્ર સ્વર્ગસ્થ પિતાશ્રીના વિશ્વાસુ સેવકો સામે–અરે તેમનાપરજ આ ધીઃકાર ! અરે આ સીતમ ! ચેત, ચેત ! ઓ હતભાગ્ય ભોળા રાજા ! તેમના નિમકહલાલ હ્રદયોમાં હજુ પણ તેં તેમને કરેલ આ ભયંકર શિક્ષાઓ–ધીઃકારપાત્ર ઉપદ્રવથી ત્હારાપર ધીઃકાર તિરસ્કાર પેદા થયો નથી–પણ જેઓ અપમાનીત થયલા પતિત થયા છતાં પણ પોતામાં હજુ જોર–સામર્થ્ય છે, છતાં પણ માંહોમાંહેના કલહથી રાજયનો નાશ ન થાય એ ઇરાદાથી શાંતીજ ઇચ્છે છે. તેઓએ ત્હારૂં કાંઇ પણ બગાડયું નથી, તેઓ લડવા સમર્થ હતા, છતાં પણ જે રાજ્ય ઉભું કરવામાં તેમનો હાથ હતો–જે રાજયના રક્ષણાર્થે તેમની સમશેરો શત્રુ સામે ઝુંઝી હતી, તે રાજય માટે માંહોમાંહે કલહ ન થાય એ હેતુથી તેઓ મહાન ઉદ્દાત્ત મનથી રાજારામ સાહેબનો પક્ષ ત્યજી તમને શરણ થયા, અને તેનો બદલો તમે દગો, જુલમ અને અપમાનથી આપ્યો. આ વૃદ્ધ આંખોએ એ સર્વ જોયું છે–ઓ ઇશ્વર ! તમારા પિતાના વિશ્વાસુ નિરઅપરાધી સેવકો તરફ તમારૂં વર્તન અમાનુષી, અરે રાક્ષસી છે !—”

સંભાજી ત્રાડી ઉઠયો,–“મોરોપંત ! મોરોપંત !”

મોરોપંતઃ—"મહારાજ ! મ્હારૂં સાંભળો ! એ સરદારો, સભાસદો, આ વૃદ્ધનું સાંભળો !—હું જાણું છું કે તમારા રાક્ષસી પાષણ હૃદયમાં દયાનો લેશ માત્ર પણ છાંટો નથી છતાં પણ આ સેવકના શબ્દો તેની ઇચ્છાને બોલવા હીમ્મત આપે છે. હું મોરોપંત, તમને અરજ ગુજારૂં છું, એ સરદારો ! અરે મ્હારા દેશીય બંધુઓ !—હું અરજ ગુજારૂં છું કે આ તમારા અસંતોષી ઝનુન—વેરે આ કમનસીબ નિરાધાર નિર્દોષ રાજય સેવકોપર નીચ જંગલીપણું, હેવાનીયાતપણું ગુજાર્યું છે તે હવે વધુ ન કરતાં આટલેથીજ સમજી અટકો ! પણ છે, મ્હારા નિઃશ્વાસો ! મ્હારા નિરર્થક દિલગીરીના અશ્રુઓ તમે પડો નહીં !—"મહારાજ હું એકજ વખત છેલ્લી વખત અરજ ગુજારૂં છું કે હજુ મોડું થયું નથી—આપ આપના પિતાના વિશ્વાસુ સેવકોને માફી બક્ષી પુનઃ તેમની જગાએ નીમો અને રાજયપર આબાદીની પુનઃ પવિત્ર છાયા પ્રસારો—"

સંભાજીઃ—"બસ ઘણું સાંભળ્યું—એ બુઢા બુબક ત્હારી કટકટ કયાં સુધી સાંભળવી ! ત્હારી લવારી બંધ કર. ત્હારૂં દાસ્તાન ઘણું સાંભળ્યું ! મ્હોટી શીખામણ આપવા આવ્યો છે તે જાણ્યું. મોત આવ્યું છે તેથી ડરી હવે મ્હોટી અરજ ગુજારવા આવ્યો છે નહી ! હં ! ચાલો વખત જાય છે, આતો મરવાની અણીપર આવેલા બુબકો નાહક માથું પકાવે છે !"

મોરોપંતઃ—"એ લોહીના તરસ્યા રાક્ષસો, સંગ દીલો ! બસ, સાંભળી લીધું ! એ ઇશ્વર હું ત્હારો સેવક છું તે મ્હારા દેશીભાઇઓને શ્રાપ આપવા નહી પણ આશીશ

આપવા; પણ તેમના જુલમપર મ્હારી આશીશો તે ત્હારી ભલાઇ વિરૂધ્ધ શ્રાપરૂપ છે—નહી—ઓ માતૃહત્યારા નૃપતિ, ઓ ઉવાનો! હું તમારા કૃત્યોને—તમારી અમાનુષીક ઇચ્છાઓને શ્રાપ આપું છું!—ઓ હું તમને છોડી જાઉં છું—સદા માટે જાઉં છું! ના, હવે આ વૃદ્ધ આંખો વધુ વખત આ ભયંકર દેખાવો જોશે નહી. મહારાજ હવે દયા કરી તરતજ મ્હારા નાશનો હુકમ કરો, મને સચિવ સાથેજ મારી નાંખો તો આપનો ઉપકાર! મેં મ્હારી ફરજ બજાવી છે મને કહેવું હતું તે કહ્યું છે—હું સારી રીતે જાણું છું કે મેં જે કહ્યું તે બધું ફેંકી દીધું છે, તમારા સંગ દીલમાં તેની અણુ માત્ર પણ અસર થઇ નથી.''

કલુષો:— ''મહારાજ, હવે તરત આજ્ઞા કરો!''

સંભાજી:—''હો, જુવે છે શું? તને કહી તો દીધું છે—કર કામ પુરૂં—પણ સબુર આ બુઢા સચિવને પહેલાં શિક્ષા કર—અને આ બકબક કરનારા મોરોપંતને તો હજી કેદખાનામાંજ સડવા દે—''

આ સાંભળી કલુષાએ મારાઓને આજ્ઞા કરી:—''આ રાજદ્રોહી બુઢા અન્નાજી દત્તોને એકદમ અહીંથી લઇ જઇ જીવતો ચુનાની ભઠ્ઠીમાં નાંખી બાળી નાંખો અને જાહેર કરો કે દુષ્ટ રાજદ્રોહીના આ હાલ થાય છે—અને આ બીજા કૃતઘ્ની મોરોપંતને કેદખાનામાં પુર્ણ જાપ્તા સાથે પુરો. અન્નાજીની શિક્ષા નજરો નજર જોવા હું હમણાંજ ત્યાં આવું છું.''

આ સાંભળી તેઓ કાંઇ પણ બોલે તે પહેલાં સીપાઇઓ તેમને સભામાંથી ઘસડી ગયા અને દુષ્ટ દરબારીઓ ખડખડ હસવા લાગ્યા. કેટલાક નીમકહલાલ સેવકોની આંખોમાં અશ્રુ ભરાયાં પણ તેઓ મુંગા રહ્યા, અને પોતે મહાન પરાક્રમ કર્યું હોય તેમ ખુશી થતો મુછોપર હાથ નાંખતો કબજી કલુષાં પુલાવા લાગ્યો અને સંભાજી બોલી ઉઠયોઃ–"ચાલો પીડા ગઇ–નહાકનો વખત લીધો. ચલાવ નાચ ગાણું થવા ઘો." તબલાપર થાપી પડી નાચ શરૂ થયો.

આ અઘોર કૃત્યો થવાથી આખા રાયગઢમાં પુનઃ હાહાકાર વર્તાઇ ગયો. લોકો થરથરી ગયા. રાજા, પ્રધાન અને અને નીચ દરબારીઓપર તીરસ્કાર બતાવવા લાગ્યા. તેમનામાં આ ભયંકર બનાવથી અતિશય બેચેની ઉપજી, પણ નિરૂપાય. ઘણાકોએ આ જુલમી અઘોર બનાવથી ખેદીત બની રાયગઢને છેલ્લી સલામ કરી ઘરબાર મુકી અન્ય સ્થળે જઇ નિવાસ કર્યો. વસ્તી ઓછી થઇ–આ બધું અતિશય માઠું ભવિષ્ય સુચવતું હતું.

આપણે આગળ વધીયે તે પહેલાં અત્રે કબજી કલુષાની થોડીક માહિતી આપશું. દુષ્ટ મથુરાં વૃંદાવનનો જાતે કનોજીયો બ્રાહ્મણ હતો. તે પુનામાં આવી રહયો હતો. તે શાકત એટલે શકિતનો ઉપાસક હતો. મંત્રશાસ્ત્ર વિદ્યા મને આવડે છે, તેના સામર્થ્યથી હું જોઇએ તે કરી શકું છું એવો ઢોંગ ચલાવ્યો. તેની સ્ત્રી પણ અતિ વાચાળ અને લોકોનાં મન હરવામાં અતિ ચતુર હતી. તેને ઘર મદ્યમાંસનો

યથેચ્છ આહારવિહાર ચાલતો હતો. તેની વાતો સંભાજીને કાને આવી. સંભાજીનો અને તેનો કર્મ સંજોગે ભેટો થયો. તેની બડાઇઓ–વાતોમાં તે ભુરકાયો–તેને નાદે પડયો. તેને ઘેર રોજ મદ્યમાસનાં હવનો ચાલુ હતાં. તેને ત્યાં મદ્યપાન યથેચ્છ કરી મન મુરાદ પાર પાડવા સંભાજી તુળસીબાઇને ઘેર જઇ પડતો. આ દુષ્ટ કબજી કલુષો, તુળસીબાઇ, એસાજી તેમજ ઔરંગઝેબે મોકલેલા તકરીબખાન સાથે ગુપ્ત રીતે મળી ગયો હતો, તેમનાં દરેક કાવત્રામાં તેનો છુપો હાથ હતો. આનું કેવું ભયંકર પરિણામ આવ્યું તે આપણે આગળ ઉપર જોઇશું.



# પ્રકરણ ૮ મું.

## રાજ્યાભિષેક-બેબંદશાહી બાદશાહી.

જીસે રાજ અધિકાર હો, કરૈં ન ન્યાય વિચાર;
ફિર વાકે આધકારમેં, રહૈ ન આદિ અકાર.

---

સોનાને શુભ પાંજરે પકડીને રાખ્યો કદી કાગડો;
સંભાળી શુભ ખાનપાન દઇને પ્રેમે પઢાવ્યો ઘણો;
કયાંથી તે શુકના સમાન પદવી પામે અરે પાપિયો;
આવે દુર્જનમાં નહીં સુજનતા સિધ્ધાંત એવો થયો.

(કેશવ)



“કર્મ ગતિ અતિ વિચિત્ર છે. હાય! હાય! કેવો અનર્થ! ઓ નારાયણ! રાજ્યનો નાશ હવે દેખાય છે. શિવાજી મહારાજે કરેલ વ્યવસ્થા પાર ન પડતાં સંભાજી ગાદીએ આવ્યો! અનેક વ્યસનાધિન થઇ કબજી કલુષા જેવા રાક્ષસને પ્રધાન બનાવી તેની મોહની જાળમાં અચુક ફસાયો, અનેક અનર્થો કર્યા. અરે શિવાજી મહારાજનો કેવળ જમણો હાથ તે રાજકાર્ય ધુરંધર મોરોપંત પિંગળે મુખ્ય પ્રધાન-તે નીતિમાન સ્વદેશ પ્રેમી પેશ્વાના નસીબમાં હવે વૃધ્ધાવસ્થાએ બંધીવાસ કેમ આવ્યું! અરે અન્નાજી દત્તો જેવા દાના સચિવને ચુનાની ભઠ્ઠીમાં નાંખી બાળી નાંખ્યો! અરેરે સોયરાબાઇ સાહેબને ભિંતમાં ચણી મારી! અરે પોતાના બંધુ રાજારામ મહારાજને કેદ

કર્યો ! અનેક નીરઅપરાધી માણુસોના વધ કર્યા ! મહા અનર્થ કર્યો. ઓ ઇશ્વર આ કયું પાપ ?" વગેરે અનેક શોકોદ્દગાર પ્રજાજનો કાઢવા લાગ્યાં. તેઓ સંભાજીના જુલમથી ત્રાસી ગયાં. સર્વ રાજ્યમાં અંધાધુંધીનો પ્રકાર ઉત્પન્ન થયો હતો. સર્વ રાજસત્તા સંપુર્ણપણે કામાંધ વ્યસની સંભાજીના હાથમાં આવી, તેનાપર કોઇનો વજન રહયો નહોતો. તે "કરે તે કારણ અને બાંધે તે તોરણ" એવું સ્વાતંત્ર્ય તેને મળ્યું હતું. દ્રવ્યથી ભરપુર ગંગાજલી હાથમાં આવી. "આબાદી આબાદ હય" એવું કહેનારા હાજીયાઓ તેની પાસે નાચવા લાગ્યા. દારૂના પ્યાલા લઇ પ્રધાન પાસે ખડોજ—કબજીના હુકમ શિવાય રાજ્યમાં પાતરૂં સુધ્ધાં હાલે નહી એવી સ્થિતિ થઇ. ખુદ મહારાજનો બહુતેક વખત તુળશીબાઇના રંગ મહેલમાં જવા લાગ્યો. તેનો ભાઇ એસાજી ફર્જંદ રાજાની મુછનો બાળ બન્યો.

રાજ્ય નિષ્કંટક થયું. હવે સંભાજીનો વિધિપુર્વક રાજ્યાભિષેક કરવાનું કલુષાએ ઠરાવ્યું. શુભ મુહૂર્ત કાઢયું. રાજ્યાભિષેકોત્સવનાં સાહિત્યો તૈયાર થયાં. રાયગઢમાં જયાં ત્યાં મ્હોટા મ્હોટા મંડપો રોપાયા. નીમેલે દિવસે વિધિપુર્વક રાજ્યાભિષેક થઇ સંભાજી મહારાજ પુર આડંબર યુક્ત સિંહાસનારૂઢ થયા. કિલ્લાઓપરથી તોપોની સલામી થઇ. હોમ હવનો થયા. સોનું, રૂપું, વગેરે પંચ ધાતુથી તેમજ ફળો, ધાન્યોથી તુલાઓ થઇ. ઘણાં દાન અપાયાં, અષ્ટ પ્રધાનોની નવી નીમણુંકો થઇ, તે સર્વમાં સર્વ ગુણ સંપન્ન એવા તે એક માત્ર આપણા આ કબજી કલુષા

મહારાજ—તેમને મુખ્ય પ્રધાનનાં વસ્ત્રો અપાયાં. તેની ખુબ વાહવાહ કરી તેને "છંદોગામાત્ય કવિ કલષ પંડિત રાવ—" એવો એક લાંબોલચક મ્હોટો ખેતાબ આપ્યો. ગોળનો ગણપતિ અને ગોળનોજ નૈવેદ્ય! ઓધા આપનાર પોતે અને લેનાર પણ પોતેજ! તેને કોણ ના કહે!

આ સમારંભમાં ત્રીશ ચાલીશ હજાર બ્રાહ્મણો એકઠા થયા હતા. તેમને પંચ પકવાનાદિ ભોજન એક પખવાડીયાં સુધી ચાલુ હતું. તેમની તથા વેદશાસ્ત્ર સંપન્ન બ્રાહ્મણોની શિષ્ટ સંભાવના કરી. રાજયાભિષેકના સમારંભના વર્તમાન સાંભળી ગુણીજનો પણ ઘણા આવ્યા હતા. કેટલા દૂર દૂરથી ગવઇયાઓ તથા કલાવંતિણીઓ પણ આવી હતી. તેમના ગુણો પ્રમાણે તેમને વિદાયગીરી મળી. તેઓમાં એક અતિ સુંદર નાયકા આવી હતી, તે સુંદરીએ સંભાજીના મનમાંથી કેટલા દિવસ સુધી તો તુળશીબાઇને પણ વીસરાવી દીધી. તે વારાંગના. તેમાં ભર યુવાની, અનુપમ સૌંદર્ય તેમાં વળી વસ્ત્રાલંકારની ટાપટીપ, તેનાં નખરાં, તેમાં વળી તેનું કંઠ માધુર્ય, ગાયનકળામાં તેનું પ્રાવીણ્ય, અને વળી તેની મન આકર્ષવાની ઉત્તમ શૈલી. એટલા મોહક ગુણો જે સુંદરીમાં એકત્ર વાસ કરતા હતા તેનાપર સંભાજી જેવો રંગીલો રાજા મોહી આકર્ષાય તેમાં શું નવાઇ?

તે સુંદર નાયકા હાથમાં તંબુરો લઇ ગાવા બેઠી ત્યારે સંભાજી દારૂ લઇ ધુંદ થયો હતો. તેનાં નેત્રો રક્તવર્ણાં થયાં હતાં, એક અસ્તનીમાં હાથ નાંખ્યો હતો તો બીજી હાથ પાછળ તેમજ લટકતી પડી હતી. પાઘડીના કાંઇક આંટા

ગળામાં આવ્યા હતા, ગણું સુંકું થયું હતું અને તે વારાં-ગના તરફ જોઇ મનમાંને મનમાં કાંઇ બડબડતો હતો. રાજાના અંગમાં વારૂણી ચઢી હતી તેનો આ પ્રતાપ હતો. સતાર હાથમાં લઇ તે વગાડવા લાગે કે ઇંદ્ર લોકથી પ્રત્યક્ષ રંભા નીચે ઉતરી છે કે શું એવો તેનો દેખાવ હતો. તેનાપર સંભાજીની પૂર્ણ મરજી બેઠી! તેને ઘણા દીવસ રાખ્યા—તુળશી પણ મનમાંથી દૂર થઇ—તુળશી ગભરાઇ કબજી કલુષાને વીનવ્યો. કબજી કલુષાએ ઘણુંજ સમજાવ્યાથી અંતે વારાંગના વીદાય થઇ. વીદાયગીરીમાં તેને એક લક્ષ રૂપીયા અને ઉચ્ચ વસ્ત્રાલંકારો આપ્યાં.

રાજ્યાભિષેકનો સમારંભ પૂર્ણ થયા પછી સંભાજીનો એશઆરામ અધિકજ વધતો ગયો. તુળશીના ફંદામાં પુનઃ પડયો અને તેની પ્રીતીપાત્રનો તેને જીવથી મારવાનો ઉદ્યોગ પણ પુનઃ ચાલુ થયો. હવે તુળશીબાઇ પ્રિત્યર્થ સંભાજીનો ખજાનો ખુબ ઉડવા લાગ્યો. દાગદાગીના વસ્ત્રાલંકાર, ખાણુંપીણું તે સર્વ તે ખુબ આનંદથી ભોગવતી હતી. તેના જેવી બરદાસ્ત ખુદ મહારાણી યેશૂબાઇ સાહેબની પણ થતી ન્હોતી. બિચારો જોત્યાજી હજુરીઓ તો વચ્ચે વચ્ચે સંભાજીને ચેતવતો જતો હતો કે મહારાજ, "આ તુળશી ગળા-કાપુ છે. દગાબાજ છે, તેનો નાદ છોડો, તેની પ્રીતી ખોટી છે." વગેરે શબ્દોથી તે ચેતવતો, પણ તેનાપર સંભાજી જરા પણ લક્ષ આપતો ન્હોતો. તેને હસી કાઢતો, ક્રોધે ભરાતો તોપણ તેણે પોતાનું કર્તવ્ય છોડયું નહી અને એક સરખો વખત આવે વારંવાર સંભાજીને ચેતવણી આપતોજ ગયો. તેને આ

ધુર્તાધુર્ત ભાઇ બ્હેનની દિવસે દિવસે અધિક ભિતિ લાગવા લાગી, પણ તે બિચારાનું સાંભળે કોણ! રાત્રિ દિવસ સંભાજીને તો તુળશી તુળશીનુંજ ધ્યાન હતું તે માંગે તે તૈયાર—કામાંધ રાજા તદન ગાંડો થઇ ગયો હતો તેના શિવાય તેને કાંઇ પણ દેખાતું નહોતું.

સંભાજી વિષય સુખમાં નિમગ્ન થયો હતો. રાજ્ય કારભારનો વિચાર સ્વપ્ને પણ ન મળે. તેણે તો રાજ્ય વ્યવસ્થાના સર્વ સુત્રો પોતાના માનીતા કનોજીયા પ્રધાનના હાથમાં સંપુર્ણ સત્તા સાથે સોંપ્યા હતા. એમ વખત વહેવા લાગ્યો. સર્વત્ર અંધાધુંધી પ્રસરી રહી. ગરીબડી પ્રજા પ્રધાનના અને બીજા મસ્ત અમલદારોના જુલમથી ત્રાસ પામી દબાતી ત્રાહે ત્રાહે પોકારવા લાગી, પણ દાદ ન કે ફરીયાદ. સર્વત્ર બેબંદશાહી બાદશાહી ચાલવા લાગી. જે રાજ્યમાં પ્રજાના દુર્દૈવથી રાજા મુર્ખ હોય છે, ત્યાં પ્રધાનતો સુશીલ, નીતિમાન અને હુશીયાર હોવો જોઇએ: તેથી રાજાની મુર્ખાઇના પરિણામો પ્રજાને સોસવાં પડતાં નથી. પણ સારૂં અને ખરાબ એ બે વાત કદાપિ એકત્ર બનેજ નહી. ખરાબ રાજાનું સખ્ય ખરાબ પ્રધાન સાથેજ થાય—સારો પ્રધાન નીભી શકેજ નહી! આવા રાજ્યમાં પ્રધાન રાજા જેવી સત્તા ધારણ કરી સુખોપભોગ કરે છે; તથા રાજા અને પ્રધાન બેઉ મળી ઇચ્છામાં આવે તેવી પ્રજાની ધુળધાણી કરે છે. પ્રધાનજી કલુષાજી દેવીનો પ્રસાદ કહી દિવસમાં ચાર ચાર પાંચ પાંચ વખત મદ્ય ચઢાવવા લાગ્યા, અને પોતાના સ્વામિને પણ પ્રસાદી આપવા લાગ્યા. વારંવાર તેનો સ્વાદ

લેતા મહારાજ પ્રધાનની તારીફ કરતા, અને પ્રધાન સ્વામિની વાહવા કરતા એવો પ્રકાર ચાલુ હતો. ગરીબ બિચારી રૈયત ના હાલ ત્યાં કોણ જુવે!

આ સર્વ બાબતો–સંભાજીના જુલમના સમાચારો સાંભળી તેને કાંઇ પણ ઉપદેશ આપી જાગૃત કરવાના હેતુથી કર્ણાટિકમાંથી શિવાજીનો વિશ્વાસુ મુત્સદી રઘુનાથપંત રાયગઢ આવ્યો. સંભાજીએ તેને ઘણું માન આપ્યું. મેજબાની આપી. આ ખરા રાજભકત, ધૈર્યવાન અને નિસ્પૃહી રઘુનાથપંતે પોતાનો ભાઇ જનાર્દનપંત કેદમાં હતો છતાં પણ પોતાની પણ દરકાર ન કરતાં ભર દરબારમાં સંભાજીની ખુબ કાન ઉઘડની કરી; અને શિવાજીએ સ્થાપેલ રાજયવ્યવસ્થા તરફ દુરલક્ષ્ય કરી તેમના નીમકહલાલ અનુભવી કુશળ સરદારો મુત્સદીઓને બાજુએ મુકવામાં, તેમનાપર જુલમ કરવામાં સંભાજીએ કેટલી મ્હોટી ભુલ કરી હતી અને તેથી કેવું માઠું પરીણામ આવશે વગેરે સ્પષ્ટ રીતે કહી, રાજય સુધારણાર્થે શું શું કરવું જોઇએ વગેરે દર્શાવી પુર હીમ-તથી સંભાજીનાં કૃત્યો વખોડી કાઢયાં. સંભાજીને તેનું બોલવું રૂચ્યું નહી; ઘણુંજ માઠું લાગ્યું, પણ તે મનમાંજ સમસમી રહયો. તે રઘુનાથપંતને કાંઇપણ કરી શકે તેવું નહોતું. સર્વ મહારાષ્ટ્ર તેને પુર્ણ માનની નજરે જોતું, તેમજ તેને પોતાને પણ તેને માટે માન હતું. અંતે મોરોપંત તથા જનાર્દનપંતને કેદમાંથી મુકત કરવા કબુલાત આપી તેને જીંજી જવા રજા આપી. જીંજી પહોંચ્યા અગાઉ માર્ગમાં આ સ્વામિભકત સેવક મૃત્યુ પામ્યો. સંભાજીએ પોતાનું વચન

પાળી મોરોપંત તથા જનાર્દનપંતને કેદમાંથી મુક્ત કર્યા. મોરોપંતે તેને બોધ આપ્યો અને હવે તેણે રાજ ખટપટમાં કાંઇ પણ ભાગ ન લેતાં એકાંત વાસ સ્વીકાર્યું. તેના પુત્ર નિલોપંતને સંભાજીએ કર્ણાંટકમાં મુતાલિકની જગ્યા આપી મોકલાવ્યો તથા જનાર્દનપંતને પુનઃ અમાત્ય નીમ્યો. આ એનો સુ વિચાર સુધારો માત્ર સ્મસાન વૈરાગ્ય માફક ટુંક વખતજ ટકી રહયો. તે તરતજ પાછો કલુષાના પંજામાં પુર્ણપણે જઇ પડયો.

રાજ્ય મેળવવા જોડવા વર્ષો લાગે છે પણ તોડવાને એક ઘટિકા પણ લાગતી નથી. જે રાજ્ય જમાવતાં બંધારણો બાંધતાં શિવાજી મહારાજને પાંત્રીસ વર્ષ લાગ્યાં હતાં, તે સર્વ મહારાજયની સર્વ ઇમારત આપણા કુલ દીપક સંભાજી મહારાજ પિતા પછવાડે ગાદીએ આવ્યા બાદ થોડા દિવસોમાં પડી ભાંગવાને માર્ગે લાગી. ઘણા ઇજતદાર, જુના ધારણાના લોકો પોતાનો મુલક છોડી સંભાજીના શત્રુ મોગલોની ચાકરીમાં જઇ રહયા. રાજયની સરહદોપર મોગલ, સીધ, ફીરંગીઓ વગેરે શત્રુઓ હતા. તેમણે આ અવ્યવસ્થા જોઇ પોતાનું ડોકું ઉંચું કર્યું. તેઓ મરાઠા રાજયમાં વારંવાર સ્વારીઓ કરવા લાગ્યા. ઘણાં ગામો લુટી બાળી નાંખતા, દેવાલયો તોડતા, ઘણાઓને જુલમથી વટલાવતા, વગેરે જુલમો થતા પણ તેને અટકાવનાર કોઇ ન્હોતો. માથે ઔરંગઝેબ જેવો જબરજસ્ત શત્રુ ગાજતો હતો. ઓછામાં પુરૂં તે મ્હોટા અસંખ્ય સૈન્ય સાથે આવી ઔરંગાબાદ રહયો

હતો. પહેલાં પહેલાં સંભાજીએ પુર્ણ હોંશથી અને અતિશય શૌર્ય ચાલાકી દાખવી, શિપાઇગીરી ગજાવી, પણ હવે તે એશ આરામમાં પુરો પડયાથી શૌર્યને ગ્રહણ લાગી ચુકયું હતું. તેની ફોજમાં પણ અવ્યવસ્થા ચાલી રહી હતી. તેના બંધ પણ તુટયા હતા. સારા કસાયલા વીર માણસો રહયા નહી. લોકોને પગાર મળે નહી. તેઓ બડબડવા લાગ્યા; અને ત્યાં પણ અંધાધુંધીનો કાર્યભાર ચાલી રહયો–દ્રવ્ય સર્વ મહારાજના ખાનગી ખર્ચમાં જવા લાગ્યું. પ્રજા, સૈના કે કોઇની પણ વ્યવસ્થા જળવાતી ન્હોતી. સર્વત્ર બે બંદશાહી પ્રસરી રહી હતી. શિવાજીએ અખુટ ખજાનો એકઠો કર્યો હતો તે આ કર્મી પુત્રે ટુંક સમયમાં ઉડાવી દીધો અને હવે ખર્ચ પુરૂં કરવા રાજ્યમાં કરો વધાર્યા. પ્રજાને નીચોવવા માંડી. પ્રજા ત્રાહે ત્રાહે પોકારતી બુમરાણ કરવા માંડી. ઘણા કંટાળી પરરાજ્યની હદમાં જઇ વસ્યા. ગામના ગામ ઉજજડ થઇ ગયાં. રાજ્યક્ષયનાં સર્વ ચિન્હો સ્પષ્ટ દેખાવા લાગ્યાં.

સાધ્વી મહારાણી યેશૂબાઇ પુખ્ત વિચારની ચતુર સ્ત્રી હતી, પણ તે બિચારીનું સંભાજીના હઠી દુરાગ્રહી અને માની સ્વભાવ આગળ કાંઇ ઉપજતું ન્હોતું. તે વિનાશ નજરે જોતી દુ:ખથી માત્ર અશ્રુ સારતી. તેની બે બે મહિને એકાદ વખત ભેટ થતી. કદી લ્હેર આવે અને સ્વારી તેને મ્હોલે પધારે ત્યારે તે બિચારી તે અવકાશનો લાભ લઇ સ્ત્રી જાતીના અધિકારાનુરૂપ યુકિત પ્રયુકિતથી તેની ઘણી કાન ઉઘડની કરતી. માત્ર તેટલો વખત તે શુદ્ધીપર આવી હવે હું સારી

રીતે વર્તીશ, રાજ્ય કારભારમાં સ્વતઃ લક્ષ આપીશ, ખરાબ લોકોને નાદે લાગીશ નહી વગેરે કબુલાતો આપે, પણ ત્યાંથી ઉઠી પુનઃ પોતાની ચંડાળ ચોકડીમાં ગયા કે પૂર્વ ક્રમ ચાલુ.

આ બદફેલી વિષયી સંભાજી કેવળ તુળશીથી સંતુષ્ટ ન્હોતો રહ્યો, અનેક સ્ત્રીઓનાં પાતિવ્રત્ય ભંગ કર્યાં હતાં. અને હવે ઔરંગઝેબની શાહજાદી રોશનઆરા બેગમનું સૌંદર્ય તેના ડોળામાં ભરાયું હતું.

* * * * *

પ્રિય વાંચક, પ્રથમનાં બે પ્રકરણો પછી આ છેલ્લાં પ્રકરણોમાં આપણે પ્રસ્તુત કથાનકથી દૂર નીકળી ગયા છીએ, પણ પૂર્વ માહિતી ઉપયોગી અને મનોરંજક હોવાથી અત્રે આપી છે તે અહીંથી બંધ કરી પુનઃ આપણા કથાનક પર લક્ષ્ય આપીશું.



## પ્રકરણ ૯ મું.

### રોષનઆરાનું હરણ.

ન થા માલુમ કે ઉલ્ફત મેં ગમખાના ભી હોતા હે,
જીગરકી બેકલી ઔર જીકા ઘભરાના ભી હોતા હે.
અગર દાની સીમી રોઝન અજલ દાગે જુદાઇરા,
નર્મા કરદન બદીલ રોશન ચીરાગે આશ નાઇરા.
(નઝીર.)

---

છુટ જાયે ગમ કે હાથોંસે, જો નિકલે દમ કહી;
ખાક અયસી જિન્દગીપર. તુમ કહીં ઔર હમ કહી.
(નઝીર.)

---

દિવસ પુર્ણ થતો હતો, સંધ્યા ધસી આવતી હતી. સ્વચ્છ આસમાની આકાશ અને પૃથ્વી વચ્ચે લટકતાં છુટાં છવાયાં વાદળાંઓ તુટેલા છતનો આભાસ આપતાં હતાં. પન્હાલાની નીચેના અરણ્યમાં સર્વત્ર તોફાનના અવાજ કરતાં પણ વધારે ભયંકર લાગતી ચુપકીદી-શાંતી પ્રસરાઇ રહી હતી. અસ્તમાનનો સમય હતો. ગઢનો પડછાયો આ રાની માર્ગપર પડી રહયો હતો, તે વખતે સૈન્યની એક ટુકડી કર્ણાટક તરફ જતી એ રાની માર્ગપર પસાર થતી હતી.

આ ટોળીની વચ્ચો વચ્ચ એક સુંદર મીયાનો બોઇઓ ઉંચકી ચાલતા હતા. સંધ્યા થઇ–રાત્રિ પડવા આવી. આછો ચંદ્ર પ્રકાશ પડી રહયો. આ ટુકડી હવે સાંકડા માર્ગમાં દાખલ થઇ–ઘણી સંભાળથી તેઓ માર્ગ કાપવા લાગ્યા. આ ટુકડીના સરદારે આકાશ તરફ નજર કરી, સર્વત્ર ભયંકર લાગતો અંધકાર પ્રસરાતો દેખાયો. આ વખતે મીયાનામાં બેઠેલ ઔરંગઝેબની માનીતી શહાજાદીના હૃદયમાં પણ અંધકારે વાસ કર્યો હતો. ગાયનો તેના કર્ણને મધુર લાગતાં ન્હોતાં, જાહોજલાલી પ્રિય લાગતી ન્હોતી, તે પાલખીમાં સૌંદર્યની દેવી–શહાજાદી પોતાના દુઃખમાં ચિંતાગ્રસ્ત ચ્હેરે બેઠી હતી. ધ્રુજતી, જાળીમાંથી આસપાસના પ્રદેશપર નજર ફેંકતી, મનમાં ભયંકર વિચારો–કલ્પનાઓ લાવતી કમકમતી. "ઓ વ્હાલા, ઓ વીર,–અજાણ્યા પ્રિયતમ તું કયાં છે!– ઓ તું આટલો ચાહેલો, અંતે ખોવાયલો અત્યારે તું કયાં છે? શત્રુ–મરાઠો–કાફર, જોઇએ તેવું અપવિત્ર નામ ધારણ કરવા તું સરજાયલો છે; તું જોઇએ તે હો, તદપિ તું તેજસ્વી, શ્રેષ્ઠ–આ પ્રેમહૃદયને આ રગોમાં વહેતાં લોહી જેટલો વ્હાલો–અમુલ્ય છે! હા–અલ્લા તાલા, ઓ ખુદા! હા–જો એમાં કાંઇ ખોટું હોય, જો એમાં કાંઇ ગુન્હો હોય તો આ મ્હારી આસપાસ ફરી વળેલી શીયારાત્રિ મને પોતામાં ડુબાવી દો, પોતામાં લય કરી નાંખો. અંરે મ્હારો આત્મા, ધર્મ, ઘર, પિતા સર્વને વીસરી જતો તેની આ દુનિયાની પવિત્ર મૂર્તિને ચરણે પડે તે પહેલાં ભલે આજ પળે મ્હારો

નાશ કરો. ઓ ખુદા! હું એને એટલા ઝનુનથી ચાહું છું કે સ્વર્ગ પણ એના વગર મને ઝાંખું—આનંદ વગરનું—ગ્લાનીમય લાગે!"

તેના હાથ જોડાયલા હતા, તેની આંખો ઉપર ઉંચે ચઢાવેલી હતી; અને ચંદ્ર પ્રકાશમાં પડતા વર્ષા પેઠે તેનાં ખુલ્લાં નેત્રોમાંથી દડદડ અશ્રુઓ પડે જતાં હતાં; અને જોકે તેના ઓષ્ઠો પ્રેમાળ લવારીએ ચઢી ઘેલાં કાઢતા, હીમ-તી, લૌકિક, અનુરાગી શબ્દો ખાલી કરતા, તદપિ તેનાં ભવાંની આસપાસનો સ્વચ્છ પ્રકાશ,—તેની કાળી આંખોમાં પવિત્રાઇ હતી તે, તેમજ જોકે તે આ દુનીયાના વિચારો તરફ ધસી જતી હતી તોપણુ તેનો આત્મા સ્વર્ગમાં વસ્તો હતો—તે દેખાડી આપતો હતો.

તેનું મન અત્યારે માત્ર એક શિવાય બધાને ભુલી ગયું હતું. તેના પ્રિયતમના વિચારેજ તેને અંધ બનાવી હતી, બ્હારથી વારંવાર આવતા અવાજો, માર્ગ કાપવાને શિપાઇઓ મ્હોટે મ્હોટેથી બોલતા કવિતો, દુહાઓ, ગાયનો, વાર્તાલાપના અવાજો, તલવાર, ભાલાઓના ખણખણાટો, ઘોડાઓની ખરીઓના અવાજો અને ખુંખારાઓ તે કાંઇ પણ સાંભળી શકતી ન્હોતી; તેનું તો ધક ધ્યાન સર્વ તેના ગુમાયલા અજાણ્યા પ્રિયતમપરજ લાગ્યું હતું. એટલામાં તેના વિચાર વમળનું ભંગ કરતી પાલખી એકાએક ખમચી ઉભી થઇ ગઇ. ચોપાસ એક સરખો ઘોંઘાટ થઇ રહયો. મારામારી કાપાકાપીનો ભયંકર નાદ થઇ રહયો. દીનદીન અને હરહર મહાદેવની વીર હાકોથી અરણ્ય ગર્જી ઉઠયું.

શહાજાદી ગભરાઇ, શું થયું, કોણે હલ્લો કર્યો, કાંઇ સમજાયું નહી; "ઓ ખુદા મને માફ કર, મને માફ કર!" બોલતી ધ્રુજવા લાગી. ભોઇઓએ પાલખી જમીનપર મુકી દીધી. દાસીઓ તેની આસપાસ આશ્વાસન આપતી ભરાઇ. મરાઠાઓએ હલ્લો કર્યો છે એવી ખબર થઇ. મોગલ શિપાઇઓ પાલખીની ચોપાસ વિંટળાઇ રક્ષણ કરતા ઉભા. જબરી મારામારી ચાલી રહી હતી. ઉભયપક્ષ જાનપર કુરબાન થઇ લડતા હતા. જયાં ત્યાં લોહી, લોહી, માણુસો અને તલવારો ઉભરાઇ રહી. ઘાયલ થતા પડતા વીરો પડતા પડતા પણ શત્રુઓપર ઘા કરતા હતા. શહાજાદીની ટુકડી ચોપાસથી ઘેરાઇ ગઇ હતી. શહાજાદીને બચાવવા નસાડવાનો હવે એકે માર્ગ રહયો નહોતો. ચોમેરથી મરાઠાઓ તેમને દાબે જતા ધસ્યા આવતા હતા. પોતાની શહાજાદીને બચાવવા મોગલો વીરતાથી લડતા ટપોટપ પડવા લાગ્યા. "જય ભવાની, હરહર મહાદેવ"ની વીર હાકો દીન દીનના અવાજને ડુબાવવા લાગી, અને તેમનું વરચસ્વ થતું દેખાયું.

પોતાની ચોપાસ થતા ભયના અવાજો—દેખાવો તેને ત્રાસ ઉપજાવતા હતા, તે વધુ જોઇ શકી નહી, તેની શુદ્ધ જતી રહી—બે શુધ્ધ થઇ ઢળી પડી—આ નાશના ભયંકર વખતે, રકતવર્ણ જવાળામુખીના પ્રવાહની નીચે કચડાઇ બળી ફીકા પડી ગયલા, કરમાયલા પુષ્પ પેઠે તેનું ડુબતું શરીર બેશુધ્ધ થતું પડયું. બેશુદ્ધ થતાં થતાં આ ઝનુની લડાઇ વચ્ચે–દાસીઓની ચીચીયારીઓ વચ્ચે કાળા પુરૂષના હાથોએ તેના શુધ્ધી વગરના શરીરને પકડયું તે તે જાણી

શકી નહી ! તેના ધ્રુજતા ફીકાસ મારતા શુષ્ક ઓષ્ટોમાંથી અર્ધું દબાયલ ચીચીયારી પડી, અને મૃત્યુ સમાન ગાઢ મુર્છા-આત્મા અને ઇંદ્રિયોના ઠંડા અહણે પોતાનો અંધકાર તેની આસ-પાસ ફેરવતા તેને ડુબાડી મૃત્યુ સમાન મુર્છામાં નાંખી દીધી !

જ્યારે ભયંકર તોફાન સમે છે; ઘુઘવાટા મારતો વાયુ લય પામે છે; વાદળાંઓ નૃત્ય કરતાં રમતીયાળ કીરણો તળે પીગળી જઇ સૃષ્ટિને પ્રકાશમાન શાંતિ બક્ષે છે; અને જાણે પુનઃ પ્રભાતની ગોદમાં દિવસ જનમ્યો હોય, તેવો તાજો દૈદિપ્યમાન બનાવે છે;—તે, ભયંકર તોફાન ગયા પછી કેટલો બધો શાંત, સુંદર મધુરો સ્થીર સમય આવે છે; આવો સુવર્ણમય સમય જ્યારે સુંદર રોષનઆરા મુર્છામાંથી જાગૃત થઇ ત્યારે આ સૃષ્ટિપર પસરાયો હતો. તે લાંબી મુર્છામાંથી જાગૃત થઇ, તેની પાલખી તે વખતે ધીમે ધીમે પસાર થતી લાગતી હતી. પણ અત્યારે તે કયાં હતી ? તેની આંખોપરથી હજુ અંધકાર દૂર થયું ન્હોતું. પોતે જે પાલ-ખીમાં બેસી નીકળી અને માર્ગમાં જે પાલખીપર હલ્લો થયો શું તેજ આ પાલખી હતી ? હા, પાલખી તો તેજ, પણ ધ્રુજતાં આસપાસ નજર ફેરવી તો બ્હાર મધ્ય રાત્રિ વીતી ગઇ હતી, તારા મંડળ—અંધકારની આંખો થોડો થોડો પ્રકાશ ફેંકતા ચમકી રહ્યા હતા, પાલખીની પડખે, આગળ પાછળ ચોપાસ ચાલતા સિપાઇઓ;ઘોડેસ્વારો તેઓની વચ્ચે વચ્ચે મસાલો પેટાવી હતી, અને તેઓએ જાણે પોતાનું કામ પુરૂં કર્યું હોય તેમ તેને વિચીત્ર લાગતા, તે નહી સમજી શકે તેવી મરાઠી ભાષામાં આનંદથી વાર્તાલાપ કરતા માર્ગ કાપતા હતા.

તે તરતજ સમજી ગઇ, તે અત્યારે નીરાધાર ત્યજાયલી પોતાના પિતાના શત્રુ મારાઠાઓની કેદી હતી. "ઓ અલ્હા, મ્હારૂં રક્ષણ કર, અરે મને હવે કોણ બચાવશે ? "તે ધ્રુજી ઉઠી, તેની સર્વ ધાસ્તી ખરી પડી, ઇશ્વરે આ ભયંકર વખતે તેને સંભાજીની સત્તામાં મુકી હતી! સંભાજી મરાઠો!–વ્યભીચારી, વીષયી લંપટ સંભાજી,—પોતાના પિતાનો કટ્ટો શત્રુ,–મનુષ્યના રૂપમાં રાક્ષસ,—આ વિચાર આવતાં તેના હૃદયનું લોહી ઠંડું થઇ ગયું. સંભાજીને–તેના પાપી કૃત્યોથી ભરપુર નીચ સેતાન હતો–તેવી રીતે તેને ધીઃકારવાનું તેના હૃદયને શિક્ષણ મળ્યું હતું, તેજ સંભાજીની આજે તે કેદી હતી–તેના ભયંકર હાથોમાં એકલી, નીરાધાર જીવતી તેને ફેંકવામાં આવી હતી; પોતાનું હવે શું થશે!–અરે બધા કાફર–બધા શત્રુ! આ વિચારે—આ દેખાવે તેના મસ્તકને ભમાવી નાંખ્યું, પણ ત્યાં જરા જરા આશાનાં અંકુર ફુટયાં. તેનામાં એક વીજળીની ઝડપે એક આશા પસાર થઇ, અને નાશીપાસીએ આપેલ હીમતથી પાલખીનાં દ્વાર ખોલી ડોકું બ્હાર કાઢી કોઇને ઘણીજ ઉત્કંઠાથી શોધતી આ હથીયારબંધ ટુકડીમાં ચોમેર નજર ફેંકવા લાગી–પણ નીરાશ થતી, નીઃશ્વાસ નાંખતી, ડોકું પાછું પાલખીમાં નાખ્યું. હાય–ક્યાંએ તે નજરે પડયો નહી—તે ગયું, રૂધીર અને તોફાનની ગુચવણમાં જે સ્વપ્ન પોતે જોયું હતું તે નાશી ગયું–જતું રહ્યું, માત્ર તે એક લલચાવનારૂં ધુતારૂં માયાવી દેખાવ લાગ્યું હતું, તે માત્ર મેઘ ધનુષ્ય જેવું :પ્રકાશીત સ્વપ્ન હતું. નિદ્રામાં યાતો મુર્છામાં આત્માની આસપાસ ફરતી ક્ષણીક

ધુમસ ઉપર અર્ધ પ્રકાશ, અર્ધ અંધકારવાળું અર્થ વગરનું જે માનસ સૃષ્ટિનાં કીરણો ચિત્ર ખેંચે છે તેવી માત્ર આ ભુતયોની જેવી પસાર થતી લલચાવનાર ધુતારી તે આકૃતિ હતી–તે લય થઇ ગઇ.

તે હવે જોતી હતી, પોતાના ભય વચ્ચે જોતી હતી કે આ ટુકડી એ પહાડપર ચડતી, એક પહાડી કિલ્લા તરફનો માર્ગ લીધો હતો. તેના મિનારાઓની રાક્ષસી દિવાલો અંધકારમાં ભયંકર લાગતી. સામે પોતાથી હજારેક ફીટની ઉંચાઇએ રાક્ષસી રૂપે ભય ઉપજાવતી તેના હૃદયને કંપાવતી ઉભી હતી–સર્વ, સર્વ ભયાનક હતું,—અરે આ ભયાનક ચીજોપર નજર કરવી, જોવું શું તે પણ તેના મનમાં તેને ભ્રમીત કરતા ખ્યાલોને છુટકારો આપવા જેવું હતું ! પણ અંધકારમાં માનસસૃષ્ટી જે ભયંકર દેખાવ કલ્પતી હતી તેવું જાગૃતમાં ન્હોતું પણ માત્ર માનસ સૃષ્ટિમાં કલ્પાતા દેખાવો તેને વધારે ભય ઉપજાવી ડરાવતા હતા.

પણ શું તે હજુ સ્વપ્નમાં હતી ? શું ધાસ્તીએ પુનઃ તેના મસ્તકને ગુંચવાવી દીધું હતું ? કે શું ખરેખર અંધકારમાંથી આશા અર્પતો ધીમે સાદે કાનપર અથડાતો મધુરો અવાજ હતો–"ધરજ નહી, વ્હાલી, ત્હારો પ્રેમી મરાઠો અહીં છે !" તે સ્વપ્નમાં ન્હોતી, તે પુર્ણ જાગૃત હતી, સર્વ સાંભળતી હતી "ત્હારો મરાઠો અહીં છે" તે શબ્દનું પાન કરતી હતી. તે તેનો અવાજ હતો–તે અવાજ ભુલી

નહી–અત્યારે આખી સૃષ્ટિમાં તેને માટે આટલો માયાળુ, હેતાળ, આટલો નમ્ર આટલો મધુરો અવાજ માત્ર એકજ હતો! અરે! પ્રેમ, કયારે પણ પ્રિયતમનો અવાજ, શ્વાસ, ભુલી જતો નથી!

આ બધી ખરાબી વચ્ચે, આ બધા શત્રુ વચ્ચે પોતાનો પ્રિયતમ, જેનું સ્મીત જો કે નાશના કિનારાપર મળ્યું છે તદપિ તેનામાં તે નાશને પણ વ્હાલું બનાવવાની શકિત છે–તે પોતા પાસે છે, તે વિચાર આશિર્વાદરૂપ બની આનંદ સાથે શાંતિ લાવ્યો ખરો પણ તુરતજ તેને માટેની ધાસ્તી એ મગજમાં પસાર થઇ, આ હર્ષાવેશના સ્ફુરણ—પ્રભાને ઠંડી કરી લય પમાડી દીધી. 'અરે આ દયાહીન વિષયી સંભાજીના હાથમાંથી એ મને કેવી રીતે બચાવી શકાશે–અરે તે નરપીશાચ માતૃહત્યારો તે–મોગલની પુત્રી–તેનું બાળક જેની વિજયવંત ધ્વજાએ તેના દેવાલયો અને દેવોનો નાશ કરી તેના મુલક અને તેની જાતીને પાયમાલ—બેદાન મેદાન કરી નાંખી, તેમજ હજી કરે છે,—તેના બાળકપર એક મરાઠો શ્રાપની નજરે ન જોતાં પ્રેમની નજરે જુવે છે તે તે કેમ સાંખી શકશે? અરે તે તેને કેમ માફ કરશે? આ વિચારે તેને ગાંડી બનાવી—"ઓ ખુદા તેને બચાવો, તેનું રક્ષણ કરો!" તેના ચક્ષુમાંથી અશ્રુ પડવા લાગ્યાં—"ઓ ખુદા, તેને બચાવો, બચાવો!"

ઉષા: થઇ—દિવસ હજુ ઉગ્યો ન્હોતો–ત્યાં આ મરાઠા ટુકડી પાલખી સમેત પન્હાલામાં દાખલ થઇ. રોષનઆરાને એક જુદા મહેલમાં રાખવામાં આવી અને દસ બાર દાસીઓ તેની તહેનાતમાં સોંપવામાં આવી. ખીન્ન થતી હતાશ થતી મોગલ બાળા શોકાગ્નમાં ડુબી.

# પ્રકરણ ૧૦ મું.

## શેષનઆરા અને સંભાજી.

આંચ લગી બ્રહકી તનમેં, તબ જાય પરી જમુના જળમેં,
અસુઆં જરજર ચુકાઇ ગઇ, મછલી વહે છાડ ગઇ તરમેં;
ફૂટી જબ રેત પતાલ ગઇ, તબ શેષ જમીં ધરતી તરમેં,
રસખાન કહે એહી આંચ મીટે, જબ આય કે સ્યામ લગે ગરમેં.

(રસખાન)

---

કિતાબો ઇશ્કની ખોલી, ઉથામ્યાં પ્રેમનાં પોથાં;
વિષમ ડંખ પ્રીતિના, વિકટ છે સ્નેહ રસ્તા જ્યાં!

(કલાપી)

---



શોક વગરની રડ્યા વગરની, શાંત આંખોને, હ્રદયને પન્હાલાની આસપાસનો ભવ્ય મનોહર દેખાવ લીલોત્રી અને પહાડ નીચેની લીલીછમ ખીણોનો ઘણો ચીત્તવેધક, મોહક દેખાવ લાગતે. તોફાની દિવસ વહી ગયા પછી શાંતિથી અસ્ત થતા નારાયણવાળી અતિ સુંદર, મધુર સંધ્યા જેવી આજે મનહર સંધ્યા હતી. પશ્ચિમની સૃષ્ટિ મર્યાદાએ શાંત વિશ્રાન્તિ માટે પોતાના સુવર્ણમય મંડપો ખુલ્લા કર્યા હતા; અને આકાશમાંથી ભીનાશવાળો પ્રકાશ ધરૂજતો નીચે સૃષ્ટિપર પડી રહ્યો હતો, અને પડતા સર્વ પ્રદેશને પોતાના તેજથી પ્રકાશીત કરી શોભા અર્પતો હતો.

સર્વ શાંત હતું. વાયુની ઘણીજ મીઠી ધીમી ધીમી લ્હેરો ઠંડક વર્ષાવતી આવતી હતી. પણ આ સર્વ પ્રકાશમાન દેખાવ, સૃષ્ટિ સૌંદર્ય, વાયુ, શાંતિ રોષનઆરાની વિસમય પામેલી દુ:ખી થયલી શોકગ્રસ્ત આંખોપર નિરર્થક પોતાનો તેજ પાડી રહયા હતા. કબરોને કોપ–કુર મુદ્રાવાળા શોધનારાઓ ઘુરકતાં પાસે આવતાં દેખાતાંજ પોતાની અંધારી કબરોમાં શબો જાગૃત થઇ ફીકા પડતા ડરી જાય, તે પ્રમાણે મોગલબાળા ધ્રુજતી પોતાની આસપાસ તેને ભયંકર લાગતી રૌદ્ર કુદરતની આંખોપર નજર ફેંકતી પોતાનું ભવિષ્ય વાંચતી. આસપાસ મહેલની ગચ્ચીમાંથી બ્હાર નજર ફેંકતી તો આસપાસ ત્યજાયલા મિનારાઓ, બુરજો પોતાપર ભયાનક રીતે ઘુરકતા ડરાવતા દ્રષ્ટિએ પડતા, અને તેને આખે શરીરે કંપાવતા. મિશ્રીત થયલી આશા અને ધાસ્તીથી તે, જેનો તેને ઘણોજ મધુરો લાગતો અવાજ ગાયનની લહરી પેઠે પોતાના કાન સાથે અથડાયો હતો, તેને જોવા નિરર્થક આંખો ફેરવતી–તે આશ્ચર્યજનક તેની મશ્કરી કરતું સ્વપ્નુ! ફરીથી ઉડી ગયું. ક્ષય પામ્યું! તેને બદલે ભયના મર્મભેદક સણકા તીવ્ર વેદના તેના અંતરાત્મામાંથી વ્હેવા લાગ્યા, ધસવા લાગ્યા. ત્યાં બેશુધ્ધીમાંથી નિંદ્રામાંથી જાગૃત થતી હોય તેવો બ્હારથી ''સંભાજી મહારાજ! ઘણી ખમાં!'' એવા અવાજોના ભણકારા થયા. એ પછી એક લડવૈયો તે ભય ઉપજાવનાર નામ બોલતો સંભળાયો! તેના નામનો દરેક અવાજ તેના અંગમાં કંપારી લાવતો તેને ધ્રુજવવા લાગ્યો. તે ડરતી ભય પામેલ હરણી પેઠે અંદરના ખંડમાં દોડી ગાદીપર ફસળાઇ પડી.

તે આવે છે—તેના ભારી પગલાનો અવાજ આવે છે—તે બીરૂ-બાળા પોતાનું માથું ઉંચું કરવા કેમ હિમ્મત કરી શકે, તેની આંખો—જેનો બાળો નાખતો ઝનુની પ્રકાશ મોગલનો એક વીર યોધ્ધો સહન કરી શકે નહી, તે ભયંકર આંખો સામે કેવી રીતે તે જોઇ શકે! તેનો અવાજ તે કેમ સહન કરી શકે?

તે ધ્રુજતી પડી હતી, બે કોમળ હસ્તોથી મુખ ઢાંકયું, છુપાવ્યું હતું. તેની માનસ સૃષ્ટિ કલ્પતી હતી કે આ સંભાજીની ઝનુની મુદ્રા, ક્રૂર ચક્ષુઓ ક્રોધથી પોતાપર થંભ્યાં હશે. તે સૈતાન—બદહવસથી ભરેલો કાફર પાપી કામવાસનાથી ભરપુર દ્રષ્ટિથી પોતાને જોતો હશે. "ઓ ખુદા, આ રાક્ષસથી મને બચાવ!" તે થરથર ધ્રુજતી હતી. તે ડરી ગઇ હતી, શું કરવું તે તેને સુજતું ન્હોતું. આવો દુર્ઘટ પ્રસંગ કયારે પણ આ સુખમાં લાડમાં વૈભવમાં ઉછરેલી બાળાપર પડયો ન્હોતો. તે ઔરંગઝબ, હિંદનો શહેનશાહ જેના નામથી આખું હિંદ ડોલતું કંપતું, તેની માનીતી પુત્રી લાડકવાયી શહાજાદી હતી. તે અત્યારે પોતાના પિતાના કટ્ટા શત્રુના હાથમાં—પંજામાં સપડાઇ હતી. તે શત્રુના બદહવસથી, વિષયીપણા લંપટપણાથી, જુલમોના વાતોથી પુર્ણ માહિત-ગાર હતી. તે નરપીશાચ હવે પોતાના કેવા હાલહવાલ કરશે, પોતાપર કેવા કેવા જુલમો તોડી પાડશે તે કલ્પી શકી નહીં. તેજ શત્રુ અત્યારે પોતાની સન્મુખ ઉભો હતો; તેની માન-સીક વિચાર માળા તેને ગભરાવતી ગાંડા જેવી બનાવતી.

અત્યારની આ ચુપકીદી ઘણી ભય ઉપજાવનારી હતી. અંતે સંભાજી તેની પાસે જઇ ગાદીપર તેની સોડમાં બેઠો, ધ્રૂજતા હાથે તેનો હાથ પકડયો, અને તેની ઉપર નમતાં ધીમે સ્વરે બોલ્યો "રોષનઆરા!"—આજ શબ્દ માત્ર તે બોલ્યો. તે પુરતું હતું. બાળાના હૃદયમાં પડેલી ચીચમારીએ બાકીનું બોલવું પુર્ણ કર્યું. ધારતી, આનંદ, આશ્ચર્યથી હાંફતી મોગલ સુંદરીએ વિસ્મયાપન્ન ચકિત આંખો ઉંચી કરી, તે પ્રેમ પુરિત, અશ્રુથી ભિંજાયલી આંખો પોતાના મરાઠાની છાતીમાં સંતાડી દીધી!

તે તેજ છે, તેજ છે. લોહીનો તરસ્યો માણસ, કાફરોમાં પણ અતિશય ધીઃકાર પાત્ર, લડાઇનો રાક્ષસ, તે તેજ સંભાજી છે. હા તેજ સંભાજી તેનો પ્રિયતમ, મરાઠો, નમ્ર અને તેજવંત સંભાજી છે! તેણે જયારે આ મોગલ સુંદરીના એકાંત ખંડમાં નરમાશભરેલું, માયાળુ, પ્રેમાળ સ્મીત કર્યું હતું, અને ત્યાં પોતાની સ્વચ્છ આંખોની એવી રશ્મી તેના મધુરા સ્વપ્નોને પ્રકાશીત કરવા મુકી ગયો હતો કે હમેશાં તે એમજ ધારતી કે તેણીનું અવાસ કોઇ ફિરસ્તાનું વિશ્રાંત સ્થાન બન્યું છે! તેજ તેનો અજાણ્યો પ્રિયતમ હતો!

શિયા ગરમ ગુંગળાવી નાંખે એવા તોફાની પવનથી ઘેરાયલા ગ્રહણવાળા સુર્યમાંથી એક પળ માત્ર પણ રશ્મી બહાર ઝળહળતી પ્રકાશી નીકળે તેવી આ તેજવંત પળો હતી. ઉભય પ્રેમી મુક રહયાં. મોગલ સુંદરી પોતાના હૃદયમાં ઉંડી ડુબેલી તે આંખો તરફ ટીકી ટીકી જોતી હતી, અને

સર્વ ધાસ્તી, સર્વ ભય, દુઃખ, એક કંગાળ નિદ્રામાં જેમ આ સર્વ આફતો વીસરી જતો, તેની માનસ કલ્પના તેનામાં સ્મીત લાવી તેને ઠગે છે, અને તે આનંદ સ્વપ્નમાં પડે છે, પણ જાગૃતાવસ્થામાં નિઃશ્વાસ નાંખે છે, તેવીજ રીતે તે અત્યારે સર્વ ભુલી ગઇ! પ્રિયતમની ગોદમાં આનંદી સ્વપ્નમાં મહાલવા લાગી.

સંભાજીએ ચુંબન કર્યું. અર્ધ ધાસ્તી, અર્ધ અલ્હાદની ધરૂજરી તેની રગોમાંથી પસાર થઇ. આવી રીતના વિચિત્ર સંજોગવાળા પ્રેમમાં કાંઇ વિલક્ષણ આવેશ-ઉત્સાહ હતો, અને સંભાજી સ્ત્રીઓ ઉપર જે એક પ્રકારની આકર્ષક શકિત વાળી સત્તા ધરાવતો તે સત્તાને તે તાબે થઇ. તે તેના પ્રેમમાં આંધળી થઇ હતી, તે પોતાનો પ્રિયતમ વિષયી લંપટ છે તે સર્વ વીસરી ગઇ હતી, અને પોતાના પ્રિયતમના ગળાની આસપાસ પોતાના નાજુક હાથો નાંખ્યા, પણ તરતજ આ સુંદર સ્વપ્ન પુર્ણ થયું. પોતાના પિતાના શબ્દો યાદ આવ્યા. તે જેના લોહીનો તરસ્યો હતો, જેનો નાશ કરવા તલપી રહયો હતો, તે પોતાનો પ્રિયતમ હતો. “અરેરે, ઓ ખુદા, અરે મેં સ્વપ્નામાં પણ ન્હોતું ધાર્યું કે તેનો ભોગ મ્હારો આ યુવાન પ્રિયતમ છે! ઓ અલ્હા, એનું રક્ષણ કર!” તેની સર્વ ધાસ્તીઓ તેની આંખો સામે ખડી થઇ. ભય પામતી, ધરૂજતી, દુઃખીત મુદ્રા કરી સંભાજીની કોટે વળગી પડી. તેનાથી રહેવાયું નહી, ચોધાર અશ્રુ વહેવા લાગ્યાં, તે ધરૂજતી ધરૂજતી ડચકાં ખાતી ખાતી બોલી ઉઠી:-

"વ્હાલા, દગો થયો છે ચેતો. મ્હારો પિતા તમારો નાશ કરવા ઇચ્છે છે. તમારે ત્યાં કોઇ દગાખોર મનુષ્યે નિમકહરામે તમારી સર્વ માહિતીઓ, છુપા માર્ગો, બચાવનાં સાધનો વગેરેની સર્વ માહિતીઓ થોડા દિવસ અગાઉ તેને પહોંચાડી છે. તમારે ત્યાં ભયંકર કાવત્રુ રચાય છે. થોડા સમયમાં તમારો નાશ થશે. તમારો ઘાત થશે. ચેતો, ચેતો. મ્હારા કિનાખોર ઝેરીલા પિતા પાસે કોઇ દગાખોરે તમને વેચ્યા છે. તેણે મને હસતા હસતા, આનંદથી વિજયવંત ચ્હેરે સર્વ કહયું હતું. હા, મને પુર્ણ યાદ છે. તે વખતનો તેનો દેખાવ, તેની આંખો, હજુ પણ મને ધ્રુજરી લાવે છે. વ્હાલા, દગો થયો છે. તમે પુરી તપાસ કરો અને તે કંગાળ નિમકહરામ દગાખોર માણુસને શોધી તેનો સત્વર નાશ કરો !"

આ તેને લાગ્યું; તેના અંતરમાં ઉંડો ઘા લાગ્યો. તે ઉભો થયો. આ સમાચારે તેના લોહીને વ્હેતું બંધ કરી ઠંડુ કરી દીધું હોય તેમ હીલચાલ વગરનો દંગ થયલો પુતળા પેઠે ઉભો રહયો. તેના મનમાં અનેક વિચારની સંકળના થવા માંડી. એ દગાખોર કોણ હશે ? એસાજી તો નહી હોય, જોત્યાજીએ વારંવાર કહયું–ચેતવ્યો તે શું સત્ય હશે ! હા, એજ. એનો પકકો તપાસ કરવો જોઇએ, વગેરે અનેક વિચારો તેના મસ્તિકને ગુંચવતા પસાર થવા લાગ્યા.

રોષનઆરા ઉઠી, તેના હાથને પકડતી દયામણે ચ્હેરે બોલી ઉઠી, "સંભાજી, મ્હારા વ્હાલા ! પહેલા, છેલ્લા અને માત્ર એકજ ચાહેલા, પુજેલા પ્રિયતમ ! જયાં તું ત્યાં હું !

હું ત્હારી-ત્હારી છું. મ્હારા પિતાથી ચેતત્તો રહે. તે દગાખોરની જલદીથી તપાસ કર સાવધ રહે. વ્હાલા—"

વધુ આગળ બોલી શકી નહી, તેનું ગળું રૂંધાવા લાગ્યું, આ દિલગીરી ભરેલા શબ્દો ઝનુનથી બોલી માથું નીચે નમાવ્યું, અને શરમથી રડવા લાગી, નિઃશ્વાસ નાંખવા લાગી. શહાજાદીનો પોતાપરનો અતુલ નિરમળ પ્રેમ જોઇ, પોતા માટેની અતિશય કાળજી જોઇ, સંભાજી ક્ષણભર પોતાની મગરૂબી ઝનુન વિસરી ગયો. તેનો પોતાપર એકનિષ્ઠ નિષ્કપટ પ્રેમ છે તે જાણી સંભાજી ગાંડા જેવો થઇ ગયો. તેને પોતાની બાથમાં ચાંપી, હજુ આ ઉભય પ્રેમીઓ પ્રેમવાર્તામાં નિમગ્ન થતાં હતાં, ત્યાં બહાર ઘણે લાંબે મ્હોટા નિઃશ્વાસો નંખાતા હોય, દુઃખની—ભયની બુમો પડતી હોય, કાંઇ મ્હોટી ચીજો તુટતી હોય એવો ચરરર કરતો વિચિત્ર અવાજ, તેમને ચોંકાવતો વારંવાર તેમને કાને અથડાવા લાગ્યો. સંભાજીએ આ સાંભળ્યું, તેના ચ્હેરાપર કાંઇક ભયની છાપ પડી, રોષનઆરાને પોતાની બાથમાંથી છુટી કરી બારી તરફ ધસ્યો. રોષનઆરા ધરૂજતી પણ હિમતથી બોલી ઉઠીઃ—"પ્રાણેશ, એ બધું શું છે?"

સંભાજી બારીએથી પાછો ફરતાં, મહા મહેનતે હસતું મ્હાડું રાખતો હસતો બોલ્યોઃ—"પ્રિયે, ડરીશ નહી. કાંઇ ભય જેવું નથી. તું સ્વસ્થ રહે. અંધારામાં બરાબર સમજાતું, દેખાતું નથી. હું હમણા બ્હાર જઇ તપાસ કરી પાછો આવું છું."

એટલું બોલતો શાહાજાદીને વિચારમાંજ મુકતો સંભાજી ઉતાવળે બ્હાર ધસ્યો. હજુ મહેલની બ્હાર જાય છે ત્યાં ગભરાયલો લોહીલુહાણ થયલો હાંફતો જોત્યાજી ખુલ્લી અસિ સાથે સામે મળ્યો. તે ભયથી બરાબર બોલી પણ શકતો ન્હોતો, તેની જીવ્હા બોબડી થઇ ગઇ હતી. "ભાગો, નાસો, મહારાજ ! ગજબ, દગો, દગો, જુવો જુવો, આ મોગલો ધસ્યા આવે છે. મહારાજ, નાસો, નાસો, દગો થયો છે. કિલ્લો તેમને હાથ ગયો છે."



# પ્રકરણ ૧૨ મું.

## રોશનઆરાનો છુટકો.

હું કરૂં આ મેં કર્યું એ માનવી મિથ્યા બકે,
પણ ઇશ્વરની આજ્ઞા વિના નવ પાન પણ હાલી શકે.

પ્રિતમ તેરે મિલનકું, સુકા :સકલ શરીર;
પાપી નેણા સુકે નહી, ભરભર આવે નીર.

ખડ સુકા ને વીણુ ઘ સુકયા, ને વાલમ ગીયા વિદેશ,
અવસર ચુકા મેઉલા, પછી વરસી કાંઉ કરેશ.

ચાંદ વિના રાત કાળી રડે છે, રાત વિના ચાંદ ફીકો પડે છે.
(શિયાબક્ષ.)

સંભાજી જોત્યાજીનું ગભરાટ ભરેલું બોલવું સાંભળી ગભરાયો. તેના હોંસકોંસ ઉડી ગયા. શહાજાદીનાં વચન સત્ય થયાં. તે પુનઃ શહાજાદી પાસે ઉતાવળો ગયો. સર્વ પુર્ણ થયું. દગો થયો. કિલ્લો મોગલોને હાથ ગયો, કિલ્લાપરની સિબંદિને ઓચિંતો હલ્લો કરી મોગલોએ કાપી નાખી. હવે એકે ઉપાય ન્હોતો. ગભરાયલો સંભાજી શહાજાદી પાસે આવ્યો, બોલ્યોઃ-

"વ્હાલી, ત્હારૂં કહેવું સત્ય નીકળ્યું. દગો થયો છે. કિલ્લો ત્હારા પિતાને હાથ ગયો છે. તમે તમારા પિતા પાસે જવાથી સુરક્ષિત થશો, પણ—પણ હું જો પકડાયો તો તે મ્હારા ઉપર જરા પણ દયા કરે તેમ નથી."

શહાજાદી—"મહારાજ, વ્હાલા, હાલનો વખત ઘણો આફત ભરેલો છે. આપ નાસો, ભાગો, મ્હારી ચીંતા કરો નહી, વ્હાલા જયાં હો ત્યાં સુખી હો! એ હું અલ્લાતાલા પાસે ચાહું છું. વ્હાલા, હાલ જુદા પડીયે છીયે, પણ દયાળુ અલ્લાહ પુનઃ મેળવશે! જા, વ્હાલા જા—અલ્લાહ ત્હારૂં રક્ષણ કરો!"

સંભાજીએ તેને આલિંગન આપી છેલ્લું ચુંબન કરી, સમશેર ખેંચી, જોત્યાજી સાથે બ્હાર નીકળ્યો. નિઃશ્વાસ નાંખતી શહાજાદી એક સરખી તેના તરફ જોઇ રહી. ગઢની પછાતના ભાગમાં એક મ્હોટો કડો તુટયો હતો, ત્યાંથી તે વિકટ માર્ગ પરથી જોત્યાજી આગળ અને સંભાજી પાછળ એવી રીતે રાત્રિના અંધકારમાં ઉભય ગઢ ઉતરવા લાગ્યા. કેટલેક ઠેકાણે માર્ગ અતિશય અગવડવાળો, અઘરો, વિકટ હતો. ચાર ચાર આઠ આઠ હાથ બેસી ઘસડાતા સરતા ઉતરવું પડતું. એ પ્રમાણે પડતા, અખડાતા જેમ તેમ, નીચે એક વોકરા આગળ જઇ પહોંચ્યા; જરા થાક ખાવા બેઠા. જીવને જરા નિરાંત વળી.

સંભાજી ઉતાવળથી બ્હાર ધસ્યો ગયો કે તેના તરફ જોતી શહાજાદી રોપનઆરા ઉતાવળથી બારી તરફ દોડી, અંધકાર પ્રસારતા આકાશ તરફ નજર નાંખતી ભયથી ગાંડા

પેઠે બોલી ઉઠી:–"હા, ગયા, ગયા! વ્હાલા, નાસો, નાસો! તેણે કહ્યું હતું તે અંતે ખરૂં થયું, હાય, આજ રાત્રિએ જુવો તે પાસે આવ્યું છે. મ્હારા પિતાની ખુનખાર ઝનુની સેનાએ અત્યારે હલ્લો કર્યો છે, અને શું હું મ્હારા વ્હાલાને લોહી લુહાણુ થતો મૃત્યુ પામતો જોઇશ! નહી, નહી, એ ખુદા, એના પગમાં ખુબ જોર આપ. વ્હાલા, નાસો, નાસો! ખુદા તમારૂં રક્ષણુ કરશે! તમે જયાં જશો ત્યાં આ તમારી પ્રિયતમાની દુવા–તેનો આત્મા તમારી સાથેજ રહેશે. વ્હાલા, નાસો. તે ત્હારૂં લોહી ઇચ્છે છે. મ્હારો પિતા ત્હારૂં મોત ઇચ્છે છે, અરે હું તેને જાણું છું. વ્હાલા નાસો."

અનહદ ભયથી વધુ બોલતાં અટકી, હાથ જોડી આકાશ તરફ દ્રષ્ટિ કરી રહી. આંખમાંથી અશ્રુધારા વ્હેવા લાગી. તેજ સ્થિતિમાં બેશુધ્ધ થઇ જમીનપર તુટી પડી. પળો વ્હેવા લાગી, રાત્રિના તારાઓ આકાશમાં છવાઇ રહયા. ગાંડાઇની ટોંચે પહોંચતી રોષનઆરા ભય, વ્યગ્રતા, આશાથી, હાંફતી પોતાના ધ્રુજતા પગો પાસે એક પાલખી, ઝનુની આંખોવાળા મોગલ સરદારોને જોવા લાગી. બે દાસીઓએ હાથ પકડી, પાલખીમાં સુવરાવી. હજુ પુર્ણ જાગૃતાવસ્થામાં આવી ન્હોતી. આંખો પાછી મીંચી ગઇ. શરીરમાં તાવનો જોમ ચઢયો હતો. બકબકાટ શરૂ થયો. "હું કયાં છું! તમો કોણ છો! મને કયાં લઇ જાઓ છો! પ્રિયતમ કયાં ગયા!"

પાલખીના દ્વાર પાસે ઉભેલો તકરીબખાન ચોંકયો. તે બોલી ઉઠયો:–"હજુર, સરકાર. આપ નિશ્ચિંત રહો. અમે

આપના સેવકો છીયે. આપના પવિત્ર પિતા પાસે લઇ જઇએ છીયે. દુષ્ટ કાફર, નાશી ગયો છે, પણ તેને હમણાજ પકડી લાવશું."

"શું હું એકલી જાઉં છું? સંભાજી! મ્હારો સંભાજી! શું ત્હારી ઇચ્છા, ત્હારૂં દુર્દૈવ–ભાવિ આજ રાત્રિએ ત્હારૂં મોત લાવવાનું છે? વ્હાલા, મને ત્હારી સાથે રાખી ત્હારી સાથેજ મરવા દે. આ ક્ષણભંગુર શરીર ત્યજી મ્હારૂં છેલ્લું જીવનનું શ્વાસ જશે ત્યાં સુધી ત્હારા વ્હાલા નામની દુવા ચાહીશ. અરે! આપણા ઓષ્ટો, આપણા ગાલો, તેઓ સાથેજ ભલે કરમાઇ જાઓ. અરે આપણા છુટા પડતા શ્વાસો તે એક બીજા સાથે ભેળી દો, અને હું–હું ત્હારી સાથે આનંદથી સુખેથી મરીશ! અરે તું મને અહીંથી ક્રૂર રીતે ઉતાવળે લઇ જાય છે તે એક પળ થોભ, અરે થોભ. માત્ર એકજ પળ—એક પળ કાંઇ વધુ નથી. તે, તે મ્હારો વ્હાલો, મ્હારો પ્રિયતમ, મ્હારા જીવનના આધાર હજુ આવશે, જરૂર આવશે. હું તેને માટે પ્રાર્થના કરૂં છું, યાચું છું, કરગરૂં છું. હા, સંભાજી! વ્હાલા સંભાજી!"

પાલખી એક સરખી અંધારી રાત્રિમાં વહી જતી હતી. માર્ગપર રોષનઆરા એકસરખું આક્રંદ કરતી હતી. તે અંધકારથી છવાયલા અરણ્યોને સંભાજીનું નામ ચીચયારી પાડી સંભળાવતી પણ સંભાજી આવ્યો નહી. તે ત્યાં નહોતો, તે કોશો દૂર હતો. ઓ કમનસીબ શહાજાદી, ત્હારો પ્રિયતમ અને તું હવે છેલ્લાંજ મલ્યાં હતાં; તમારા હૃદયો હવે ત્રુટયાં

છે. તમારૂં આનંદી સ્વર્ગીય સ્વપ્ન હવે પુર્ણ થયું, તમારૂં ભાવિ નિર્માણ થઇ ગયું છે, કે આ દુનિયામાં હવે તમે પુનઃ મળવાનાં નથી! વિધાતાએ હવે હમેશ માટે તમારો વિયોગ કરાવ્યો છે!

પ્રિય વાંચનાર, રોષનઆરાને છોડવનાર ટોળીને તમે ઓળખી હશે. તે તકરીબખાનની ટુકડી હતી. તકરીબખાનને અગાઉથી સ્વામિ દ્રોહી કલુષા અને એસાજી મારફત બધી ખબર મળી હતી, તે પોતાની ટુકડી લઇ શહાજાદીના બચાવ માટે નીકળ્યો હતો, પણ તે જગ્યાપર મરાઠાઓ હલ્લો કરવાના હતા ત્યાં શહાજાદી હરાઇ ગયા પછી જઇ પહોંચ્યો. તરતજ પન્હાલા જવા નીકળ્યો. શહાજાદીની રક્ષક ટુકડીના રહેલ-સહેલ માણસોને પણ પોતા સાથે લીધા. એસાજીની છુપી મદદથી ગુપ્ત માર્ગથી એક ઘટિકા રાત્રિ જતાં કિલ્લામાં દાખલ થયો. પછી શું બન્યું તે તું સારી રીતે જાણે છે. શહાજાદીને લઇ કુચ દર મુકામ કરતાં કરતાં બાદશાહ ઔરંગઝેબની છાવણીમાં જઇ પહોંચ્યો. રોષનઆરાની માંદગી લંબાઇ. તે શરીરે શુષ્ક થઇ ગઇ હતી. ઔરંગઝેબની તે અતિશય માનીતી લાડલી શાહજાદી હતી, પણ તેના સંભાજી સાથેના સંબંધની વાત બાદશાહને કાને આવતાં, તેનાપર કફા મરજી થઇ. તેનો ઘણો તિરસ્કાર કર્યો, અને તેનાપર સખત જાપ્તો મુકયો. ઘણા દિવસ વહી ગયા પછી ક્રમે ક્રમે પિતાનો કોપ સમ્યો. વાત્સલ્યે જગ્યા લીધી, અને પુનઃ પિતાના દીલમાં રોષનઆરાએ પોતાની જગ્યા મેળવી.

# પ્રકરણ ૧૨ મું.

## શાહજાદો મહમદ અકબર.

"દિલકે ફફોલે જલ ઉઠે, સિનેકે દાગસે;
ઇસ ઘરકો આગ લગ ગઇ, ઘરકે ચિરાગસે."

ગયું પળ પાછું ન આવે, સમય વૃથા વહી જાય;
માન મમત્વ અને સુખસાધન, આખર ફોકટ થાય.
જળ પહિલાં નહિ પાળ કરે જે, તે પાછળ પસ્તાય;
ગયું પળ પાછું ન આવે, સમય વૃથા વહી જાય.
(કેશવ).


ત પ્રકરણમાં સંભાજી અને જોત્યાજી પન્હાલાથી નાસી કિલ્લાની તળેટીએ એક વોકળાને કાંઠે જઇ પહોંચ્યા તે આપણે જોઇ ગયા છીએ.

તે વોકળા પાસેનાં એક મ્હોટાં વૃક્ષ તળે જરા વિશ્રાંતિ લેવાનું સંભાજીને કહી, તેને માટે બંદોબસ્ત કરવાના ઇરાદાથી જોત્યાજી પાસેના ગામડામાં જવા નીકળ્યો. તેને ગયે કલાકેક થયો હશે. સંભાજી ગત–ભવિષ્ય અને રોષનઆરાના વિચારમાં ગુંગ થયેલો પડયો હતો, તેવામાં કેટલાક સિપાઇઓની ટુકડીએ ચોમેરથી ઝાડીમાંથી ઓચિંતી નીકળી આવી તેને ઘેરી લીધો. સાવધ થતો, આભો બનેલો સંભાજી હજુ ઉઠી તલવાર

એટલે તે પહેલાં તો પાંચ છ સિપાઇઓએ તેનાપર તુટી પડી તેને ઝકડી લઇ તલવાર ખેંચી લીધી. તેના હાથ તેની પીઠ પાછળ બાંધી પોતા વચ્ચે રાખી ચાલ્યા, અને તેમના ઉપરી–સરદારે મ્હોટે સાદે રાયગઢ તરફનો માર્ગ લેવા હુકમ કર્યો; અને ક્રૂરતાથી સંભાજી તરફ તિરસ્કાર યુકત મુદ્રાએ જોઇ હસ્યો:– "મહારાજ, મને આપે ઓળખ્યો ? હું શિર્કે આ મ્હારૂં વેર લઉં છું. આપે માતુશ્રી "સોયરાબાઇ સાહેબનો મહા ક્રૂરતાથી વધ કર્યો, મ્હોટા મ્હોટા નીમકહલાલ સરદારો, સેવકોનો નહાક નાશ કર્યો–છળ્યા–તેનું આ વેર છે ! સમજ્યા. હવે, તમને કોણ અમારા હાથમાંથી બચાવનાર છે. હવે જન્મભર કેદ સેવજો. તમારા જેવા નિષ્ઠુર માતૃહત્યારા, દુષ્ટ અને જુલ્મી મહારાજાની સત્તા પુર્ણ થઇ. હવે તમારા જેવા ક્રૂરને પદભ્રષ્ટ કરી રાજારામ સાહેબની મહારાષ્ટ્રની પવિત્ર ગાદીપર સ્થાપના કરીશું." વગેરે અનેક વાકબાણ મારી કુચ કરવા હુકમ કર્યો. સંભાજી સર્વ સાંભળી રહયો. પોતાનાં હતભાગ્ય પર વિચાર કરતો તેમની વચ્ચે કેદીની સ્થિતિમાં નીચું માથું નાંખી ચાલ્યો.

સંભાજીને પકડનાર શિર્કેના કુળની સોયરાબાઇ હતી; તેથી તે કુળના જેટલા લોકો હાથ આવ્યા તેટલાની સંભાજીએ કતલ કરી હતી. આ કારણથી શિર્કે સંભાજીપર ખુબ છેડાયા હતા, તેના નાશ માટે પોતાની સર્વ સત્તા કામે લગાડી પ્રયત્ન કરી રહ્યા હતા. સંભાજીને પદભ્રષ્ટ કરી રાજારામને ગાદીપર બેસાડવાનો તેનો યત્ન હતો. આ મસલતમાં સંભાજીના ઘરના સર્વ શત્રુ સામેલ થયા તેમજ તેના મ્હોટા મ્હોટા

સરદારોનો પણ અંદરથી હાથ હતો. અહીં અંદરખાનેથી એસાજી અને તુળસી પણ તેમને મળી ગયા હતા. તેમની તરફથી સમાચાર મળતાં શિર્કેની એક ટોળી કોંકણમાંથી નીકળી પન્હાલાની આસપાસ ગુપ્ત રીતે લાગ આવે સંભાજીને પકડવાના ઇરાદાથી ભમતી હતી. તેને એસાજીએ છુપા ખબર મોકલ્યા કે મોગલોને હાથ ન આવતાં સંભાજી એકલો કિલ્લામાંથી નાઠો છે. તેને પકડવાનો આવો બીજો લાગ નહી મળે એમ ધારતાં શિર્કે પહાડની તળેટીએ શોધતા ફરતા હતા તેટલામાં આપણે ઉપર જોઇ ગયા તેમ વોકળા કિનારે રાજાની તેમને અકસ્માત ભેટ થઇ. સંભાજીને કેદ કર્યો, તેમના આનંદનો પાર રહ્યો નહી. પોતાના કુળનો નાશ કરનાર પોતાનો કટ્ટો શત્રુ હવે પુર્ણ હાથમાં સપડાયો તે વિચારથી શિર્કેને આનંદ આનંદ થયો. પુર હોંસ–ઉત્સાહથી તેને કેદીની સ્થિતિમાં રાયગઢ તરફ લઇ ચાલ્યો. પણ માણસ ધારે છે શું અને ઇશ્વર કરે છે શું એ ન્યાય અત્રે ખરો થયો. ઉમેદ મનની મનમાં રહી–શિર્કેની ઉમેદ આનંદ માત્ર ટુંક મુદત-માંજ તુટવાનાં હતાં તે આપણે હવે પછી જોઇશું. હાલ તો સંભાજીના સર્વ હાથ હેઠા પડયા હતા. જે રાજધાનીમાં પોતે રાજા તરિકે મ્હોટી કતલ ચલાવી હતી, સંપુર્ણ સત્તા ભોગવી હતી, સર્વને ત્રાહે ત્રાહે પોકરાવી હતી ત્યાંજ હવે કેદી તરિકે જવાથી તે ઘણો દુઃખી થયો, તેને ઘણું લાગી આવ્યું, અરેરે થોડા કલાકો અગાઉ તો પોતે મહારાજા હતો અને અત્યારે કેદી હતો! મહા વિચિત્ર વિધિ! તેનો જન્મ કોને પેટ! તેનો વૈભવ કેટલો! અરે હાથમાં કેવી મ્હોટી સત્તા! પણ

નાશ વિનાશકાળની ઝડપ–પંજો આવી પડતાં, તે પૈકી એક પણ વાત તેના ઉપયોગમાં આવી નહી ! એ કેટલા દુઃખની વાત ! અત્યારે તે હજારોપર હુકમ ચલાવનાર, મહા મગરૂબ, સત્તાધિશ અત્યારે એક દિન મક્ષિકા પ્રમાણે ચાલતો હતો ! વાહ વિધાતા, એ પણ ત્હારી ખુબી !

આ ટોળી આ પ્રમાણે આખો દિવસ પ્રયાણ કરતી કરતી સાયંકાળે એક ટેકરી પાસે આવી પહોંચી. સંધ્યા થઇ. તેઓ એક દસવીસ ઝુપડીવાળા ગામડાં આગળ આવી પહોંચ્યા. ત્યાં મુકામ રાખવાનું ઠર્યું. એક મ્હોટું ઝુપડું જોઇ રાજાને તે ઝુપડામાં લઇ ગયા, અને ઝુપડાની ચોપાસ સિપાઇઓ ચોકી કરતા બેઠા. થાકેલો હતાશ થયલો સંભાજી ભાવિપર હાથ મુકતો શોક સમુદ્રમાં ગોથાં ખાતો અંતે તંદ્રામાં–નિંદ્રામાં પડયો. તે નિંદ્રામાં સર્વ ભુલ્યો હતો ત્યાં બ્હાર મોટી ગડબડ થઇ તે ચમકી ઉઠ્યો. હથીયારોનો ખણખણાટ કાને આવ્યો તેમાં મારો, પકડો, કાપો એવા શબ્દો કાને અથડાવા લાગ્યા. આ બનાવ પ્રાતઃકાળની જરા અગાઉ બન્યો. તે વખતે આકાશમાં સ્વચ્છ નક્ષત્રો તારાઓ પ્રકાશતા પોતાનો અંધુક અંધુક પ્રકાશ પૃથ્વિપર ફેંકતા હતા. સંભાજી ચોંકતો ખાટલા પર બેઠો થયો. તેઓ કોણ હશે ? પોતાનો છુટકારો કરનારા તો નહિ હોય ? વગેરે ખ્યાલો વિદ્યુતની ઝડપે તેના મનમાં પસાર થવા લાગ્યા. ત્યાં “ અલ્લાહી અકબર દીન, દીન ” ના પોકારો કાને અથડાયા ને વધારે ચોંકયો. અરેરે આતો એક શત્રુમાં બે શત્રુ થયા, હવે તો બુરા હાલ થવાના. શિર્કેની કેદ કરતાં તો પોતાના જીવલેણ કટ્ટા શત્રુ મોગલોના કેદી થવાનું,

તેથી વધુ હતાશ થયો. ગભરાયો, ત્યાં આનંદભેર જોત્યાજી ઝુંપડામાં ધસી આવ્યો, સ્વામિના પગપર પડતા બોલ્યો:– "મહારાજ, ગભરાશો નહિ, આ ટોળી તમારો છુટકારો કરવા આવી છે. હું તેમને લાવ્યો છું. આપ પાસેથી નીકળ્યા પછી થોડે દૂર ગયો હઇશ, ત્યાં કેટલાક સિપાઇઓ દ્રષ્ટિએ આવતા પડયા. તેમની સરદારી શિર્કેએ લીધી હતી તેથી મને વ્હેમ પડયો, અને છુપાતો ભરાતો તેમની પુઠે પુઠે ગયો. આપને કેદ થયલા જોઇ મ્હારૂં હૃદય ધડકવા લાગ્યું. પણ હું એકલો શું કરી શકું ! એમ ધારી પાસેના ગામડાઓમાં માવલાઓ મરાઠાઓ એકઠા કરી આપને છોડવવાના હેતુથી ત્વરાથી ચાલ્યો. પાંચેક માઇલપર આ મોગલોની છાવણી પડી હતી, ત્યાં તપાસ કરી તો મ્હારા હર્ષ વચ્ચે જણાયું કે શહાજાદા મહમદ અકબરની તે છાવણી હતી, અને તે બાદશાહથી રીસાઇ આપને મળવા આવવા નીકળ્યા હતા. તેથી તેમાં ઘુસી ખુદ શહાજાદાની મુલાકાત લઇ આપણી સ્થિતિથી તેને વાકેફ કર્યા. તેઓ તરતજ બસો સિપાઇની ટુકડી લઇ ખુદ આપની શોધમાં નિકળ્યા. આપને મુકત કરાવ્યા અને તેઓ ખુદ બહાર આપની રાહ જુવે છે. ચાલો મહારાજ સત્વર તેમને ભેટો." વગેરે સર્વ માહિતી આ નીમકહલાલ સેવકે આપી. સંભાજીએ છુટકારાનો દમ ખેંચ્યો. તેના ચક્ષુમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં, જોત્યાજી ઉપર ઘણો ખુશ થયો અને તેને ઘણી શાબાસી આપી.

આ પ્રમાણે સંભાજી અને સુલતાન મહમદ અકબરનો ભેટો થયો. ઉભયે એક બીજાને ભેટી મૈ-

શ્રી કળુશી, એક બીજાનો ઉપકાર માન્યો. જયઘોષ કરતાં પોતાના બાદશાહી મેમાન સાથે સંભાજીએ રાયગઢ કુચ કરી. રાયગઢ જઇ હરબાજી ફરજંદ, વાસુદેવ બાળાજી, સુરે રાવ કાંકડે વગેરે સરદારોને તથા શિર્કેના ઘણા લોકોને પોતાને પકડવાના તથા રાજારામને ગાદીએ બેસાડવાના કાવત્રામાં તેમનો હાથ છે, વગેરે આરોપો મુકી ક્રૂર રીતે માર્યા. શહાજાદા મહમદ અકબરને રહેવા માટે રાયગઢ પાસે ઘોડસે ગામમાં જગ્યા કરાવી, અને સંભાજીએ તે ગામનું નામ શહાજાદાને માનને ખાતર પાદશાહપુર પાડયું. પ્રિય વાંચનાર, અત્રે શહાજાદા મહમદ અકબરની થોડી માહિતી આપીશું તે અયોગ્ય સ્થાને નહી ગણાય.

સુલતાન મહમદ અકબર બાદશાહ ઔરંગઝેબનો ચોથો પુત્ર હતો. રજપુતાનામાં રજપુતો સાથેના વિગ્રહમાં ઔરંગઝેબનો નાશ કરી બાદશાહ થવાની લાલચથી તે રજપુતોના પક્ષમાં મળી ગયો હતો, અને બાદશાહ સામે બળવાનો ઝુંડો ઉઠાવ્યો. ઔરંગઝેબ ગભરાયો, પણ તે દગા ફટકામાં અતિ કુશળ હતો તેથી હઠયો જાય તેમ ન્હોતો. તેણે કાવત્રું રચ્યું. દગા ફટકાથી પત્ર લખ્યો અને રજપુત સરદાર દુર્ગાદાસ વહેમાયો કે અંદરથી પિતા પુત્ર એક છે અને શહાજાદો પોતા સાથે દગો રમે છે; તેથી બરાબર અણીને વખતે રજપુતો પાછળ હઠી ગયા અને શહાજાદાના સૈન્યનો નાશ થયો. રજપુતોએ હવે પોતાની ભુલ જોઇ પસ્તાયા, પણ બધું ફોકટ હતું. વખત ગયો તે પાછો હાથ આવે તેમ ન્હોતું. હતાશ થતો શહાજાદો પોતાના રહેલસહેલ સૈન્ય અને રજપુતોએ

કુમકમાં આપેલાં માણુસો સાથે લઇ સંભાજીની મદદ મેળવવા દક્ષિણુ તરફ નાઠો. બાદશાહી સૈન્યે તેની પુઠ પકડી, તેનો અટકાવવવાના ઘણુા પ્રયત્નો છતાં અંતે તે મરાઠા રાજયમાં દાખલ થવામાં ફાવ્યો અને સંભાજીને આપણે ઉપર જોઇ ગયા તે પ્રમાણે મળ્યો.

સંભાજી અને મહમદ અકબ્બર મળ્યા, પછી, મરાઠા અને રજપુતો એકત્ર થઇ ઔરંગઝેબનો નાશ કરી શહાજાદા મહમદ અકબ્બરને બાદશાહ બનાવવા તૈયાર થયા. પણુ મગરૂબી, ક્રોધ અને બદસલાહે સંભાજીને આ અમુલ્ય તકનો લાભ લેતાં અટકાવી જંજીરાનો નાશ કરવાના પ્રયત્નમાં રોકયો. તેમાં તેને જોઇએ તેવો યશ મળયો નહી. અહીં ઔરંગઝેબે બિજાપુર અને ગોવલ કોંડાનો નાશ કરી મરાઠા રાજય અને શહાજાદા અકબરનો નાશ કરવા તૈયારી ચલાવી. આ વર્તમાન મળતાં શહાજાદાએ કહેવડાવ્યું કે "તમે બધી ફોજ એકઠી કરો, અને આપણે મળી સામી ચઢાઇ કરી બાદશાહનો સત્વર નાશ કરીયે." પણુ દુર્ભાગ્યે સંભાજીએ તે તરફ લક્ષ્ય આપ્યું નહી. અકબરની સલાહ મસલત સાંભળવાનું એક તરફજ રહયું. તે શુધ્ધીપર આવ્યો નહી. રાજય લક્ષ્મી અને તેનો પુનઃ સંયોગ થતાં ઐશ્વર્ય રૂપ મહા મદમાં તેના ડોળા ફર્યા. પ્રથમ દરેક મહત્વના કામમાં તે શહાજાદાની સલાહ લેતો હતો, પણુ પછી ક્રમે ક્રમે તે પુનઃ તેના મહામૂર્ખ કાવત્રાબાજ પ્રધાન કલુષાને તંત્રે ચાલવા લાગ્યો અને એસાજી અને તુળશીની તેની પુનઃ મજબુત ગાંઠ વળી. તુળશીએ તેને પુનઃ આંજયો, પોતાના

કબજામાં પુનઃ લીધો. દારૂ પીવાનું કામ હાલ બંધ હતું તે પુનઃ શરૂ થયું. તેના નાશાર્થે આ કાવત્રાંખોર ભાઇ બ્હેનની મસલત શરૂ થઇ. પ્રથમ તે શહાજાદાનો માન મરતબો ઘણો સારો રાખતો હતો, પણ જેમ જેમ તે કલુષા, એસાજી, તુળશી વગેરે ધુર્ત મંડળને નાદે લાગતો ગયો તેમ તેમ તે પોતાના મોગલ મહેમાન તરફ લક્ષ ઓછું આપતો ગયો.

અહીં પોતાપર ચઢાઇ કરવા બાદશાહ તૈયારી કરે છે એવી બાતમીઓ મળતી, પણ તે શુધ્ધી પર આવ્યો નહી. શહાજાદાની મસલત તો બાજુ રહી પણ તેની ભેટ સુધ્ધાં તે લેતો નહીં. એવી તેની છંદિષ્ટ વર્તણુક જોઇ શહાજાદો અકબર ત્રાસી ગયો. તે દિવસાનુદિવસ બેહોશ બેકેદ થતો ગયો. તે ઘણું ખરૂં દારૂની ધુંનમાંજ રહેતો, કલુષા શિવાય કોઇનો ભેટો થાય નહી. કોઇ કદાચ આગ્રહ કરી ભેટ લેવા જાય તો તેનો તિરસ્કાર—અપમાન થાય—આ પ્રકાર ચાલુ થયો. રાજયના હિતેચ્છુઓ હાથ પછાડવા લાગ્યા—પણ લાચાર—સંભાજીની આવી સ્વચ્છંદી, છાકડી સ્થિતિ જોઇ શહાજાદો મહમદ અકબર અંતે કંટાળ્યો. ત્યાં બાદશાહની સ્વારી કુચ દર કુચ મુકામ કરતી મહારાષ્ટ્રપર આવતી હતી, અહીં રાજા બેહોશ હતો, તેની મદદની હવે આશા ન્હોતી. તેથી અહીં બેસી તેની સાથે પોતાનો પણ નાશ થશે એવું ધારતો નીરાશ થતો હતભાગ્ય શહાજાદો અંતે સંભાજીની રજા લઇ સ્વદેશ-હિંદુસ્થાનને સદાના સલામ કરી ઇરાન દેશમાં નાશી—જઇ વસ્યો.

પુત્ર આ પ્રમાણે નાશી ગયા પછી તેની કાળજી ઓછી થઇ અને બાદશાહને શાંતી વળી. તેણે

સંભાજીને પકડવા તકરીબખાન અને ઇકલાસ-ખાનને સખ્ત તાકીદ કરી અને હવે બાદશાહે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી મરાઠા રાજ્યનો ઉચ્છેદ કરવા જબરી તૈયારી ચલાવી. અહીં સંભાજી અકબર જેવા સાહ્યકર્તા ગુમાવ્યાથી, અને વીના કારણ તેની સાથે કાપટ્ય ભરેલી વર્તણુક ચલાવી તેને ખોઇયો તે પોતાની મુર્ખાઇ માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. પણ માત્ર તે પશ્ચાતાપજ—તેનો કાંઇ ઉપયોગ થયો નહી. તેની અવસ્થા વિષમ થઇ હતી. તેને સારી બુદ્ધિ સુજતીજ નહોતી.

આ તરફ તેનો પ્રાણ લેવા તુળશી, એસાજી, કલુષાં તકરિબખાન અને ઇકલાસખાનની છુપી મસલત ચાલુજ હતી. તેમનો ધાટ પાંચ સાત વખત સીધ્ધ થવાની અણીપર આવ્યો હતો, પણ મધ્યંતરે અકસ્માત કાંઇક વિઘ્નો આવી તેમનો બેત ફસતો અર્થાત સિધ્ધિએ પહોંચતો નહોતો. હવે તેમણે એવો નિશ્ચય કર્યો કે રાયગઢમાં આપણી ઇચ્છા બર આવશે નહી માટે સંભાજીને કયાં પણ દૂર લઇ જવાની યુક્તિ કાઢવી જોઇએ. સંભાજીને શિકારનો ઘણો નાદ હતો, તે નિમિત્તે તેને સંગમેશ્વર લઇ જવાનો બેત કર્યો. યુક્તિથી હાવભાવથી તુળશીએ પોતાના શિકારને તૈયાર કર્યો. સંગમેશ્વરમાં બે ત્રણ હવા મહેલો બાંધેલા હતા, ત્યાં તુલશી સાથે જવું અને ગ્રીષ્મ રૂતુના બે ત્રણ માસ ત્યાંજ મોજ શોખ વિલાસમાં કાઢવા મુઢ સંભાજી ઉત્સુક થયો. આ બેઉ ધુર્ત ધુર્તા ભાઇ બ્હેનની ઉમેદ પાર પડી તેના દુષ્ટ મંત્રિની સલાહથી સાથે લવાજમો પણ સો દોઢસો માણસોથી વધુ નહી રાખવાનું ઠર્યું. આ પ્રમાણે નીકળવા તૈયારી થઇ, અને આ ચંડાળ ચોકડીના હાથમાં સંપુર્ણ ફસાયલો રમકડું થયલો હતભાગ્ય રાજા તૈયાર થયો. તેના કમભાગ્યે તેને ત્યાં જવા ઉત્તેજીત કર્યો.

## પ્રકરણ ૧૩ મું.

### ચેશૂબાઇ.

કામ ક્રોધ લોભ ને તૃષ્ણા, અંતરમાં ઉભરાય;
અંતે ત્હારી દુષ્ટ દશા છે, રંક હો કે રાય.
(કેશવ.)

ભારે ને ભુલાવે, માયા જેનું નામ,
ચતુરાઇ ચુકાવે, રૂઠ્યો જેને રામ;
સાચું ખોટું કાંઇ ન સુઝે, ભ્રમથી મન ભરમાય,
કરવાનું તે કોરે રહેતાં, અવળે પંથે પડાય.
(કેશવ.)

આલસ, અહ, રતિ દુરવ્યસન, ભાગ, ભરોસો, રોગ;
પદમાકર કરતુત કે, ઇતે વિનાશક યોગ.
(પદમાકર)

સંભાજીનો ચેશૂબાઇ ઉપર અત્યંત પ્રેમ હતો, પણ તેની પ્રીતિ માત્ર પુષ્કળ ઠેકાણે વહેંચાયલી હોવાથી તે એકતર્ફી પ્રેમનો કાંઇ ઉપયોગ થતો ન્હોતો. તથાપિ જે જે વખતે લાગ મળે કે તે તે વખતે તે પોતાનું કર્તવ્ય કર્મ બજાવ્યા વગર રહેતું નહી. આવી સ્થિતિ ચેશૂબાઇની હતી. તે સાધ્વીનું ચિત્ત તેનાપર, અને બાઇનું ભળતીજપર હતું.

હવે બીજી તરફ પતી જોઇએ તેવો આપખુદ, તુંદ મીજાજી, દુર્વ્યસની, બંદ ખ્યાલી અને મૂર્ખ શિરોમણી હોય, તદપિ સ્ત્રી જો સુશીલ, સત્કુલોત્પન્ન, શહાણી, સદ્ગુણી, મર્યાદશીલ, શાંત વૃત્તિની શિયળવતી હોય તો તેના ગંભીર સ્વભાવથી તેનું સ્વામિપર આપો આપ તેજ અને વજન પડે છે. તેનો પતિ તેના સદ્ગુણથી દબાય છે, અને તેની સદ્બુધ્ધિ, સુવિચાર, સદ્ભાવના જોઇ પોતાના મૂર્ખપણા માટે શરમાય છે. તેવું યેશૂબાઇ પાસે આવતાં સંભાજીને થતું હતું. ત્યાં તુળશીના કાપટયાચરણ અને અહી પવિત્ર યેશૂબાઇના શુધ્ધાચરણ તેમાં જમીન અસમાન જેટલો ફેર હતો. ત્યાં તે દિમાક, તે દમામ, તે ઠાઠ, તે ડોળ, તે એંટ, તે નખરો, તે ચંચળાઇ, તે કાપટય, તે ભભંકો, તે સાખરની છુરી સમાન કૃત્રિમ સૌંદર્ય, તે પોષાક, અને માયાવિ પ્રેમ, અહીં પવિત્ર યેશૂબાઇ તરફ તેમાંનું એકે ન્હોતું; અહીંતો નિષ્કલંક પ્રેમ સત્ય પવિત્ર પ્રેમ, સાદી રીતભાત, સ્વાભાવિક સૌંદર્ય, પવિત્ર તેજ, સરળ–મધુર ભાષણ, નમ્રતા, બુદ્ધિ પ્રાગલભ્ય, આ ઉત્તમ ગુણોનો વાસ હતો. આ બેઉનું તારતમ્ય જોઇએ તો સોના પિતળ જેટલો અંતર હતો. સોના પિતળ પોતાના રંગ અને ચકચકાટથી મૂર્ખ મનુષ્યને ક્ષણભર મોહ પમાડે ખરૂં, પણ ખરૂં સોનું અને સોના પિતળ જુદું કરીયે તો તે લાગલુંજ દેખાઇ આવે છે. તેવીજ રીતે સંભાજી સાથે યેશૂબાઇનું થોડું ભાષણ થાય તો તુળશીના ભભકાનો ધુમાડો દૂર થઇ તે શુધ્ધીપર આવતો હતો; પરંતુ પુનઃ અહીંથી ઉઠી બહાર જાય કે શ્વાનની પુછડી પેઠે પુર્વ સ્થિતિએ જઇ પહોંચે.

સંગમેશ્વરની તૈયારી થઇ. યેશુબાઇની રજા લેવા સંભાજી તેના રંગ મહેલમાં આવ્યો. તે સમયે તે પોતાના પુત્રને ખોળામાં બેસાડી રમાડતી હતી, પુત્રની ઉપર પાંચેક વર્ષની હતી, અને તેનું નામ તેના દાદાના નામપરથી શિવાજી રાખ્યું હતું. (તે આગળ જતાં શાહુ મહારાજને નામે પ્રસીધ્ધ થયો) તેની મુખચર્યા અતિશય તેજસ્વી હતી. યેશુબાઇના આનંદનો તે મેરૂ હતો. તેના ઉદાસ—તુટેલા મનને વિશ્રાંતી આપનાર તે એક વીસામો હતો. સંભાજી ખંડમાં આવતાંજ બાળક રાજકુમાર રમવાનું મુકી પિતા પાસે ઉત્સાહભેર દોડી જઇ "બાવા, બાવા," કરતો તેને બાઝી પડયો. સ્ત્રી તરફ પતિનું લક્ષ્ય કમી હોય, તો પણ તેનો પુત્રપ્રેમ કમી નથી હોતો. સુકુમાર બાળકનું મુખ જોતાં સંભાજીને અતિ આનંદ થયો. આનંદ ભરમાં તેને ઉંચકી લઇ ચુંબન કરી ગાદીપર બેસી પોતાના ખોળા પર બેસાડી તેની સાથે ગેલ કરવા લાગ્યો. પુત્ર પ્રેમમાં ઘડીભર સર્વ વીસરી ગયો. પોતે શું કહેવા આવ્યો હતો તે યાદ આવતાં પોતાનો સંગમેશ્વર શિકાર માટે જવાનો ઇરાદો જાહેર કરી, પોતા પાછળ સર્વ બંદોબસ્ત રાખવા યેશુબાઇને ભલામણ કરી, સિક્કો મોર્તબ તેને સુપર્દ કર્યા.

યેશુબાઇ ચમકી, તે ઉભય ભાઇ બ્હેનનાં કાવત્રાંથી પુર્ણ માહિતગાર હતી. જોત્યાજીએ તેને ચેતાવી હતી. રાજાને હર વખત ચેતાવતી તદપિ કામાંધ હતભાગીપર તેની અસર થતી ન્હોતી. તથાપિ આ વખતે પણ બરાબર તેની કાન ઝાટકણી કાઢવાના ઇરાદાથી યુકતિથી બધું સ્પષ્ટપણે બોલવા લાગી, અને "શિકારને બહાને તુળશીને લઇ જઇ ત્યાં

જોઇએ તેવી મોજ મારવાની હશે બીજું શું ?" એ પણ સાથે સાથે ખુલ્લું સંભળાવી દીધું. સંભાજી તેના ઉત્તરમાં માત્ર હસ્યો, અને "સ્ત્રીઓનો તો આવો વ્હેમી સ્વભાવજ હોય છે !" એવા શબ્દ ઉચ્ચાર્યા, પણ યેસૂબાઇએ તો પોતાનું ગાડું ચલાવે રાખ્યું:-"થયું, નિષ્કપટ ભાવથી હું સત્ય બોલું છું, તે તમે હસી કાઢો છો; અને આટલા ચીઢાવ છો ! પણ બીજે ઠેકાણે જો ખરેખરૂં અપમાન થાય તો તે મુંગે મ્હોંડે સહન કરો છો; અને ઉલટું તેની આર્જવ કરો છો, મનાવો છો. બરાબર છે, મને તો હાથ પકડીને આણી છે, અને તેને તો ભુરકાઇને-"

ત્યાં સંભાજી મશકરી કરતો ઉડાવતો હસતો વચ્ચે બોલી ઉઠ્યો:-"ઠીક ! ચાલો એક પીંજણ સાંભળ્યું હવે તમારા મ્હોડાની હોંસ પુરી કરી લ્યો ! સ્ત્રીઓનો સ્વભાવજ એવો હોય છે ! વ્હેમી, દંખીલી ! લ્યો હવે શું કહેવું છે ? બોલો, ચાલવા દ્યો."

યેસૂબાઇ આથી દબાઇ નહી, હઠી નહી. તેણે તો પોતાનું બોલવું જારી રાખ્યું, કહેતાં કહેતાં વિનવતાં વિનવતાં હતાશ થતાં આખરે કહયું:-"તે રાક્ષસોનાં એકે એક કૃત્યની યાદ આવે છે તો કાળજું કંપે છે-કંપાય છે ! અરેરે, મ્હારા આ બાળક સામુ તો જુવો ! સ્વામિ, પ્રાણાધાર ! તે કપટી તુળશીથી હજુ ચેતો ! તેની મોહ જાળમાં ન ફસાઓ ! આ દાસીનું આટલું સાંભળો ! તે ઘણી કપટી ખુનસી સ્વભાવની

દુષ્ટ સ્ત્રી છે. તેનું તે કાપટ્ય, કૃત્રિમ પ્રેમ એકાદ દિવસે આપના જીવને અપાય કરનાર છે! તે સાકરથી ભરી મીઠી ઝેરી છુરી છે! તેનો દુષ્ટ ભાઇ એસીયો પણ તેના જેવોજ કૃત્રિમ પ્રેમ દાખવે છે. તેનો આપ વિશ્વાસ ન રાખો, તે ધુર્ત ધુર્તોથી આપ દૂર રહો, કારણ તેમના પિતાને આપે માર્યો, તે દિવસથી તે ઉભયે આપપર વેર લેવા પક્કો ઠરાવ કર્યો છે! આપ તપાસ કરો. જોત્યાજીને પુછો, સાવધ થાઓ, નાથ સાવધ થાઓ! ચેતો! હાલ આપને સંગમેશ્વર લઇ જઇ ત્યાં આપનો ઘાટ ઘડવાનો તેમનો ઇરાદો છે. મેં સાંભલ્યું તેથીજ કહું છું કે આપણા આ પુત્ર તરફ જોઇ સ્વામિ આપ સાવધ રહો! મહારાજ, ગાફેલ ન રહો, આપનો ઘાત થશે! જગદંબા, ભવાની આઇ કુલ સ્વામિણી! મ્હારો સ્વામિ, મ્હારો નાથ ત્હારા રક્ષણમાં છે! તેની રક્ષા કર! ત્હારા વગર અમારો કોણ ત્રાતા છે! તુંજ હવે સંભાળ! એમને સદ્‌બુધ્ધિ આપ!" આટલું બોલતાં તેની છાતી ભરાઇ આવી, દડદડ અશ્રુધારા પડવા લાગી, વધુ બોલાયું નહી.

સંભાજી હસતો હસતો બોલ્યો:– "છે, છે! શું ત્હારી આ ચમત્કારીક સમજણ! સ્ત્રીઓને સમજ નથી હોતી તે આજ. અમસ્તી એકાદાએ કાંઇ કહ્યું–ભમાવ્યું એટલે તેજ લઇ બેસવું. પેલા બેવકુફ જોત્યાજીએ કાંઇ ભળતુંસળતું ત્હારા મનમાં ઠસાવી દીધું છે. પણ તે બેવકુફ, મુર્ખો અમસ્તોજ અંદેશો મનમાં લાવી ભળનીજ કલ્પના કરે છે.' તેના કહેવામાં કાંઇ અર્થ નથી તે મુર્ખને નથી અક્કલ, અને તને પણ હવે શું કહેવું! જો, એકાદાપર ભળતો આરોપ

વિના કારણુ લાવવો એ ઠીક નહી, અને તેમાં ત્હારા જેવી વિચારશીલ સ્ત્રીને તો તે બીલકુલ શોભતું નથી.

યેશૂબાઇથી હવે રહેવાયું નહી, તે બોલી ઉઠી:—"કાં તે બિચારા જોત્યાજીપર બધું ઓઢાડો છો? તેનો એમાં જરાએ દોષ નથી. આ બધા મ્હારા દૈવના ખેલ છે! સ્વામિનાથ, સસરાજીનાં શુધ્ધ આચરણોથી ફડફડતો તેમની સદ્કીર્તિનો ઝુંડો આપના આવાં વર્તનથી પડશે હો—સમુળગો નહીશો થશે હો—નામ નિશાન નહી રહે! યાદ રાખો, તેથી હું કહું છું, તેમની કૃતિ ધ્યાનમાં લ્યો. તે સદ્ગુરૂ પ્રેમ, તે પ્રજા કાર્યદક્ષતા, ગૌ બ્રાહ્મણનું સંરક્ષણ, યવનોની રણયજ્ઞમાં આહુતિ, તેમની પવિત્રાઇ, વિશુધ્ધી, સર્વ લક્ષ્યમાં લાવો; અને આજ કોણ, રોષનઆરા સાહેબ આવ્યાં, લાવો અહીં રાખો; કાલે કોઇ અપસરાબાઇ આવશે, લાગો તેની તજવીજમાં, પરમ દહાડે કોઇ વળી નવીજ મળશે, કરો તે બ્રહ્મ રાક્ષસ સાથે ખલબત; એવા આ બધા ચાળા મુકી મ્હારૂં આ દીન દાસીનું સાંભળશો તો ભલું થશે. આ સર્વથી દૂર રહો. આપના કુલ શીલ લક્ષ્યમાં લ્યો, ધર્મની આસ્થા ધરી, નિતીથી રાજ્ય ચલાવો. પણ આવીજ રીતે જો કીર્તિનો નાશ કરી નાખવાનું હોય તો પછી ખુશાલ રાજ્ય હાથમાં આવ્યું તે વખતે જેમ સસરાજીના વિશ્વાસુ માણસોની ખાના-ખરાબી કરી નાખી, કોઇને કડાલોટ કર્યા, કોઇને હાથીના પગ તળે કચડાવ્યા, કોઇને ચુનાની ભઠ્ઠીમાં જીવતા બાલ્યા, કોઇનાં શીર ઉડાવ્યાં, કોઇને ભિંતમાં ચણી માર્યાં, તેવીજ રીતે હું પણ સસરાજીના વખતની છું માટે મ્હારી પણ તેવીજ વ્યવસ્થા

કરી નાંખો કે નાહકની આપનું માથું ખાતી રહું, અને આ એક રહેલી પીડા દૂર થશે પછી આપના આ માનીતા એસાજીને તે અપ્સરાબાઇને અને તે લબાડ કનોજીયા બ્રહ્મ રાક્ષસને પાસે લ.વી રાખ્યા છે તેમને પેટ સાથે પકડી ખુશાલ મોજ મારતા સુખે નિશ્ચિંતપણે રાજ્ય કરો. આ મુવાઓએ રાજ્યનું સત્યાનાશ કરી નાખ્યું. મોરોપંત, બાળાજી બુવા, અન્નાજી દ-તો વગેરે સસરાજીના કેવળ રત્નો હતાં, રાજ્યના ખેરખાહ હતા, તેમનાપર તેમનો કેટલો ઇતબાર, કેટલો વિશ્વાસ, કે હમેશાં મહારાજ બોલતા કે મ્હારા રાજ્યના મ્હારા આ પંચ પ્રાણ છે, આવા મ્હોંટા મ્હોટા ખરા નિમક-હલાલ ઉપયોગી સેવકોને આપે વિના અપરાધે રેંસી નાંખ્યા. હવે એકાદિ સલાહ મસલત કરવા પુરતો એક પણ પુખ્ત માણસ બચ્યો છે કે? બધું પોપાબાઇનું રાજ્ય—એ બંદશાહી થઇ છે. આ દુષ્ટ રાક્ષસોના નાદે લાગી આવી ઘોર વાતો કરવાની ન્હોતી. હવે આગળ રાજ્ય કેમ ચાલશે? અરે સસરાજીએ આટલું નામ લૌકિક મેળવ્યું છે તે કેમ રહેશે? સ્વામિનાથ, ચેતો, વિચાર કરો!"

સંભાજી:—"આ જો, તે માટે જોઇએ તેતું મને કહે, ગુસ્સાના સપાટામાં આ બધું થયું છે, હવે તેનું શું? ખરે-ખર મ્હારા મનમાં તેવું કાંઇ ન્હોતું, પણ ક્રોધના ત્વેષમાં થઇ ગયું. મગજપર સેતાન ચઢયો હતો. ભાન રહયું નહી. આ ખરાબી થઇ ખરી, પણ હવે તેનો કાંઇ ઉપાય નથી. હશે. હવે તે વાત પડતી મુક. સાંભળ, હાલમાં મને શું થાય છે તે સમજાતું નથી. હું શું કરૂં છું તે સમજી શકતો નથી!

હાશ, હાલમાં મ્હારૂં ચિત તદન બાવરૂં થયા જેવું થયું છે! કોઇ પણ વસ્તુમાં જીવ ઠરતો નથી. તેથી જીવને જરા આનંદ આવે એવે સ્થળે જઇ બે દિવસ ગાળવા વિચાર છે. અહીં સર્વ કારભાર તું જો જે. કાગળપત્રોપર હુકમોપર શિક્કા મોર્તબો તું કરજે. તમે આવો એમ લખ્યા વગર અમો પાછા ફરીશું નહી. ત્યાંજ નિરંતર રહો એમ ફરમાવશો તેઃ તેમાં અમારી ના નથી. રાજ્ય કારભારની સર્વ મુખત્યારી ત્હારા હાથમાં સોંપું છું પછી થયું ના? ત્હારા જેવી ચતુર સ્ત્રી રાજ્ય સંભાળનાર છે પછી અમને શાની ફીકર!"

યેશુબાઇઃ-"વાહવા, આમ જો સ્ત્રીઓથી રાજ્ય ચાલે તો પછી પુરૂષનું કામ શું? હશે, કહેવાનું એટલુંજ સ્ત્રીએ એકાદ સારી સલાહ આપી તો તે પુરૂષ સાંભળવી જોઇએ. તેમાં પુરૂષને કાંઇ નીચું જોવાનું નથી. આપ જવાના થયા તે કાંઇ મ્હારાથી રોકાવ એવા મ્હારાં ભાગ્ય નથી. હું તો આપની વીવાહીતા સ્ત્રી એટલે એકાદ વૃક્ષનો પાલો, અને તે એકાદ તીવ્ર અપ્સરા હોય, જેમ હાથ પકડી તમને નીચે બેસાડે એટલી તેની સત્તા હશે. આપ ખુશાલ પધારો. મોજ મારવા જાઓછો ત્યાં આપને કોણ પ્રતીબંધ કરી શકે? તે તુળશાને, તે દૈત્ય એસાને, અને તે નરપીશાચ કનોજીયાને લઇ જાઓ છો, તે બધો બેત સમજીયે છીયે, નહાક શિકારનું નિમિત શું કરવા કરો છો? પણ મ્હારી એક પ્રાર્થના સાંભળો-મને આપ સાથે લઇ જાઓ. હું કોઇ પણ રીતે તમારા માર્ગમાં આવીશ નહી, પણ મને સાથે રાખો-નાથ આટલું સાંભળો."

સંભાજીઃ—"લાડલી, આશું ! આ શું ! ઘેલાં કાઢે છે ? આ ભલતીજ હઠ શાની લે છે ! જો, જે તે વાતમાં તું મને આમજ હમેશ તોડી પાડે છે, છતાં હરેક વાત હું તને જણાવું છું તે તું જાણતી નથી ! જો, મેં એક વખત ઠરાવેલો બેત કાલાંતરે પણ ફરવાનો નથી, હું સંગમેશ્વર જવાનોને જવાનોજ ! વ્હાલી, વિનાકારણ અડચણ ન કર. ત્યાં ત્હારૂં કામ નથી. જો સાથે માત્ર થોડા સેવકો છે અને જગ્યા પણ ત્હારા જેવી મહારાણીને રહેવા યોગ્ય નથી. માત્ર શિકારની તે જગ્યા. તેથી તને લઇ જવું અપ્રશસ્ત છે."

યેશૂબાઇ સજળ નેત્રે બોલીઃ—"ભલે આપ જાઓ. મ્હારી ના નથી. પણ પ્રકૃતિને સંભાળજો, મધ ઓછું પીજો. શું કરૂં, હું જાણું છું કે મ્હારા આવ્યાથી આપની બેઉની પ્રિતીમાં વળી ભંગ થાય ! ભલે પધારો," આટલું બોલતી ગદ્ગદ્ કંઠે હાથ જોડી દીન સ્વરે બોલવા લાગી, "કુલ સ્વામિનિ ! તે દુષ્ટોના હાથમાંથી મ્હારા આ ભોળા સ્વામિને સુખરૂપ પાછી લાવજે ! જગદમ્બે ! સર્વ કાળ તેને સાવધ રહેવા દે ! તેમની સાથે જતા આ યમ દુતોના દુષ્ટ અંતઃકરણમાં સુવિચાર ભરજે ! એજ ત્હારી પાસે હાથ જોડી પદર પસારી માગું છું !"

અહીં તેને પુષ્કળ પ્રકારે સમજાવી સાંત્વન કરી સંભાજી બીજે દિવસે સર્વ મંડળીસહ સંગમેશ્વર જવા નીકળ્યો.



## પ્રકરણ ૧૪ મું.

### સંગમેશ્વર–દગો.

કાળા મુખવાળા વસે, કાળા કૃત્ય કરનાર;
તે કારણ કાળાશથી, ભદ્ર દીસે ભયંકાર.
(દલપતરામ.)

જેસી ઉનકી નોકરી, તેસા ઉનકા હેત;
ઇતનો દુધ ન બુઝીએ, જીતનો હોવે સ્વેત.
એક નેન અમૃત ઝરે, એક નેનમે ખીજ;
એક નેનમે બીખ બસે, એક નેનમે રીઝ.

કડવા મીઠાં ન થીયે, લાખે વાતે લીમ,
શિર વાઢી શારપ કરો, તોય નરશાં ને નીમ.



ગમેશ્વર આવ્યા પછી, શિકાર, વારૂણી અને વિષય ભોગમાં સંભાજી મસ્ત બન્યો. તુળશીબાઇને રહેવા માટે એક સ્વતંત્ર મહેલ કાઢી આપ્યો. ત્યાં તેનો સર્વ પ્રકારનો ઇતમામ રાખ્યો હતો. આ પ્રમાણે મોજશોખમાં બે માસ ઝપાટાભેર વહી ગયા. મધના અતિશય પ્રાશનથી કામાંધ રાજા બેહોશ બની ગયો. લૌકિક વ્યવહારનું ભાન જતું રહ્યું. સારાસાર વિચાર ભૂલ્યો, અને ગાફેલપણાએ પોતાનો પૂર્ણ કબજો બેસાડી તેની બુદ્ધિનો લોપ કર્યો. મદિ-

રાના પ્રતાપે અતિ વિષયથી તેના શરિર અને મનની ખરાબી થઇ. શરીરમાં મદકારી વિષ પ્રમાણે વિકૃતિ થઇ મજ્જા અતિશય ઉત્તેજીત થઇ. આપણા આ વિષય નાયક સંભાજીના ગળામાં સુરાબાઇએ માળા નાખી, અને તે તેનો ભોગ થયો.

એક તરફ કામાંધ રાજા નાચરંગ, તમાશા, મદ્યપાન, વિષયમાં નિમગ્ન થયો; અને બીજી તરફ દુષ્ટા તુળશી, દુષ્ટ પ્રધાન કલુષો, ચંડાળ એસાજી, તકરિબખાન, અને એખલાસખાનની કાવત્રાંબાજ ટોળકીએ રાજાનો જીવ લેવાને બેત અને મસલત શરૂ કરી; તેની ગંધ સુધ્ધાં બેફામ સંભાજીને હોતી. તેઓએ પાંચ મુસલમાન મારાઓ તૈયાર કર્યા, ફક્ત યોગ્ય વખતની રાહ જોતા હતા. તે વખત આવી પહોંચ્યો. એક દિવસ ઉભય ધુર્ત ધુર્તા—ભાઇ બ્હેન ખાનગીમાં પોતાનો દાવ પેચ કેવી રીતે લગાવવો તેની મસલત કરતાં હતાં. તુળશીએ બધી વાત કરી સલાહ આપી:—

"ભાઇ જુવો, કાલે આપણે સર્વેએ મળી કરેલ બેત આજ રાત્રિએ જરૂર અમલમાં લાવવો છે ? તું અને ત્હારા સાથીદારો તૈયાર રહો. દુષ્ટ રાજા નિદ્રાવશ થાય કે કામ કાઢી નાખીયે. આજે એને હું ખુબ શરાબ પાઇ પૂર્ણ બેહોશ કરીશ. તમે તમારા સાથીદાર સાથે મહેલની નીચેના ભોંયરામાં સાંજના લાગસાંધી છુપાઇ રહેજો. સર્વ સુઇ રહયા પછી રાજાને ગાઢ નિદ્રા—બેહોશી લાગે ત્યારે બરાબર મધ્ય રાત્રિએ દ્વાર ખોલી તમને બધાને શયનગૃહમાં દાખલ કરીશ. પછી રાજાની છાતીમાં જંબીઓ ખોસી દેજો એટલે આપણું કામ થયું. મનુષ્ય

નિદ્રામાં હોય છે ત્યારે કામ સહજ થઇ જાય છે. ગડબડાટ બુમ બરાડા થતા નથી.''

એસાજીને પણ એ સલાહ પસંદ પડી, પણ કાંઇ વિચાર આવતાં બોલ્યો:–''એ બધું તો બરાબર, પણ પેલો જોત્યો શયનગૃહની બહાર સુવે છે તેનું કેમ ? તે હરામખોર ઘણો ખંદો છે, તે જાગતોજ સુવે છે, જરા પગનો સંચાર કાને પડે કે ઉઠયોજ છે. તેનું શું કરવું ! તેને પહોંચાય તેમ નથી. તે સોને પુરો પડે એવો છે.''

તુળશી:–''અરે તેનો વિચાર તો મેં પહેલેથીજ કરી રાખ્યો છે. હું ત્હારી બ્હેન છું. કાંઇ કાચી નથી. આજે તેના ખાવાના પદાર્થમાં કાંઇ એવું અમલ પદાર્થ ભેળવીશ કે તે મુવો બેફામ શબ પેઠે પડયો રહેશે. તેની ફીકર રાખીશ નહી. તે કામ મ્હારૂં.''

એસાજી ફુલાતો બોલ્યો:–''વાહવા, બ્હેન, બરાબર યુકિત કાઢી. હવે હું કમર બાંધું છું. સુર્યાસ્ત થતાં તેં કહેલ જગ્યાએ અમે સંતાશું. આજે બસ વેર, વેર, વેર લેવાશે. મ્હારા સ્વર્ગસ્થ પિતા, ત્હારૂં હું વેર આજે પુર્ણું કરીશ. આજ રાત્રે બ્હેન તે દુષ્ટ નરાધમની છાતીમાં ત્હારો ભાઇ એસાજી પોતાને હાથે ખંજર ખોસી તેના પ્રાણ હરશે. તું તઇયાર થઇ રહેજે.''

દુષ્ટા તુળશી આનંદમાં આવતી બોલી:–''ભાઇ મ્હારી સર્વ તૈયારી છે, પણ તું સંભાળજે. વેર લેવામાં પાછી પાની કરીશ નહી. ભીતરો થઇશ નહી. હાથમાં લીધેલું કામ પાર પાડજે. અહા–આજ મ્હારો કેવો આનંદનો દિવસ !

આજે નાટક આટલા રંગપર લાવી મુકયો છે! હવે માત્ર ઘણોજ થોડો ભાગ રહયો છે, તે બજાવી મ્હારા સ્વર્ગવાસી તાત ત્હારૂં, અને મ્હારા પ્રાણનાથનું વેર લઇ, આજે મ્હારી પ્રતિજ્ઞા પુર્ણ કરી કૃતાર્થ થઇશ!"

આવી રીતે યોજનાઓ કરી પોતાનું કામ તે રાત્રિએ પાર પાડવાનો આ ધુર્તધુર્તાની જોડી મકકમ ઠરાવ કરી જુદી પડી. સંધ્યા થઇ–રાત્રિના થનારા કરપીણ કૃત્યની સર્વ તૈયારી થઇ ગઇ. પાંચ મારાઓ સંગાથે દુષ્ટ એસાજી નીમેલી જગ્યાએ જઇ સંતાયો. તેઓએ સર્વ તૈયારી કરી હતી, પણ તે યોજના પાર પાડવાનું કાર્ય ઇશ્વરને હાથ હતું. તુળશીએ અમલથી ભેળવેલું અન્ન રાત્રિના જોત્યાજીને ખાવા મોકલ્યું. પણ તે દિવસે બપોરથી તેની તબીયત ઠીક ન્હોતી, તેથી તેણે કુતરા બીલાડાને ખવરાવી દીધું. તેને સવારથી સ્વસ્થતા ન્હોતી, તેના મનમાં આજે અનેક તરંગો આવતા, તેને મુંજવતા, આજે આ દુષ્ટ ભાઇ બ્હેનની વૃત્તિમાં કોઇ વિશેષ પ્રકારની ચલવીચલ દેખાતી હતી, કાંઇ ઉંડી રમત રમાતી તેને લાગી. આજે રાત્રે પુર્ણ સાવધ રહેવાનું તેના મને ઠરાવ્યું. રોજ પ્રમાણે પોતાની જગ્યાપર જઇ પડયો અને કૃત્રિમ નિદ્રાવશ થયો, પણ મનમાં ચેન પડે નહી, અને આકાંક્ષાએ તેને પુર્ણ ઘેરી લીધો હતો.

મધ્ય રાત્રિ વીતી ગઇ. સર્વત્ર સુમસામ હતું. સંભાજી તુળશીના રંગ મહેલમાં ઘોરતો પડયો હતો. મધ્ય રાત્રિ વીતે કલાકેક થયો હશે ત્યાં તુળશીના ખંડ બહાર સાવધગીરીથી જાગતાં નિદ્રાનો ઢોંગ કરી પડેલા જોત્યાજીએ ધીમે ધીમે

ચાલતાં પગલાંનો અવાજ સાંભળ્યો. ત્યાં બે જણ તેના બીછાના પાસે આવી તેનાપર જોવા લાગ્યા, તે શબતુલ્ય શાંત પડયો હતો; ખંજર તેના સામે ધરી તેને ઢંઢોળ્યો, પણ તે બેશુધ્ધ પડયો હોય તેવો ડોળ કરેલ હોવાથી ઉઠયો નહી. તેઓ હવે નિષ્ફીકર થઇ આગળ વધ્યા. પગલાંનો અવાજ જરા દૂર ગયો કે તેણે જરા અર્ધ આંખો ઉઘાડી સંભાજીના ખંડ ભણી ફેરવી, તેણે છ માણસોને રંગમહેલના દ્વાર પાસે ઉભેલા જોયા. ઘણો ધીમેથી બળતો દીવો અંધુક અંધુક ઉજાસ આપતો હોવાથી તેઓને તે ઓળખી શકયો નહી. તેણે પોતાની તલવાર ધીમેથી અવાજ થાય નહી તેમ સજ કરી. તેઓ શું કરે છે તે જોતો રહયો. એટલામાં દુષ્ટા તુળશીએ દ્વાર ખોલ્યાં અને છએ જણને અંદર લીધા. નિમકહલાલ જોત્યાજી વ્યાઘ્રની ઝડપે કુદ્યો, તલવાર મ્યાનમાંથી ખેંચી વિદ્યુતની ઝડપે તેમની પુઠે ઓરડામાં ધુસ્યો.

અંદર પગ નાંખે છે તો છ આસામીના હાથમાં ખુલ્લા જંબીઆ છે; રાજાને ચારપાઇપર ગાઢ નિદ્રા લાગી છે, તુળશી એક હાથમાં બ-તી પકડી રાજાના ઓસીકા પાસે ક્રુર મુદ્રા વાળી ઉભી છે અને બીજો હાથ રાજાપર હલ્લો કરવા નીશાનીરૂપ લંબાવ્યો છે, આ ભયંકર દેખાવ નજરે પડયો, કે પલકારામાં લાગલોજ વીર જોત્યાજી "જય ભવાની"ની ગર્જના કરતો ધસ્તો પોકાર્યો:–

"મહારાજ, ઉઠો, ઉઠો, દગો, દગો, ચોમેર શત્રુ ઉભા છે!" એમ બોલતો તેમનાપર તુટી પડયો. તેઓ ચોકી સાવધ થાય તે પહેલાં તો બેને ધરણીએ ઢાળ્યા. એસાજીએ હવે

આવી બન્યું જાણ્યું, મરણીયો થયો, અને રાજા આ બધા ઘોંઘાટથી ચમકી જાગૃત થઇ ઉઠે છે, ત્યાં તેનાપર જંબીયાનો ઘા કર્યો. રાજાએ ચેતી તે ઘા હાથપર ઝીલ્યો અને બીજે હાથે દુષ્ટ એસાજીનું ડોકું પકડી તેના હાથમાંથી ખંજર ઝુંટાવી લીધું, અને તેના ઉરમાં જોરથી તેજ ખંજર માર્યું તે સાથેજ એસાજી પ્રેતવત થઇ જમીનપર ઢળી પડયો. એટલામાં ત્રીજાનો જોત્સાજીએ નીકાલ કર્યો, બીજા બે રહ્યા તે આ બનાવ જોઇ જીવ બચાવવા નાઠા, જોત્યાજી તેમની પુઠે પડયો. એકને પકડી પાડયો અને તેનો બીજો સાથીદાર નાશી છુટયો. પકડેલ મારાને તેનીજ પાઘડીથી ચતુર્ભુજ બનાવી રાજા પાસે મારતો મારતો જોત્યાજી ઘસડી લાવ્યો.

અહીં તુળશીનું મ્હોડું કાળું ઠીકરા જેવું થઇ ગયું. તે રાજા પાસે શરમાઇ થુંભ જેવી ઉભી રહી. રાજા ક્રોધભરી દ્રષ્ટિએ તેના તરફ જોઇ રહયો. થોડો વખત આમ મૌન ચાલ્યું, પછી સ્ત્રીચરિત્ર કામે લગાડી તે બાંજડાં વેડા કરવા લાગી; ગુંડણીએ પડી અશ્રુ સારતી ડુસકાં ભરતી પોતાના ભાઇને તેના કૃતઘ્નિપણા માટે શ્રાપો આપવા લાગી, તથા પોતે આમાં નિર્દોશ છે, પોતે મહારાજને જીવથી પણ વધારે ચહાય છે વગેરે કહી થોડા વખતમાં ભોળા સંભાજીને મનાવી લીધો. ત્યાં તેની નિરાશા વચ્ચે જોત્યાજી મુસલમાન મારાને ઘસડી લાવ્યો. મારાને જોતાં તેના હોંસકોંસ ઉડી ગયા, પણ હીમત્ત રાખી પોતાની ખરી સ્થિતિ મુખપર જણાવા દીધી નહી. સંભાજીએ મારાને ઘણું પુછ્યું પણ ઉડાવનારા જવાબો આપી ખરી દાદ લાગવા દીધી નહી—અંતે

છેડાઇ તેને કડાબોટ કરવા આજ્ઞા આપી. જોત્યાજી તેને શિક્ષા કરવા મારાને સોંપવા બહાર ઘસડી ગયો.

પોતાનું નામ મારાના મુખમાંથી નીકળ્યું નહી, પોતે હવે બચી, સંભાજીને પુનઃ ભોળવ્યો, તેનો પોતાપરનો વ્હેમ દૂર કર્યો. સંભાજી છેક મોડી સવાર સુધી તુળશીના રંગમહેલમાંથી બહાર નીકળ્યો નહી. તેના હાથપર તુળશીએ પટાપાંડી કરી, સ્રીચરિત્ર, વાક્ચાતુરીથી કપટી હાવભાવથી તેને પુરો બેફામ બનાવ્યો. આ રાક્ષસીએ હવે પિતા, ભ્રાતા અને પતિનું વેર લેવા સંકલ્પ કરી તકરિબખાન અને એખલાસખાન તથા કલુષા સામે કેવી રીતે સંકેત કરી વેર લેવા સંભાજીને ઔરંગઝેબને સ્વાધીન કર્યો અને તે જુલમી આપખુદ હીંદુ પતીનો કેવો ભયંકર અંત આવ્યો તે હવે આપણે આગળ ઉપર જોઇશું.



# પ્રકરણ ૧૫ મું.

## પ્રપંચ જાળ.

જમાનેકી ગીરદેશી, સીતારેકા ફેર;
મક્કારીકી જાલમેં, સપર ગયા શેર.

ભલપણ તો અલગી રહી, ભુંડપ આવી શીર;
ગમાર નરની આગળે, સોનું થયું કથીર.

જે તલમાં તેલ નહીં, પીલેથી શું થાય;
નગણા માણસને ગણકારો, આટા લુણમાં જાય.



સ્વા મિભકત જોત્યાજી સંભાજીપરનો આ એક અપમૃત્યુ ટળ્યા પછી પણ સ્વસ્થ બેઠો નહી. આ અવદશાનો—ચંડાળણીનો હજુ પણ નાદ છોડો એવી અનેક વખતે રાજાને વિનવણી કરી, પણ સર્વ વ્યર્થ. તે દુષ્ટાએ રાજાને પુરો ભુરકાવ્યો હતો, તેની રાજાપર પુર્ણ નાશકારક સત્તા બેઠી હતી. છેલ્લાં દુષ્ટ કૃત્યમાં મ્હારો હાથ બીલકુલ નથી, અને એસાજીનું નામ નીકળે તો ગાળો શ્રાપો વરસાવી સીધ્ધ બનતી, મુર્ખ સંભાજી તેનું ખરૂં માનતો, તેને નિર્દોષ માનતો. વાતમાંને વાતમાં ક્રમે ક્રમે તે આગળ વધી અને

જોત્યાજી નહાકનો પોતાનો દ્વેષ કરે છે, વગેરે કહી રાજાના કાન ભંભેરવા માંડયા, અને અંતે જોત્યાજી નહાકનો તેનો દ્વેષ કરે છે એવો સંભાજીના મને નીકાલ કર્યો. તેનો જીવ બચાવી જોત્યાજીએ બહાદુરી દેખાડી, રાજનિષ્ટા દર્શાવી પણ કામાંધ અધમના મનમાં તેની કદર કયાંથી હોય ! નિમકહલાલ જોત્યાજીપર તુળશીના ભમાવ્યાથી સંભાજીની અંતે ઇતરાજી થઇ; તેની સાથે હવે સંભાજી બરાબર બોલે નહી, વાત્તવાતમાં તેના અંગપર ધસી જાય, તેને ગાળો આપે, હરેક પ્રકારે ત્રાસ આપે, આવા તેના હાલ કરવા માંડયા.

સંભાજીને મારવાનો યોજેલો બેત ફસ્યા પછી બે માસ કાંઇપણ હીલચાલ ન કરતાં ધુર્તા તુળશીબાઇએ એમજ પસાર થવા દીધા. કાવતરૂં પકડાયું તે દીવસે તકરિબખાન અને એખલાસખાન છટકી ગયા. દોઢેક મહીનો પસાર થયા પછી પુનઃસંગમેશ્વરની આસપાસના અરણ્યોમાં પાંચસોએક ચુંટેલા માણસોને છુટા છુટા છુપાવી વેશ પાટલો કરી સંગમેશ્વર દાખલ થયા અને પૂર્વના પ્રયાસમાં મંડયા. છુપાઇને તુળશી અને કલુષાને મળવા લાગ્યા. આ ચંડાળ ચોકડીની પુનઃ મસલતો એકાંતમાં થવા લાગી.

અહીં જોત્યાજી પૂર્ણ સાવધ હતો. નવો કાંઇ બેત રચાય છે એવો જરાતરા તેને વહેમ આવવા લાગ્યો. આ તરફ જુવે તો બેફામ નૃપતિ દારૂ અને વિષય સુખના અમલમાં મસ્ત, તેની નજરે આ ધ્રમાની સેવક પડે તો ક્રોધયત મુદ્રા થાય– આ સ્થિતિ–તદપિ પુનઃ એક વખત છેવટની વિનવણી કરવા

આ સ્વામિનિષ્ટ સેવક તૈયાર થયો અને લાગ સાંધી સંભાજી જરા શુદ્ધીમાં હતો તે વખતે અર્જ ગુજારી:-

"મહારાજ, મને જોઇએ તો ગાળો આપો, ગમાર ધારો, તોપણ આ નિર્લજ ગમારની અર્જ તો આજ એક વખત આપને સાંભળવીજ પડશે. સરકાર, આપના પ્રાણ લેવા તે રાક્ષસી તલપી રહી છે. તેનો વિશ્વાસ ન કરો. તે રંડાનો તે કાવત્રામાં પૂર્ણ હાથ હતો. તેણેજ દુષ્ટ એસાજી અને મારાઓને દ્વારખોલી અંદર દાખલ કર્યા, મેં મ્હારી નજરે જોયું. જુવો અન્નદાતા, ચેતો, તેનો સંગ તજો, એ બધું કાવત્રું તે રંડાનું હતું. આ દગો તેણેજ કર્યો, ઘણા દિવસ તે દુષ્ટ ખેત ચાલ્યો હતો, પણ યોગ્ય સંધિ આવી ન હોતી, તે તે દિવસે આવી. પણ અમારા સૌના સદ્‌ભાગ્યે તે દુષ્ટોના હાથ હેઠા પડયા, અને આપનું રક્ષણ થયું. મ્હારી હમેશની કટકટ મહારાજને ખોટી લાગે છે તેનો આ પ્રત્યય થયો. હજુ પણ આ સેવકની અર્જ સાંભળી તેનો ત્યાગ કરો. જુવો, તે તુળશીના ખુનસી સ્વભાવની પારખ થઇ. હવે તેનાથી દૂર રહો, હવે તે સરકાર છંછેડાયલી નાગણ જેવી છે માટે સ્વામિ સંભાળો. સરકાર,—"

સંભાજી વચ્ચે હસ્તો હસ્તો બોલ્યો:-"છે, છે, જોત્યાજી, આ તને નહાકનો વ્હેમ છે. તુળશી વીશે જરા પણ શંકા ધર નૂહી. તેના આજ પર્યંતના એકંદર વર્તનપરથી, અને હમેશની વાતચીતપરથી અનેક રીતે મ્હારી રતીએ રતી ખાત્રી થઇ છે કે આ વાતમાં તેનો જરાએ હાથ નથી. આ કરપીણ કૃત્ય તો તે કૃતઘ્નિ એસાનુંજ-"

ડાકું હલાવતો જોત્યાજી બોલ્યોઃ—"મહારાજ, મ્હારા ભોળા રાજા, જુવો, જેને ભાવષ્યનું કામ સાધવાનું હોય છે તે એવીજ રીતે નાટકી પ્રેમ દાખવે છે, નહી તો તેનું કામ સધાય નહી. જુવો સરકાર જો તેનો ખરો પ્રેમ હોત તો મારાઓને ઓરડામાં દાખલ કેમ કર્યા? અને ખંજર બરાબર આપણી છાતીપર પડે તેથી બતી હાથમાં ધરી આપના ઓસિકા પાસે ઉભેલી. આ સર્વ આ આંખોએ પ્રત્યક્ષ જોયું છે—તેથી વધારે બીજો કયો પુરાવો જોઇએ!"

સંભાજી ક્રોધીષ્ટ મુદ્રા કરતો બોલ્યો—"બસ કર હવે, ઘણું થયું. આ બધી ત્હારી ગેરસમજ છે, તું ધારે છે તેવી ખરાબ નથી. તે મને શુધ્ધ મનથી ચાહે છે. તે તો બિચારી દીવો હાથમાં લઇ મને સાવધ કરવા ઓસિકા પાસે આવી હતી, મારાઓને તેણે અંદર લીધા નથી, પણ બહાર ગડબડ શું છે તે જોવા દરવાજા ખોલ્યા ત્યાં તો ધક્કા મુક્કી કરી તે ચોરટા અંદર ધસ્યા. આવો ખરો પ્રકાર છે છતાં સમજ્યા કારવ્યા વગર અમસ્તો એકાદાપર સંદેહ શા માટે લઇ જાય છે? ખબડદાર મ્હારી વ્હાલી પ્રાણેશ્વરી બદલ એક અક્ષર પણ ઉચ્ચાર્યો છે તો! જોત્યાજી ત્હારા આ ડંખીલા સ્વભાવને તે મ્હારે શું કરવું?"

જોત્યાજી જરાપણ હિમત નહી હારતાં બોલ્યોઃ—"મહારાજ, મ્હારે હવે એ વિશે વધુ કાંઇપણ કહેવું નથી. પણ આ છેવટનું કહેવું છે તે તો આપે સાંભળવું પડશેજ જુવો સરકાર, મોગલ મહા દ્વેષી પક્કા દગાબાજ છે! તેમનો આપપર પુરો ડોળો છે! એકાદ દિવસ આપના જીવને તે દગો કરશે

એતો, મહારાજ, એતો હાલ થોડું'ક થયાં તેના છુપાચારો આપણી છાવણીની આસપાસ ફરવા લાગ્યા છે, અને પેલી દુષ્ટા તુળશી સાથે છુપી રીતે મળી કાવત્રું રચાય છે. તેમની ગુપ્ત મસલતો ચાલે છે, આપરથી મહારાજ ખચીત દગો છે! માટે હાલ થોડા દિવસ તેને અવાસે ન જાઓ. જોઇએ તો રાયગઢ પાછા ફરીયે! આટલી આ ગરીબ નોકરને ભિક્ષા આપો. બીજું કાંઇપણ હું સરકાર પાસે માંગતો નથી."

સંભાજી હવે ખુબ છેડાયો તે ત્રાડી ઉઠયોઃ–"મૂર્ખા આવા ભલભલતાં ગપ્પાં મ્હારી સન્મુખ કહેવા શરમાતો નથી? અરે એ મુસલ્લાઓની બીસાદ શું? અહીંઆ સિંહની ગુફામાં આવવા કોની મા વ્યાથી છે! ચિંતા નહી. અરે આ મગરૂબ મોગલોનું હનન કરવા માટેજ આ સંભાજીનું જનન છે. મને તેમની રજ માત્ર પરવા નથી. ચલ, જા, ચાલતો થા. આવાં ગપ્પાંઓ કહેવા હવે એક ક્ષણ પણ મ્હારી સામે ઉભ નહી. જા, મોગલોનો મ્હોટો દીમાખ દેખાડવા અહીં આવ્યો કયાંનો! વળી કહે છે કે તુળશી અને તેની ગુપ્ત મસલત ચાલી છે હં, લબાડ કયાંનો. ખબડદાર આવા પુનઃ શબ્દ ઉચ્ચાર્યા તો! તુળશી અરે મ્હારી સુંદર તુળશી તો મહા પવિત્ર, મહાશુધ્ધ સાધવિ, મ્હારી કંઠમણી છે, હવે તેની વિરૂધ્ધ એક અક્ષર પણ બોલ્યો તો નાકજ કાપી નાંખીશ મૂર્ખો ક્યાંનો! તું એમાં શું સમજે! બે બદામનો ગુલામ–મ્હોટી મ્હોટી વાતો ત્હારા ન્હાના મુખે શોભે ખરી કે!"

આ સાંભળી સ્વામિનિષ્ઠ સેવક ખીન્ન થયો તેનું મુખ પડી ગયું તોપણ બોલ્યો:–"સરકાર હું ચુકયો, હવે નહી કહું. મેં મ્હારી ફરજ બજાવી. મ્હારા નાકની મ્હને બીલકુલ ફીકર નથી. મ્હારૂં નાક જોઇએ તો હમણાંજ કાપી નાંખો. મ્હારૂં નાક કાપશો તો માત્ર એક માણસનું નાક જશે, પણ આપ સર્વ રાજ્યના નાક છો; તે કાયમ રહો તોજ અમારા નાકની શોભા નહિં તો બાકીનાં નાકો હોય છતાં તે કપાયલાંજ સમજવાં. જેવી સરકારની મરજી. અમારાં નસીબજ ફુટયાં છે, તેમાં મહારાજ શું કરે ?" આટલું બોલી દડદડ અશ્રુ સારતો ખીન્ન થતો સેવક ત્યાંથી ચાલતો થયો.

આ વાતને ઘણા દિવસ વિત્યા. ગત કાળમાં બનેલા બનાવો ઘણા ખરા વિસરાયા. સંભાજીના મનમાં કવચીત તુળશી બાઇ વિશે કિંચિત વ્હેમ આવતો, તે પણ હવે તદન નીકળી ગયો. તે દુષ્ટા અને તકરીબખાનની ગુપ્ત મસલતો ચાલુ હતી. તેઓએ નકકી કર્યું કે જ્યાં સુધી જોત્યાજી હજુરમાં છે ત્યાંસુધી કામ પાર પાડવું કઠણ ! તે એક કંટક સમાન છે તે નીકળ્યા વગર કાર્ય સિધ્ધ થવાનું નથી. તેને દૂર કરવા યુક્તિ શોધતાં અંતે એક યુક્તિ સુઝી–એક બનાવટી પત્ર તૈયાર કર્યો, અને તેના ગામનો એક હલકારો તૈયાર કરી તે મારફત તે પત્ર તેને પહોંચાડયો. બધો ઘાટ સાંગોપાંગ ઉતર્યો. દુષ્ટોની ધારણા સફળ થઇ. તે પત્ર વાંચતાં જોત્યાજી બેબાકળો બન્યો. તે પત્ર તેના પુત્ર ગુણોજીના નામથી લખ્યો હતો, જેમાં લખ્યું હતું કે,–" આજ સાત આઠ દિવસ થયાં માતુશ્રી તાપથી ઘણી હેરાન છે. તેની

સ્થિતિ અતિશય વિષમ છે હવે એક ઘટીકાનું પણ નેમ નહી. હરપળ તમારૂં નામ રટણ કરે છે. તમે જમતા હો તો જમવાનું પણ મુકીને એકદમ ઉઠી એક ક્ષણ પણ ન ગુમાવતાં સત્વર આવો—પવનવેગે આવો. કોઇપણ કારણસર ખોટી થતા નહી. માતુશ્રીનો હવે ઘડીનો પણ ભરોસો નથી અમે સૌ ઘણા ગભરાઇ ગયા છીયે. અમને કાંઇ સુજતું નથી. આ પત્ર દેખત આવશો તો મેળાપ થશે નહી તો આ પત્ર એજ તેમની છેવટની ભેટ સમજશો." વગેરે ઘણા હૃદયદ્રાવક સમાચાર લખ્યા હતા. હલકારાને પુછતાં તેના મુખથી પણ એજ સમાચાર મળ્યા.

આ પત્રથી બિચારા જોત્યાજીની સ્થિતિ વિષમ થઇ તે બાવરો બની ગયો. તે સ્વામિનિષ્ઠ પણ ભોળો જોત્યાજી પ્રપંચ જાળનો ભોગ બન્યો. આ પત્ર બનાવટી છે તે સમજી શક્યો નહી. ગાભરો ગાભરો સંભાજી પાસે દોડયો તેની રજા લઇ ઘોડેસ્વાર થઇ એકદમ ઉતાવળે કોલ્હાપુરની વાટ લીધી. દુષ્ટોનો બેત અહીં સુધી તો સિધ્ધએ ગયો.



# પ્રકરણ ૧૬ મું.

## શીકાર સપડાયો.

"નારીના વિશ્વાસથી, રાજ પાટ સુખ સાજ;
સર્વ તજી રણ પોઢીયા, રંક અને મહારાજ."

---

મૂસા જ્યું થાન બીચ, કીમંત કું કતર જાત,
બાયસ બિટાર જાત કલસ ભરે નીરકો;
સરપ ડંસ જાત બિષં રૂમરૂમ ફેલ જાત,
કુતો કાટ જાત ગેલ ચલત ગરીબકો;
અયસો હી મુરલીધર બીછુ ડંખ માર જાત,
કછુના બિસાત પર વ્યાકુલ શરીર કો;
એસોહી ચુગલ ખોર, નાહક, બીરાનો કાજ
દેત હે, બિગાર, ના ડરહે રઘુબીરકો.

(મુરલીધર.)



દુષ્ટ કલુષાની મસલતથી તુળશીબાઇએ હવે સર્વ તઇયારી કરી. જોત્યાજીની ફાંસ દૂર થવાથી, જે કામ ભાઇના હાથથી થયું નહી તે કામ —ખુન કરવાનું કામ પાર પાડવાનું તે દુષ્ટાએ પોતાના હાથમાં લીધું. અમુક રાત્રિએ કામ પાર પાડવાનું નકકી થયું. આ ચંડાળ ચોટડીએ સર્વ તૈયારી કરી. એક વખત ખટપટમાં નિષ્ફળ થયા, તો હવે બીજીવાર કામ પાર ઉતારવા આ ચંડાળ ચોકડીએ ગુપ્ત સંકેત કર્યો, તેમાં ઠરાવ્યું કે, તક-

રીબખાન અને એખલાસખાને પોતાની ટોળીને તૈયાર રાખવી, અને સતા થવાને કલુષાને પણ સાથે કેદ કરવો એટલે છેવટ સુધી તેના પર વિશ્વાસ રહે અને છટકવાનું તે કરે તો તેને આધારે વધારે ફસાવાય અને તેનો બેત રદ કરાવાય, તેનો સર્વ ભેદ પોતે જાણી શકે એટલે શિકાર છટકી શકે નહી. આ હેતુથી કલુષાને પણ સાથે કેદ કરવાનું ઠર્યું. તેજ રાત્રિએ સર્વ કામ પાર પાડવાનું ઠર્યું. તેમણે પોતાના હાથ નીચેના સરદારને છુટા છુટા માણસોને રાત્રિના નીમેલી જગાએ કેવી રીતે એકઠા કરવા અને રાજાના મહેલપર ઓચિંતો હલ્લો કેવી રીતે લઇ જવો વગેરે સર્વ બરાબર સમજાવી સખત તાકીદ આપી. સંધ્યા થતાં તે પિતાપુત્ર પાંચ છ માણસો સાથે તુળશીની મદદથી સંભાજીના શયનગૃહની બાજુની કોટડીમાં સંતાયા. શયનગૃહનાં દ્વાર તુળશીએ અંદરથી બંધ કરવાં નહી, માત્ર અટકાવી રાખવાં, અને સંભાજીને ગાઢ નિદ્રા લાગે ત્યારે તેના ઉરમાં ખંજર મારી તેના પ્રાણ હરવા, પણ તેમ ન થતાં તે જાગી જાય ને કાંઇ દંગો ફિસાદ કરે તો તત્કાળ બહારથી પોતાના છુપાવેલા માણસો સાથે અંદર ધસી આવી તેને બને તો પકડી પાડવો નહી તો યમસદન પહોંચાડવાનું નકકી કર્યું, આવી રીતે તે કાળું કામ તે કાળી રાત્રિએ પાર પાડવા તૈયારી થેઇ. સંભાજીના પાપનો ઘડો ભરાઇ જવાથી તેની આસપાસ ચોપાસથી સીહાવાદળ એકત્ર થતું ગયું, અનુકુળ વાતો પણ હવે એકદમ પ્રતિકુળ થતી ગઇ; બેફામ મૂર્ખ સંભાજીને આ સર્વનું રતીમાત્ર

પણ ભાન–સંદેહ ન્હોતું. તે તો માત્ર વિષય અને વારૂણીમાં મત્ત હતો.

દુષ્ટા તુળશીબાઇએ તે ઘોર રાત્રિની સર્વ તૈયારી કરી. ભયંકર રાત્રિ આવી. સર્વત્ર અંધકાર વ્યાપ્યો. ઘોર કૃત્યના સર્વ સરંજામ તૈયાર થયા. તુળશીના રંગમહેલમાં બત્તીઓ ઝગમગતો પ્રકાશ ફેંકવા લાગી. આજ હમેશ કરતાં વિશેષ તૈયારી દેખાઇ. કૃત્રિમ પ્રેમ દાખવનારી ધુતારી લલના તૈયાર થઇ. હમેશ કરતાં વધારે શોભ્યના પદાર્થો રાખ્યા. સ્વેત શુભ્ર પાતળ પહેર્યું હતું, પીળી રેશમી બુટ્ટાદાર તંગચોળી પહેરી હતી. કપાળપર સુગંધી કંકુનો ચાંદલો અને શરીરે સુગંધી પદાર્થો લગાડયા હતા. બાલ ઓળી છૂટા પીઠપર પડતા નાંખ્યા હતા. ગળામાં હીરાજડીત્ર તનમની અને મોતીનો પેંડો દીપી નીકળ્યો હતો, હાથમાં હીરાનાં કડાં, પાટલીઓ, અને રત્ન ખચીત કટિમેખલા તેની સિંહસમાન કટીને શોભાવી રહી હતી. અને

"ચંદ્રબિંબ તુજ મુખડાથી લલચાય જો!"

"And where midst all that the young heart loves most
Flowers. music. smiles, to yield was to be lost"

અને વિલાસી સંભાજી માટે તો

"હે ભોળા મધુ લાલસી ભ્રમર તું જાતો ન ચંપા કણે!
માની લે સુખ માલતી મહી જરી સહેજે મળી જે તને!
ચંપાથી ચતુરાઇ ત્હારી ઘટશે ચંપાઇ જાઇશ તું,
ત્હારૂં કામ નથી અને કરીશ તો ખત્તાજ ખાઇશ તું."

(નથુરામ).

આ પ્રમાણે વિલાસી વિષયી રાજાના નાશની સર્વ સામગ્રી તૈયાર થઇ. કાપટયથી ભરપૂર તુળશી મનમાં જે બેત યોજ્યો છે તેનું કેમ થશે, શું થશે! પાર પડશે કે પૂર્વ પ્રમાણે ફસશે—એ ભિતીથી તેના અંતઃકરણમાં સેંકડો તરંગો ઉઠતા, પુનઃ સમી જતા. આનંદ—ભિતીથી તેના મુખપર વારંવાર ફેરફાર થતા પણ રાજા આવતાં બહારથી આનંદ દાખવતી હસતું મુખ રાખતી રાજાને મોહનાસ્ત્રથી બેફામ બનાવવા તૈયાર થઇ.

રાત્રિના કાળનો ભુલાવ્યો સંભાજી નિત્યક્રમ પ્રમાણે તે ચંડાળણીના અવાસે ગયો. તે વખતે હાથમાં વિણા લઇ મંજૂલ મંજૂલ સુસ્વરે કનૈયાનું ગાણું ગાતી હતી. તેના કંઠમાધુર્યથી વિષયાંધ રાજા ગાંડો મસ્ત થયો. તેની પાસે રૂપા સોનાથી જડેલા સુંદર મંચલપર બેઠો "વાહવા, વાહવા, ચલને દો" કહી ડોકું ધુણાવવા લાગ્યો. કેટલોક વખત વિત્યા બાદ કપટી તુળશીએ મદ્યનો પ્યાલો પાયો. શરૂઆત થઇ, પ્યાલાપર પ્યાલા ઉડવા લાગ્યા, અને સંભાજી રાજાની સ્વારી તેનું મધુર આકર્શનાર ગાન સાંભળતી નાગરાજ પેઠે ડોલવા લાગી. આ પ્રમાણે ઉભયની પૂર્વ રાત્રી પ્યાલી ખુશાલી, કર્મણુકમાં વ્યતીત થઇ, મધ્યરાત્રી થઇ. બેહોશ થતો રાજા નિદ્રામાં પડયો. તેની ઇંદ્રિઓના સર્વ વ્યાપાર બંધ પડયા; તે ચતોપાટ ઘોરતો પડયો, તેનો પાપનો ઘડો છલોછળ ભરાઇ ઉભરાયો હતો, હવે તેનો વખત પુરો થયો હતો, તેના દિવસ ઘેરાયા હતા.

દુષ્ટા તુળશીએ વિણા પડતી મૂકી, ઉભી થઇ, તિરસ્કાર યુકત નજરે ક્ષણભર પોતાના શિકારને જોઇ રહી, ક્રૂર સ્મીત કરી, પોતાની પાતળનો આડો પદર ખેંચી કમ્મરે ખોસી, મજબુત કચ્છો વાળ્યો. બીછાના પાસે પડેલ સંભાજીની તલવાર ઉંચકી ધીમે પગલે જઇ અભરાઇ ઉપર મુકી પાછી વળી અને બીછાના નીચે છુપાવેલ ખંજર ધીમેથી ખેંચી હાથમાં લઇ ઉભી; જોઇએ તેટલી ધૈર્ય લાવે પણ તે દુષ્ટ કૃત્યજ, તે વખતે ભીતીથી તેના હાથ થરથર કંપવા લાગ્યા. દાંતથી નીચલો ઓષ્ઠ દાબતી, ક્રોધથી વિક્રાળ રૂપ લેતી ચંડિકા જેવી દેખાતી, રાજા તરફ એક સરખી તિરસ્કાર યુક્ત નજરે જોઇ રહી. જરા વિચાર કરતી, ખુલ્લો ચમકતો જંબીયો જમણા હાથમાં ઉંચે કરતી મનને હિમત આપતી વિચારવા લાગી "તુળશી, હવે વિચાર શું કરે છે ? પગમાં હવે જોર આવો, ચાલ જીવ તૈયાર થા, ચાલ આગળ થા, તને હવે ભય કોનો છે ? ત્હારા સાથીઓ ત્હારી પીઠપર ઉભા છે. ડર નહી. જંબીયા, આ દુષ્ટ નરાધમનું ઉર ચીરી ત્હારૂં કાર્ય બજાવ, મ્હારા સ્વર્ગમાં વાસો કરનાર આપ્તોનું વેર લે. વેર બસ વેર. આજે હું મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ–પિતા, સ્વામિ, અને અંતે ભાઇનું વેર આજે લઇશ. ખંજર તૈયાર થા. મ્હારા પગો તમે નિડરતાથી આગળ વધો, મ્હારા હાથો તમે ના થરથરો, તમારૂં કાર્ય બજાવો. નિદ્રાએ મોહ પમાડેલ, મદ્યે બેહોશ કરેલ, ચંડાળ રાજા મંચકપર કેવો અસ્તાવ્યસ્ત પડયો છે ! વેર, વેર, વેર, ! આજે હું રૂણમુકત થઇશ ! કૃતાર્થ થઇશ." આવો વિચાર કરતી ખંજર ઉંચકતી ધસવા જાય છે

ત્યાં પુનઃ ખમચી ગઇ "અરે હજુ હાથ કેમ થરથરે છે, પગો કેમ કંપે છે. અરે એ નરાધમ જાગતો નથીના—"

એટલામાં રાજાના ઓષ્ટમાંથી ભાંગ્યા તુટયા શબ્દો બહાર પડવા લાગ્યા. "આવો, આવો, દુષ્ટ મુસલ્લાઓ, આવો મ્હારી સામે, આ સિંહ સામે, છુપાઓ નહી, હું એકલો છું તોપણ તમને સર્વેને પહોંચી વળવા સમર્થ છું આગળ આવો નહીંતો મારૂં છું, તમારા ડોકાં ઉડાવું છું. તુળશી, તુળશી, દુષ્ટા, આ દગો......" વગેરે લવવા લાગ્યો.

તુળશી ચમકી પણ રાજા ભણી જોઇ પુનઃ "છટ કાંઇ નહી એતો નિદ્રામાં બડબડયો. બસ હવે સત્વર મ્હારૂં કાર્ય પુરૂં કરવું જોઇએ. બસ વેર, હવે વેર, વેર, હું ત્હારીજ છું" એમ કહી જોરથી જંબીઓ ઉંચકી રાજાને મારવા જાય છે ત્યાં તેની નજર વિશ્વાસુ બેફામ પડેલા રાજાપર પળભર ઠરી, હાથ પાછો હઠયો. પ્રેમાસકત થઇ તેના તરફ જોઇ રહી, જરા મ્હોટે સ્વરે બોલી ઉઠી "અરે આ હું શું કરૂં છું? અહાહા! મંચકપર પડેલ મનોહર મૂર્તિ, મ્હારાપર પુર્ણ વિશ્વાસમાં મિંચાયેલ પ્રિય આંખો, અરે મ્હારા ભોળા પ્રિયતમ, ઓ મહારા બળવાન નરવર, મ્હારા વ્હાલા, ત્હારો, ત્હારો હું ઘાત કરૂં! નહી, કદી નહી. એવું ક્રૂર કામ આ તુળશીથી થનાર નથી. મને આ શું સુઝયું. ખુન કોનું ખુન—મ્હારા વ્હાલાનું—મ્હારા પ્રાણનું—મ્હારા ભોળા પ્રેમીનું ! અરે આ હું શું કરતી હતી? નહી, કદી નહી—મ્હારા વ્હાલા, પ્રિય પ્રાણ—" એટલું બોલતી પ્રેમથી ભીની આંખોથી તેને નીહાળતી તેની પાસે બેસતી

વાંકી વળી તેને ચુંબન કર્યું, ત્યાં પાછળથી અવાજ આવ્યો–

"ઓ દુષ્ટા–પ્રતિજ્ઞા ભંગ! પ્રતિજ્ઞા ભંગ! સાવધ થા! ગાંડી ન બન! રાજાના ઉરમાં જંબીયો માર–ત્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કર !"

તુળશી ચમકી, સફાળી ઉઠી ઉભી થઇ, જરા પાછળ હઠી, તેનાં નેત્ર ફર્યાં, પ્રેમ ઉડી ગયો, ક્રોધ, વેર આંખમાં ચમકવા લાગ્યાં–ખંજર હાથમાં મજબુત પકડતાં ઉચ્ચકતાં બોલી:—"બસ થયું, હું સાવધ થઇ, નિદ્રા હજુ થોડો વખત એમજ સ્થીર રહે, અને આ દુષ્ટને સદા માટે સુવાડ— ઇંદ્રિયો તમારો વ્યાપાર હજુ કિંચીત કાળ બંધ રાખો– દુષ્ટ રાજા, મ્હારા પિતા, ભાઇ, પતિના ખુની એમજ ઘોરતો પડયો છે. હવે તું ઉઠવાનો નથી. હમણાંજ તને હમેશની ગાઢ નિદ્રામાં સુવાડું છું. થયું બસ–હવે દુષ્ટ રાજા મ્હારા છેલ્લા સલામ–અહીં તો ત્હારો સંબંધ છુટયો ! અહાહા ! અંધકાર ભયંકર શીયા અંધકાર, આ નૃપ સુર્ય અસ્તાચળે જાય છે તેથી ચોમેર તેં ત્હારી કેવી પ્રબળ સત્તા પ્રસારી છે ! પતિવ્રતા–સાધ્વી નૃપાંગના યેશુબાઇ ! આ જો, ત્હારા આ સોભાગ્ય મંદિરપર વેરથી છેડાયલી આ નાગણ હલ્લો કરી તને વૈધવ્ય સમુદ્રમાં ડુબાડે છે ! શિવાજી, બાળક શિવાજી આજ તું નબાપો થઇશ !–મહારાષ્ટ્ર, મહારાષ્ટ્ર આજ ત્હારૂં છત્ર તુટશે–પ્રલય જાગશે. આજે મ્હારી વેરની આહુતીમાં સર્વ દેશને અર્પીશ ! દશ દીશાઓ, દિગપાળો, ચંદ્ર, તારાગણો તમે સાક્ષી છો કે અન્યાયથી હું આ રત્ન આજે આ જગમાંથી નાહીસું કરતી નથી. પણ મને જન્મ આપનાર મ્હારો

પિતા, જેના પર મ્હારો સર્વ ભાર–પ્રેમ એવો મ્હારો વ્હાલે ભરથાર, અને મ્હારો પ્રાણ સમાન પ્રિય બંધુ એમના આ દુષ્ટ નરપીશાચ ભુપતીએ કરપીણ ખુન કર્યાં તેનું હું વેર લઉં છું. મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરૂં છું. મ્હારૂં વેર લેવા તેનો વધ કરૂં છું. વેર, વેર, બસ વેર, જય અંબે !"

આટલું પોકારી ઓષ્ટ દાંતથી દાબતી પુર જોસથી ખંજર રાજાની છાતીમાં માર્યું. ખંજર નીચે ઉતર્યું ત્યાં રાજાએ પાસું બદલ્યું; ખંજરનું ઉતરવું અને રાજાનું પાસું બદલવું એ બેઉ કાર્ય એક સાથે થવાથી ખંજર સરતું પડખા પર રાજાને લાગતું ખનનન કરતું જમીન પર જઇ પડયું. રાજા ચોંકતો સફાળો ગભરાતો ઉઠયો. જુવે છે તો સામે છૂટા કેશ રાખી કછોટો વાળેલી ચંડિકા જેવી વિક્રાળ તુળશી ઉભેલી, અને પોતાના પડખામાંથી લોહી વહે છે. તરતજ ચેત્યો, ક્ષણ માત્ર જોઇ રહયો, ચીત્તા પેઠે કુદ્યો, તુળશીપર ઝડપ મારી તેનું ડોકું દાબતો જમીનપર તેને પટકી "ચંડાલણી, દુષ્ટા હવે તને પુરી ઓળખી !" એમ બોલતાં ખુબ જોરથી ગળું દાબ્યું–તુળશીએ "ઓ માંરે, મારી નાખી" એવી કારમી ચીસ પાડી, આ તેની છેલ્લી ચીસ હતી. તે જરા તડફડી ગતપ્રાણ થઇ, તેના ડોળા ફાટી ગયા.

રાજા હજુ સફાળો થઇ ઉઠે છે ત્યાં છ સાત મોગલોથી ઘેરાઇ ગયો. હાથમાં નીચે પડેલો તુળશીના શબ પાસે પડેલ જંબીયો આવ્યો તેથી વ્યાઘ્ર પેઠે કુદી એકાદ બેને ઘાયલ કર્યા. ત્રીજાના પ્રાણ હર્યા. પણ ઘણું લોહી જવાથી ચક્કર

આવવા લાગ્યા, બેશુધ્ધ થઇ જમીનપર તુટી પડયો. તરતજ તકરિબખાને તેના હાથ પગ બાંધી ચતુર્ભુજ કરી તેના ઘાપર પટ્ટા પીંડી કરી.

* * * * * *

જે વખતે આ ક્રુરપીણુ કૃત્ય મહેલમાં થતું હતું તે વખતે બ્હાર પણ ખુબ શોરબકોર મચી રહયો હતો. મોગલોએ કરેલ ગોઠવણ મુજબ ઓચિંતો છાપો માર્યો હતો, ચોમેર એકસરખી કતલ ચાલી રહી હતી. ગભરાયલા મરાઠાઓ સજ થાય તે પહેલાં તો ઘણાખરાનો ઘાણ નીકળી ગયો. બાકી-નાઓએ જીવપર ઉદાર થઇ શત્રુ સામે ટક્કર ઝીલી અને પંદર વીસ જણુ કેદ પકડાયા. થોડી વારમાં સર્વ શાંત થયું. પ્રથમની ગોઠવણ મુજબ તકરિબખાને આ હલ્લામાં કલુષાને પણ કેદ પકડયો.

આ વખતે ઔરંગઝેબ તુળાપુરમાં છાવણી નાખી પડયો હતો, તેને આ બનાવના સમાચાર મોકલાવ્યા અને કેદીઓને લઇ સત્વર હજુરમાં હાજર થાઉં છું એમ તકરિબખાને જણાવ્યું.

આ પ્રમાણે સર્વ મહારાષ્ટ્રપર હકુમત ચલાવનાર, મોગ-લોને ધડકાવનાર બળવાન રાજા અંતે કાળને પ્રભાવે કેદી બન્યો.

દશાની દડી ઘડી ઘડી ચડી ચડી પડે,
દશાનું ફુલ ખૂબ ખીલીને ખરી પડે.

## પ્રકરણ ૧૭ મું.

### પશ્ચાતાપ—સ્વામિ પ્રિત્યર્થ સ્વાત્માર્પણ.

"हांसत कर्म करावें भोगावें रडत तेंचि परिणामी।"

(મોરોપંત.)

---

" આગેકી પીછે ભઇ કિયા ન હસ્સોં હેત;
અબ પછતાકે કયા કરો, ચિડિયા ચુગ ગઇ ખેત"

---

કૃપણ જતન ધનરો કરે, કાયર જીવ જતન,
શૂર જતન ઉણુરો કરે, જીણુરો ખાયો અન્ન.

(દેવિદાન.)

---




તાની સ્રીની ભેટ થાય છે કે નહી, તેની કાળજી કરતો કરતો જોત્યાજી પોતાને ઘેર જઇ પહોંચ્યો; તો ત્યાં તેની સ્રી હમેશ જેવીજ લડપડ હોઇ, નદીપરથી પાણી લાવતી સામે મળી. તે જરા પણ માંદી હોય તેવું દેખાયું નહી, તેનો પુત્ર ગુણાજી ખેતરે ગયો હતો. આ જોઇ કપાળપર હાથ પછાડતો ચિંતાક્રાંત થઇ બેઠો. સ્રી સાથે પણ બોલ્યો નહી. એટલામાં પુત્ર આવી પહોંચ્યો. પીતાને જોઇ આશ્ચર્ય પામ્યો, "બાપા, બાપા, અહો આજે એકાએક અહીં કયાંથી ? અરે પણ તમારૂં મુખ કેમ ઉતરી ગયું છે ? કાંઇ વિપરીત તો નથી થયું ?"

જોત્યાજી આકળો થતો બરાડયો, "હરામખોર કારટા! ત્હારી મા તો સારી પેઠે છે અને તેં મને પત્ર કેમ પાઠવ્યો?"

ગભરાતો ગુણાજી બોલ્યો:—"કોણે મેં! ના, મેં તો કાગળ બાગળ કાંઇપણ મોકલ્યો નથી."

આ સાંભળતાંજ તે ચમકયો–સર્વ કપટ નજર સામે તરી આવ્યું. "તે લુચ્ચાઓએ મને ત્યાંથી દૂર કરવા આ હીકમત કામે લગાડી! અરે હાય! હું કેવો મૂર્ખ! ઠગાયો. અરે મ્હારા સ્વામિ! અન્નદાતાને કાંઇપણ દગો થયો છે!" એમ ધારતો સફાળો એકદમ ઉઠયો. તેના સ્ત્રી પુત્રે બે ઘડી રોકાઇ જમીને જવા ઘણું કહ્યું, ત્યાં તે બોલ્યો:—"એક પળ પણ હવે થોભાય તેમ નથી. ત્યાં દગો છે. મહારાજનો જીવ જોખમમાં છે. હું તો હવે એક પળ પણ ખોભરીશ નહી. આ પળેજ ચાલ્યો." એમ બોલતો ઘોડાપર ચઢતો, ઉ-તરની પણ રાહ ન જોતાં ઘોડાને પૂર વેગથી સંગમેશ્વરને માર્ગે છોડયો. બીજે દિવસે માર્ગમાં તેને છ સ્વારો મળ્યા, તેમણે સંગમેશ્વરના કાચા સમાચાર આપ્યા; અને મહારાજને કેદ કરી તુળાપુર તકરિબખાન લઇ જવાનો છે એ ખબર પણ આપી. સ્વામિનિષ્ઠ સેવક ગભરાઇ ગયો, આભો બન્યો. હવે સ્વામિને કેમ છોડવવો તેની તજવીજમાં પડયો. તેણે તે છએ સ્વારોને પોતા સાથ રહેવા સમજાવ્યા. તેઓ તેજ રાનમાં એક ભાંગેલ તુટેલ ખંડીયેર ઝુપડી હતી ત્યાં તકરિબખાનની ટોળીની રાહ જોતા બેઠા, આગળ ગયા નહી. બીજે દીવસે દુશ્મનોની પોતાના રાજાને લઇને તે માર્ગે ત્યાંથી પસાર થવાની વકી હતી. તેની રાહ જોવા તપાસ રાખવા ત્યાં બેને બેસાડી,

બાકીનાઓએ રાત્રિના આસપાસ ગામડાંઓમાં ફરી સો દોઢસોએક તીરકામઠાંવાળા માવલા, મરાઠાઓ એકઠા કર્યા અને રાજાને છોડવવા શી શી યુક્તિ કરવી, કેમ હલ્લો કરવો વગેરે મંત્ર ચલાવવા લાગ્યા. બીજો દિવસ લોકો એકઠા કરવાની તૈયારી કરવામાં ગયો. સંધ્યા થઇ-સર્વ તૈયારી થઇ. તે દિવસ જ્યેષ્ઠ વદ અમાવાસ્યાનો હતો. બહાર ધીમો ધીમો વરસાદ પડતો હતો, અને વાદળાંઓથી ઘેરાઇ રાત્રિએ પૂર્ણ અંધકાર પ્રસાર્યું હતું. તેઓ ગીચ ઝાડીવાળા રાનમાં છુપાયલા મહારાજ માટે વરસાદમાં ભિજાતા તૈયાર થઇ પડયા હતા.

* * * * * *

આ તરફ તકરિબખાને રાજાને કેદ કર્યા પછી તેના ઘાને પટાપીંડી કરી. ઘણું લોહી વહયાથી તે અશકત થયો હતો, તેનામાં ચાલવાની શકિત રહી ન્હોતી, તેને એક પાલખીમાં સુવરાવી તકરિબખાને પૂર્ણ બંદોબસ્ત કરી તુળાપુરનો માર્ગ લીધો. આવી રીતે ત્રણ દિવસ માર્ગ કાપ્યો. વાટમાં કયાંએ હલ્લો હરકત થઇ નહી, તેથી હવે રસ્તામાં ભિતી જેવું નથી એમ સમજી મોગલો જરા બેકાળજી થયા, ઘણું ખરૂં રાત્રિનાજ મુસાફરી કરવાનું પસંદ કર્યું હતું. દિવસના ગીચ ઝાડીવાળા રાનમાં છુપાઇ છાવણી નાંખતા. ઉપર કહેલ અમાવાસ્યાની કાળોખી રાત્રિના બેફામપણે આ મોગલ ટુકડી માર્ગ કાપતી હતી. એકતો અમાસની રાત્રિ, તેમાં વળી વાદળાં ચઢિ આવેલાં, અને ઘટ ઝાડીમાંથી પસાર થતો માર્ગ, પછી અંધકારનું તે શું પુછવું ! ચોપાસ અભેદ્ય અંધકાર પથરાઇ ગયો હતો. આ વખતે વિકટ ઝાડીવાળા

અરણ્યમાંથી તકરિબખાનની ટોળી પસાર થતી હતી. તે ટોળીમાં આશરે પાંચસો સિપાઇઓ હતા. કેટલાક ઘોડેસ્વાર અને કેટલાક પ્યાદા. તેમના મધ્ય ભાગમાં સંભાજીનો મિયાનો હતો. મિયાનાની આજુબાજુ ખુલ્લી તરવારવાળા દશબાર પઠાણો તેને ઘેરીને ચાલતા હતા. મિયાનાની આગળ ત્રણ ઘોડેસ્વારો વચ્ચે તકરિબખાને પોતાનો ઘોડો રાખ્યો હતો, અને પાછળ તેવીજ રીતે ત્રણ ઘોડેસ્વારો વચ્ચે એખલાસખાન હતો, તેની પૂઠે હાથ કડી નાંખેલ કલુષાને પકડી બે સિપાઇઓ ચાલતા હતા અને તેની પાછળ હાથ પગમાં મજબુત બેડીઓ ઠોકેલ બીજા કેદીઓ સિપાઇઓના ઘેરામાં ચાલતા હતા.

સંભાજીમાં આજે જરા વધારે સ્ફુરતી આવી હતી; તે પાલખીમાં અર્ધ જાગૃત, અર્ધ નિદ્રાવસ્થામાં પડયો હતો, તેના મનમાં હજારો વિચારો દોડાદોડી કરી રહયા હતા. પોતે કરેલ કરપીણુ ઘોર કૃત્યો તેની નજર સમક્ષ એક પછી એક આવતાં તેને ગભરાવતાં મુંઝવતાં હતાં. તેને અતોનાત પશ્ચાતાપ થઇ રહયો હતો, તે દુઃખથી એકસરખો વિચાર કરતો ગણુગણુતો હતો.

“અરેરે પ્રારબ્ધ! શું મ્હારા દિવસ પલટયા, શું છેવટે મ્હારી આ સ્થિતિ લખાઇ હતી, કે યવનો મને સ્વરાજ્યમાં આવી, આવી રીતે કેદ કરી લઇ જાય? અરેરે શું આ રવી તેજ હવે નષ્ટ થશે, અને દિન ફરતાં મને આ કુદશા આવી!” આ વિચાર આવતાં આંખમાંથી દડદડ અશ્રુ પડવા લાગ્યાં.

વળી વિચારવમળમાં ગુંથાયો. "પ્રિય તાત, અહાહા, અવિચારે આપની મેં જે અવજ્ઞા કરી તે યોગથી આજે હું આ દશા ભોગવું છું. અરેરે, હું કોણ? મ્હારી આ શી દશા! અરે હું મહારાષ્ટ્રપતિ જેનાથી સર્વ કંપતા-થરથરતા તે આજ બંધિવાન-કેદી! વાહ ભાવિ! અરે હું કાંઇ દુર્બળ હતો તેથી આ દશા થઇ એમ નથી; પણ જે ઠેકાણે વિશ્વાસ રાખ્યો, અરે જે ચંડાળણીને મેં મ્હારા પ્રાણ અર્પ્યા, જે માટે મ્હારી પવિત્ર પત્નિની ગણના ન-કરી તેને છળી, તેજ દુષ્ટા તુળશીએ મ્હારી આ દશા કરી! અહાહા! જેને એક ક્ષણ હું વિસરતો નહી, અને જેની પાસે રાજ્યની સર્વ સમૃદ્ધિ સદા હાજર કરતો! જેની જીવ્હાથી હું એક પુતળા પેઠે નાચતો, તેણેજ-તેજ પીશાચણીએ મ્હારા અરે દક્ષિણના નાથના આ હાલ કર્યા! ઓ દુષ્ટ તુળશી ધીઃકાર છે તને, અરે ફીટકાર છે મને કે ત્હારામાં વિષયાસક્ત થઇ ભાન ભૂલી ત્હારા કાપટ્ય પ્રેમમાં ભુલાવો ખાઇ વિપરીત-અરે ન કરવાનાં અગમકૃત્યો કર્યાં, મહા પાપો વ્હોર્યાં! ત્હારામાં લુબ્ધ થઇ મેં કેવા કેવા સહાસો કર્યા-શાં શાં કામો કર્યાં. અરેરે સંભાજી, નીચ મૂર્ખ સંભાજી હવે પસ્તાવો કરે શું વળે! હાય! મ્હારી મતી ફરી ગઇ! ખરૂં ખોટું સુજ્યું નહી! પીતળને સુવર્ણ ધાર્યું! સુખ મૃગજળ જેમ અદ્રશ્ય થયું! ઓ વિધાતા! તું આજે વિપરીત થઇ! અરેરે યેશૂ, પવિત્ર સાધવી ખરી યેશૂ, મ્હારી યેશૂ, હાય આ નરાધમે ત્હારૂં સાંભળ્યું નહી, અરે ત્હારા એકેએક બોલ મને યાદ છે. તેં કહ્યું હતું કે 'મહારાજ વિષભૂમિને તમે અમૃત ભૂમિ જાણો છો,

પણ તેનાં કડવાં ફળ તમને આગળ મળશે ત્યારે મૃત્યુસમાન પરિતાપ થશે !' ખરેજ એમજ થયું-તું સાચી મેં મૂઢે સત્ય પીછાણ્યું નહી !

તે માયાવી રાક્ષસી માટે મ્હારો પરમવિશ્વાસુ સેવક જોત્યાજી ક્ષણોક્ષણ ઇસારો આપતો, ચેતવતો, તે તરફ મેં મુઢે દુર્લક્ષ કરી તેનું અપમાન કર્યું; અરે પણ આજે તેણે કહેલ સર્વ વાતો મ્હારા અનુભવમાં આવી ! આ સર્વ જોતાં મ્હારા પ્રારબ્ધનો દોષ તો ડરતો નથી; પણ કેવળ દુર્વ્યસનાસક્ત, તથા કામાંધ થઇ દૂર દૃષ્ટિ અને સારાસાર વિચારથી હું પરાંડ મુખ થયો તેથીજ આ વિષમ સ્થિતિને પ્રાપ્ત થયો ! અરે મ્હારો જોત્યાજી અત્યારે ક્યાં હશે ? તેને આ સમાચાર મળતાં કેટલું દુઃખ થશે ! "હજુ આ વિચારમાળામાં વધુ ખેંચાય છે ત્યાં ખ્હારથી શોરબકોરનો મ્હોટો અવાજ કાને અથડાયો. પાલખી એકદમ ખમચી અટકી-ભોઇઓએ જમીન પર મૂકી. બ્હાર ડોકું કાઢી જુવે છે તો જ્યાં ત્યાં કતલ ચાલી રહી છે. આ ગડબડાટનો લાભ લઇ નાસવા વિચાર કર્યો પણ મિયાના સાથે પગો સીંકડાઇ બાંધેલા હતા તેમ પાલખી આસપાસ સખત પહેરો હતો-તે હતાશ: થયો.

તે વખતે મધ્ય રાત્રિનો સમય હતો, આ ટોળી ગીચ અરણ્યમાંથી બેફામપણે ધીમે ધીમે વિકટ માર્ગ કાપતી પસાર થતી હતી. ભોઇઓનો હું હું શબ્દ મ્હોટેથી ચાલ્યો હતો. મશાલો પેટાવી હતી. ચાલતા સિપાઇઓ માર્ગ કાપવાને મારતા ગપ્પાઓનો અવાજ, હસવાનો અવાજ, ઘોડાઓના પગલાંનો અવાજ મિશ્રિત થતો સંભળાતો હતો-તેવામાં

"જય ભવાની"ના રણકા અરણ્યમાં પડઘા પાડતા વાગી રહ્યા. સપોસપ તીરોનો વર્ષાદ આ મોગલ ટુકડીપર વરસવા લાગ્યો, મોગલો આભા બનતા અંધારામાંથી ક્યાંથી મારો થાય છે તે જોઇ શક્યા નહી અને ટપોટપ પડવા લાગ્યા. તકરિબખાન ચેત્યો. ગભરાયલા મોગલોને હિમ્મત આપતો સાવધ કરવા લાગ્યો. એટલામાં તો ચોમેરથી તલવારો સાથે "જય ભવાની"ની વીર હાક પાડતા માવલાઓ તેમનાપર ત્રુટી પડયા. એકસરખી કતલ ચાલી. મોગલોનો ઘણો સંહાર નીકળી ગયો. અંતે મોગલો સજ થયા–તેમના હાથમાંથી કોઇ પણ રીતે આવેલો શિકાર નીકળી ન જાય તેની કાળજી વિશેષ હોવાથી ન ગભરાતાં તેઓ હિમતથી "અલાહીઅકબર–દીન દીન" પોકારતા જીવપર ઉદાર થઇ લડવા લાગ્યા. મારમાર કરતો વીર જોત્યાજી દશ પંદર માવલા સાથે છેક સંભાજીની પાલખીની નજીક આવી પહોંચ્યો. પાલખી આગળ જબરી કતલ ચાલી. કલુષાએ સર્વ રંગ જોયો બાજી બદલાતી જોઇ એખલાસખાનને ચેતવ્યો "સંભાજીને માવલાઓ હમણાજ છોડવી લઇ જશે માટે ત્વરા કરો નહી તો હાથ ઘસતા રહેશો." એખલાસખાને તરત ઘોડો આગળ કુદાવ્યો. તેની સાથે બીજા વીસ પચીસ મોગલો પણ કુદ્યા. જબરી મારામારી ચાલી. જોત્યાજી સ્વામિને છોડવવાની ઉમેદમાં ભાન મુકી પુર જુસ્સાથી લડતો હતો. તેની અસીનો ઘા લાગતાં એખલાસખાન "યા અલ્હા, યા ખુદા!" બરાડતો ઘોડા પરથી નીચે ત્રુટી પડયો. તેને પડતો જોતાં તકરિબખાન એકદમ ધસી આવ્યો. વખત કટાકટીનો હતો. તકરિબે ઓચિંતો

જોત્યાજીની પીઠપર ખુબ જોરથી તલવારનો ઘા કર્યો. વીર સ્વામિનિષ્ઠ સેવક જોત્યાજી પડયો, પડતાં બોલ્યો "અરે ગુલામ, આ જોત્યાજી હવે મરે છે, પણ તેની સિપાઇગિરી જોઇ તને કાંઇ ઇનામ આપવાનું ત્હારા મનમાં આવે તો તેના સ્વામિને તું જીવતદાન અપાવજે!" એમ બોલતો છેક સંભાજીના મિયાના પાસે ઉથલાઇ પડયો, પડતાં બોલ્યો:— "મહારાજ, આ તમારો દિનસેવક જગત છોડી જાય છે! મ્હારાથી બનતું મેં કર્યું, પણ નસીબે યારી ન આપી. દિવસજ વાંકા—મહારાજ મ્હારો આખરનો મુજરો લેજો! પ્રણામ—પ્રણામ! જય ભ...વા...ની.!" બોલતાં આ નિમક-હલાલ સેવક ગતઃપ્રાણ થયો અને સ્વામિ સેવામાં સ્વાત્માપર્ણ કર્યો. હવે માત્ર ટુંક સમય મારામારી ચાલી; પણ માવલા-ઓની ન્હાની સંખ્યાથી તેમનું અંતે ફાવ્યું નહી. ઓછામાં પુરૂં જોત્યાજી મરાયો, તેથી અરધી હિમત્ત તો ત્રુટી, અંતે ઘણા કપાયા અને થોડા ગણ્યાગાંઠયા રહયા, તેઓ પોતાનો પ્રયત્ન નિષ્ફળ જાણી અરણ્યમાં વીખરાતા નાસી છૂટયા. કતલનું કામ બંધ થયું. મોગલોએ તેમની પુઠ લીધી નહી. તેમનો પણ ઘણો ઘાણ નીકળી ગયો હતો. રાત્રિના હવે આગળ ન વધતાં ત્યાંજ પડાવ નાંખવાનું તકરિબખાને ઠરા-વ્યું, અને પડાવ નાંખવા હુકમ કર્યો. એખલાસખાન સખત ઘવાયો હતો તેની માવજત થવા માંડી—ઘાયલ સિપાઇઓની સારવાર કરવા માંડી, અને પૂર સાવચેતીથી પહેરો ભરતી-સવં ટોળીને જાગૃતાવસ્થામાં રાત્ર પસાર કરવા હુકમ થયો.

સંભાજી પાલખીમાં હતાશ થતો પડયો હતો. છૂટવાના આશાના કાંઇક અંકુર ફુટયા ત્યાં તેનો એકાએક આવો અંત આવેલો જોઇ કપાળપર હાથ મુકતો નિઃશ્વાસ નાંખતો વધારે ખીન્ન થતો પડયો હતો. તેણે પોતાના વીર સેવકની વીર હાંકો, આખરના કળકળતા બોલો સાંભળ્યા, તેના ચક્ષુમાંથી ધોધાર અશ્રુધારા વહેવા લાગી. આવા નિઃસીમ રાજનિષ્ઠ સેવકપરથી સર્વ રાજ્ય ઓવારી નાંખે તો પણ થોડું છે એવું તેને લાગ્યું પણ પાછળથી ઉદ્દભવતા આ વિચારોનો શો ઉપયોગ? અરેરે તેની કદર બુજી નહી, જે જે વખતે તેણે જાગૃત કર્યો તે તે વખતે તેને કુંભકર્ણની નિદ્રા લાગી હતી, તેનાં ફળ હવે ભોગવવાં પડતાં હતાં. અરેરે જે કર્મો હસ્તાં કરે છે તે પરિણામે રડતા ભોગવવાં પડે છે! એ સત્ય કર્યું.

તેને નિદ્રા આવી નહી–તેના વિચારો તેને વધુને વધુ ઘેરવા લાગ્યા–તે વિચાર વમળમાં ગુચવાયો–" અરેરે, મ્હારો જીવ પ્રાણ સેવક–અરે તે યવનોને હાથે મ્હારી સમક્ષ મરાયો! મ્હારે માટે પ્રાણ આપ્યા–સ્વાત્માર્પણ કર્યું! અરે મ્હારી આ દુર્દશા! મ્હારી પણ આ રીપુ યવનોને હાથે એજ ગતી થવાની! અરેરે દુષ્ટ બાદશાહના હાથમાંથી હવે જીવતો છૂટવાની એકે આશા નથી! 'સંગમેશ્વર તુળશીના નાદથી જાઓ નહી,' એવું વારંવાર મ્હારી વ્હાલી, સતી કહેતી તેનું સાંભળ્યું નહી, તેનો તીરસ્કાર કર્યો, અરે તેને આ સમાચારથી કેવું દુઃખ થશે. અરેરે પ્રિયે યેશૂ, યેશૂ! મને માફ કર! હું કૃતઘ્ન થયો–ત્હારો છળ કર્યો! મને ક્ષમા આપ!

શિવ-રણુયજ્ઞને સંભારી ત્હારા બાળકનું રક્ષણુ કર ! કાં તે ! આ સ્થળે આવે પ્રસંગે આ કરતાં હું તને અધિક બીજું શું કહું ! પરંતુ એજ છેવટનું માગું છું કે આજ પર્યંત ત્હારા કરેલ સર્વ અપમાનો અપરાધોની ક્ષમા આપ ! પ્રિયે-" પણુ વળી વિચાર આવતાં બોલ્યો "અરે દેવ ! અહીં રાણી નથી અને હું એકલોજ ભ્રમમાં આ બડબડું છું. પણુ ઓ અનિલ દેવ ! તુંજ આ વખતે પ્રસન્ન થઇ મ્હારા સમાચાર મ્હારી પ્રિયાને જણુાવીશ તો મહદ્ ઉપકાર થશે. એને કહેજે કે-

ગૌબ્રાહ્મણુ-પ્રતિપાળણાર્થ યવનોનો ઉચ્છેદ કરવા માટે જે શિવ તાતે મહા રણુયજ્ઞનો આરંભ કર્યો તેની અદ્યાપિ પૂર્ણાહુતિ થઇ નથી, તો તું આપણા બાળકનું રક્ષણુ કર, તેને ભારતી શિક્ષણુ આપી રણુયજ્ઞ શરૂ રાખજે ! થયું, મ્હારો-ત્હારા પતીત પતિનો છેવટનો એજ સંદેશ—"

. * * * * * *

બીજે દિવસે આ મોગલ ટુકડીએ પુનઃ કુચ શરૂ કરી અને નિર્વિઘ્ને દશ બાર દિવસે તુળાપુર બાદશાહી છાવણીમાં જઇ પહોંચી.



# પ્રકરણ ૧૮ મું.

## રાત્રિનો ઉત્પાત.

સહત સંતાપ આપ પરકો મીટાવે તાપ,
કરૂણા કો દ્રુમ શુભ છાયા સુખકારી હે;
શુરવીર ક્ષમાવાન કોટી પતી માન નાહી,
જ્ઞાનકો નીધાન ભાન ગંભીર ગુણધારી હે;
દોષ દીલ નહી લેવે શરન આવે શીશ દેવે,
પરમારથ વૃતી જીનકું સદા પ્રાણ પ્યારી હે;
કહત હે કવીગંગ સુનો મેરે દીલ્હી પતી,
વીશ્વમેં બીરલસો સજ્જનકી બલીહારી હે.

(કવીગંગ.)

અષાઢ માસનો સમય હતો. પૂર્ણવર્ષા રૂતુના દિવસો, આકાશ વાદળાંઓથી પૂર્ણ વ્યાપ્ત થયું હતું. કૃષ્ણપક્ષની રાત્રનો સમય હતો. તે વખતે એક તરૂણ પુરૂષ રાયગઢમાં એક ઓરડામાં પિંજરામાં પુરાયલા વ્યાઘ્ર પેઠે અહીંથી તહીં અને તહીંથી અહીં ફરતો હતો. ઓરડામાં એક ખુણામાં એક મોટી સમઇપર દીપક આછો ઉજાસ આપી રહયો હતો. ફેરા ખાતા યુવકની ચર્યા અને બ્હાર આકાશની ચર્યા સમાનરૂપ હતી. જે પ્રમાણે પ્રચંડ પર્જન્ય પડવાનાં ચિન્હો આકાશમાં દેખાતાં હતાં, તે પ્રમાણે તે ખંડમાં ફેરા ખાતા તરૂણના મનમાં પણ અનેક વીચારોનો પર્જન્ય પડતો હોય તેવાં

ચન્હો તેની ચર્યા પરથી દેખાતાં હતાં. ભયંકર શીહા વાદળા-ઓથી વ્યાપ્ત થયલા આકાશપટ પ્રમાણેજ તેનું મુખપટ દુઃખો દ્વેગથી વ્યાપ્ત થયલું દેખાતું હતું. બાહ્ય પ્રદેશમાં પવનના સુસવાટા વચ્ચે વચ્ચે સંભળાતા હતા, તેજ પ્રમાણે આ પુરૂષના મુખવાટથી ઉદ્વેગના સુસ્કારા નીકળતા હતા. ઘણો વખત થયો પણ તેનું ફરવું બંધ થયું નહી. તે મન સાથેજ કાંઇ ગણગણતો—"એક વખત—જરૂર તે એમજ થનાર! ખરેજ નવાઇ જેવી વાત તેમાં કાંઇપણ નથી!" એવા ઉદ્‌ગાર તેના મુખમાંથી બ્હાર પડયા. ફરીથી "મહારાજે આ સર્વ ભવિષ્ય કરી રાખ્યુંજ હતું!" એવા પણ શબ્દો બહાર પડયા.

ફરીથી કેટલોક વખત આંટા ફેરા થયા, પાછો બડબડયો "મહારાજના નામને આવી કાળોખી—બટો ન લાગો, બહેતર છે પ્રાણ જાય તો પણ! આજપર્યંત થયલા પાતકોનું પ્રયાશ્ચિતજ થશે! મને આ સ્થિતિમાં રાખ્યો તે માટે અણુમાત્ર પણ મનમાં લાગતું નથી. ખરાબ એટલા માટેજ લાગે છે કે મ્હારા હાથથી, હાલ ચાલતી બાબતોનું કંયતકિંચિત પણ નીરાકરણ થતું નથી. આજ પણ સાંભળેલી બાતમી જો ખરી હોય અને ખરી હોવાનો ઘણો સંભવ છે, તો, તો, બધું ડુબ્યુંજ સમજવું. મહારાજાના સ્વર્ગે સીધાવ્યાના દિવસથી આજ સુધી એક સરખી ઉતરતી કળાજ લાગી રહી હતી તેની આજે અવધી થઇ બીજું શું?" વિચારમાળા મનમાં ચાલવા લાગી. પુનઃ ઓષ્ટમાંથી ઉદ્‌ગાર નીકળવા લાગ્યા; "શું! સુર્યનો હમેશ માટે અસ્ત થશે? આજની રાત્રિ પ્રમાણે અમારા દુર્ભાગ્યની સદોદિત ભયંકર અંધારી

રાત્રિ થશે કે શું ! આ ચઢી આવેલું શીઆ વાદળ દૂર જઇ સૂર્ય દર્શન સુદ્ધાં થશે નહી કે શું ?—ના, સૂર્ય ઘેરાયો તે ઘેરાયોજ ! મહારાજાનો પવિત્ર આત્મા તેના તે દિવ્ય પરમ પૂજ્ય દેહમંદિરને દસ વર્ષ પૂર્વે ત્યજી ગયો, ત્યારે તે દિવસેજ સૂર્ય પૂર્ણ ઘેરાયો. વચ્ચે વચ્ચે અમસ્તો દાદા સાહેબના એકાદ બે કૃત્યોથી તે વાદળાના ઘેરામાંથી મુક્ત થવાનાં ચિન્હો દૃશ્ય થયાં પણ તે માત્ર ઠગારી લલચાવનારી આશા, બીજું કાંઇ નહી ! તે માત્ર આશાજ રહી ત્યાં આ હાલના દુર્ઘટ પ્રસંગથી તે બધી આશા નષ્ટ થઇ. મહારાજાની પુણ્યાઇ, અરે તેમણે આરંભેલા રણયજ્ઞના જોરપર કાંઇ પણ ખચિત થશે, એ અમારો પુરો ભરોસો, અરેરે, અરેરે આજે ક્યાં ઉડી ગયો ? પણ—''

પુનઃ તેણે એક નિઃશ્વાસ નાખ્યો. એટલામાં બ્હાર મ્હોટી ભયંકર મેઘ ગર્જના થઇ. તે સાંભળતાં તરૂણનું ચિત્ત અધિકજ ઉદ્વેગ પામ્યું; તેમાં તે પોતે પોતા સાથેજ કિંચિત હસ્યો પણ દુઃખ અને ઉદ્વેગ અતિશય થાય છે ત્યારે મનુષ્યને ક્યારે ક્યારે હસવું પણ આવે છે, તેજ પ્રમાણે તેની અવસ્થા થઇ હતી. કેટલોક વખત આવી સ્થિતિમાં ગઇ પછી તેના મુખમાંથી પુનઃ શબ્દો બ્હાર પડવા લાગ્યાઃ—''પણ આ વાત ખોટી તો નહી હોય ? જો ખરી હોત તો કોઇને કોઇ પણ અત્યારનો આવી અહીં બાતમી આપી ગયો હોત ! મેં સાંભળેલ શબ્દો બીજાજ કોઇ હોઇ મને ભાસ તો નહી થયો હોય ! જો ખરેજ, કિલ્લામાં આ બાતમી આવી ગઇ હોત તો ક્યારનો એ ગડબડાટ મચી રહ્યો હોત, પણ તેવું કાંઇ દેખાતું નથી. કદાચ

આ વાત મ્હારાથી છુપાવી રાખવાનો તો તેમનો વિચાર નહી હોય !"

આ તરૂણનું આત્મગત ભાષણ આ પ્રમાણે ચાલતું હતુ ત્યાં એક સ્ત્રી તે ઓરડામાં દાખલ થઇ તેની પાસે આવી. દાખલ થતાંજ તેના મુખમાંથી ઉદગાર નીકળ્યો કે:-"મને લાગ્યુંજ હતું કે સ્વારી અહીં તે વાતનો વિચાર કરતી હશે. હવે તક આવી છે. આ વખતે પણ સંધિ સાધવી છે કે આજ પર્યંત જેમ હાથ જોડી બેસી રહ્યા છો તેમજ બેસી રહેવું છે ? હું જાણું છું કે મને હમણાજ કહેશો કે સ્ત્રીઓને આ વાતમાં વચ્ચે બોલવાની જરૂર નથી. પણ મ્હારાથી રહેવાતું નથી. મ્હારૂં મ્હોડું દાબી રાખશો તોપણ હું ખચિત બોલનારજ ! આખા રાજમહેલમાં ગડબડ મચી રહી છે, તે સુવા ચાર પાંચ બાયલાઓ નાશી આવ્યા છે તેમણેજ આ બાતમી આપી છે. હવે આ વખતે તો કાંઇ બ્હાર પડી મહારાજાનું નામ રાખો, અને તમારાં પરાક્રમ જગને દેખાડો ! નહી તો આટલા દિવસ બંધીવાસમાં કાઢયા, અને હવે જે બાકી હોય તે મોગલના બંધીખાનામાં કાઢો એટલે થયું ! આ ખબર આવે ઓછામાં ઓછા ચાર પ્રહર તો થયા, અરે એક પણ જણે તો આપ પાસે આવી આ ખબર આપવી જોઇતી હતી ! પણ ભાઇ ને અહી પુછે છે કોણ ?"—

તે યુવકનું લક્ષ્ય તે સ્ત્રીના બોલવા તરફ નહોતું. તેનું ચિત્ત સ્વતઃનાજ કાંઇ વિચારમાં ગર્ક થયું હતું. તે સ્ત્રી જે કાંઇ બોલી તેથી કહેવા કરતાં તેના વિચારની ગતી ત્યાં સુધી

આવી પહોંચવાથી એકદમ તેના તરફ જોઇ બોલી ઉઠયોઃ—"શું કહે છે ? કાંઇ લોકો ત્યાંથી નાસી આવ્યા, તેમણે આ ભયંકર સમાચાર આપ્યા ! શું ત્યારે આ વાત ખરી કે ! અરેરે, અરેરે ! આ દહાડો આવે એવું કયું પાતક અમારા બધાના હાથથી થયું ! અમારો તદ્દન નાશ થાય એવી બુધ્ધિ માતા જગદંબા ભવાનીને થઇ કે શું ! ખરેજ, જો એમજ થયું હશે તો તો......"

"તો, તો, શું કરો છો ? બાંધો કમ્મર ! આ શું વિચાર કરવાનો સમય છે ? કાંઇ પણ હાથ પગ હલાવશો તો કોઇ પણ આવી પુછશે. નહી તો કોઇ ઢાંકીને જોવા આવનાર પણ નથી. સમજ્યા—અદ્યાપિ પર્યંત આપ પુષ્કળ કહેતા આવ્યા કે પોત પોતામાં કલહ કરવામાં કાંઇ અર્થ નથી. કલહ કરવાથી સ્વરાજ્યનું જોર તુટી જશે. પણ આ ભલાઇ બીજા કોઇ જુવે છે ખરા કે? આજે આટલા આટલા સરદારો ચોમેર ગયા છે, તોપછી આપનેજ અહીં કેદી શામાટે રાખ્યા છે ?"

"બસ, બસ, ચુપ કર લવારી, આ વખત આવી વાતો કરવાનો નથી. આ બાતમી જો ખરી હોય તો પહેલાં અત્યારેજ જઇ તેના છુટકારા માટે ખટપટ કરવી જોઇએ. એ પહેલું કર્તવ્ય છે, સમજી ?"

"હો, હો, પણ પહેલાં તો મુળમાં પાયોજ નહી તેનું શું ? પહેલાં તો આપ અહીંથી છુટશો ત્યારે પછી તેના છુટકારાની ખટપટ કરશો ના ?"

"એટલે શું ? તું એમ કહે છે કે અમારો છુટકો માત્ર કરી લઇને, તે કેદમાં પડયા છે તેનો ફાયદો લઇ રાજ્ય કરવું !"

"છે, છે ! એવું કહે કોણ ! અરે એવું કહે તેની જીભજ ખેંચી કાઢવી. હું તો એમ કહું છું કે આપે આપના છુટકારાની તજવીજ બીલકુલ કરવી નહી, કાંઇપણ ન કરતાં સ્વસ્થ બેસી રહેવું. છે એના સરદારો. જશે—છોડવશે. આપને અહીં શું દુઃખ છે ? બેઠા રહો—મોજ માણો—છે તે ઠીક છે. મ્હારા જેવી——"

"પણ ખરેજ તું કહે છે તે બાતમી જો ખરી હોય તો અને મેં પણ નીચે હમણા એવુંજ કોઇને બોલતાં સાંભળ્યો તો મને હજુ કોઇ કહેવા કેમ નથી આવ્યું ? આશ્ચર્યની વાત—આ માઠા ખબર સાંભળ્યા ત્યારથીજ મારૂં મન અતિ ઉદ્વિગ્ન થયું છે, અને અતિશય ત્વેશ આવ્યો છે. શું કરૂં કે શું ન કરૂં એવું થઇ રહયું છે !"

"જો હાથથી કાંઇ કરવુંજ નથી તો પછી આવું મનમાં લાવવાનું ફળ શું !"

"કરવું નથી, કેમ કરવું નથી ? નથી કરવું એમ કહે છે કોણ ? આ હાથથી જો તેનો મોગલોમાંથી છુટકો ન થાય તો તે હાથ કામનો શું ? આ ખબરને એક દોઢ પ્રહર થયો અને હજુ મને કહેવા કોઇ કેમ નથી આવ્યું ? આવી સ્થિતિમાં પણ મારો વિશ્વાસ નથી ? હું તો એમજ ધારતો હતો કે દાદા સાહેબનો મારાપર વિશ્વાસ નથી, પણ ભાભી સાહેબનો તો ખાસ વિશ્વાસ. પ્રેમ વાત્સલ્ય છેજ. હજુ મને કોઇ

ખબર આપવા આવ્યો નથી, તો તેના મનમાં પણ મારા વિષે વૈષમ્ય છે કે શું ? મને નહોતું લાગતું કે આમ હશે !"

"હવે પણ લાગે છે કે નહી ! આપને ખબર આપી તેને કરવાનું શું છે ? શું તેના ખીચડીખાઉ સરદારો તેની પાસે નથી, કે આપને ખબર આપી સ્વારીની તૈયારી કરવી છે ! તેના વિચાર મનસુબા તે તરફ ચાલુજ હશે. આપે તે વિશે જરા પણ કાળજી રાખવી નહી, અને તમારી કાળજીની કોઇ દરકાર પણ જોતું નથી—સમજ્યા ?"

"તેણે ન પુછ્યું તો શું થયું ! હું પોતેજ જઇ તેને પુછીશ. મ્હારૂં તે કર્તવ્ય છે."

"હા, પુછશો તો શું થયું ? એમજ થશે કે બંધુ મોગલોના હાથમાં સપડાયા સાથેજ પોતાનો દાવ સાંધવા તમે તૈયાર થઇ શૌર્યની વાતો કહેવા આવ્યા છો. સમજ્યા, મ્હારૂ માનો અને આ બધી ખટપટ રહેવા દ્યો. જો ખરેખરૂં હીત સાંધવું હોય તો આ વખત છે. આવી સંધિ પુનઃ મળવાની નથી. લક્ષ્મી ચાંદલો કરવા આવી છે તે વધાવી લ્યો. આ વખતે આપની હમેશાની સાત્વિક વૃત્તિ તદન છોડી દ્યો. મને કોઇ કાવાબાજ કહો, કાંઇ જોઇએ તે કહો, પણ રાજ્ય હાથમાં લ્યો. સંધિ જવા દેવા જેવી નથી. ફરીથી આવો યોગ નહી આવે ! મને રાજ્ય લોભ છે તેથી આ બધું કહું છું, એવું આપને લાગતું હોય તો હું શપતપુર્વક કહું છું કે તેવો મ્હારો હેતુ નથી. જુવો, ઘોડો હાલમાં થતા અંત જુલમથી કેટલા કંટાળ્યા છે, તેની કલ્પના આપને હશેજ, તો મ્હારો હેતુ કાંઇપણ નિરાળોજ

હોવો જોઇએ એવું આપને લાગશે, નહી તો પછી હું લોભી, એ હમેશાનું ઠર્યું છે. હું લોભી, હું મત્સરી, કોઇનું પણ સારૂં મ્હારાથી દેખાતું નથી, હું મ્હારાજ મદમાં ગર્ક છું, આ બધા દોષ મ્હારે અંગે છે, અને હાલ ના, ના, કહો છો છતાં પુનઃ પુનઃ આ વાતો કાઢી, આમ કરો, તેમ કરો, એવો લવલવાટ ચલાવ્યો છે; તેથી હું બહુ બોલી, અતિ વાચાળ, બકબોલીનો ઇલકાબ પણ મને મળ્યો છે, તે સર્વ હું પદરમાં લઉં છું અને......"

હજુ વધુ બોલવા જાય છે ત્યાં એક હજુરીયો ગભરાતો ગભરાતો દોડતો દ્વાર પાસે આવીને ઉભો;—"સરકાર, હું સ્વારીને શોધતોજ આવ્યો છું! ત્યાં મહેલમાં બાઇ સાહેબ અનહદ આક્રોશ કરી રહ્યા છે. બહુજ ખરાબી થઇ છે. સરકાર, જુલમ થયો, આપ જલ્દી પધારો. મહારાજ મોગલોના કેદી થયા છે. વધુ કહેવા જીભ ઉપડતી નથી. આપ પધારો આપ ધીરજ આપશો તો બાઇ સાહેબને કાંઇ ધીરજ આવશે. મહા અનર્થ થયો છે. સરકાર..."

આ સેવકના મુખમાંથી નીકળતા શબ્દો બધા સાંભળ્યા ન સાંભળ્યા ત્યાં તે તરૂણ પોતાની ખોલીમાંથી એકદમ બ્હાર પડયો. વરસાદ પડતો હતો, પવન સુસવાટા કરતો હતો, ઇત્યાદિ તરફ જરા પણ લક્ષ ન આપતાં ઉતાવળે તે તરૂણ જ્યાં યેશુબાઇ તેનો પુત્ર શિવાજી (શાહુ) વગેરે આક્રંદ કરતા હતા તે તરફ ગયો જેની પાઠોપાઠ તે નોકર પણ ચાલતો હતો. તે સ્ત્રી માત્ર કેટલોક વખત તે ખંડમાં વિચાર કરતી ઉભી છેવટે:—" પક્કી સત્વસ્થવૃત્તિ કહે છે તે આજ! આ

અવસ્થશંન્તિનો તે ક્યારે અંત આવશે ? મારૂં સાંભળતાએ નથી. મારા જેવી સ્ત્રીના હાથથી શું થાય ?" એવા ઉદ્ગાર કાઢતી બીજી તરફ ચાલતી થઇ.

વરસાદ પૂર્ણ જોરથી પડતો હતો. તદપિ ગઢપર જ્યાં ત્યાં ગડબડ મચી રહી હતી. સંભાજી મહારાજ કેવળ વ્યસનાધિન થઇ બેહોશ થયાથી, મોગલોના હાથમાં સપડાયા, તેની સાથેના લોકોમાંથી ઘણા પોતાનો જીવ બચાવવા નાશી ગયા, ઘણા મરાયા, કેટલાક કેદ થયા એવા વિષમ સમાચાર ચોમેર પસરાયલા દેખાતા હતા, અને આવા દુર્ઘટ પ્રસંગે શું કરવું તે કોઇને સુજતું નહોતું. ગઢના પાયથ્યાથી તે છેક મથાળા સુધી એક પણ જણ પોતાની જગ્યાપર નહોતો, બધી સિબંધિના, પાગાના, પહેરાના લોકો, દસ દસ વીસ વીસના ટોળામાં ઠેકઠેકાણે એકઠા થઇ પોત પોતામાં કુજબુજ કરી રહ્યા હતા. આ જોઇ ઉતાવળે જતા આપણા આ તરૂણને પોતાને માત્ર આટલો બધો વખત આ બાતમી ન મળી તેથી આશ્ચર્ય લાગતું હતું, ને વિચારમાં ને વિચારમાં આગળ વધ્યો જતો હતો. રણવાસના જે ભાગમાં યેશૂબાઇ વગેરે રહેતાં, તે ભાગમાં એકસરખો આક્રોશ ચાલી રહયો હતો; અને આપણા આ તરૂણને જોતાંજ ત્યાં વિશેષ ગડબડ મચી રહી. તે દ્વારમાં દાખલ થાય છે ત્યાં પાછળથી તેના ખભાપર કોઇએ હાથ મુકયો, અને "કોણ છેએ ?" એવું બોલતો પાછું વળી જુવે છે તો તેના હાથમાં તે નવા આવનારે એક લખોટો આપ્યો.

# પ્રકરણ ૧૯ મું.

## શોકગ્રસ્ત સમાચાર.

એક દશા દશરથકી, બાજે ધન ઘોર નાદ;
એક દશા દશરથકી, પુત્ર શોક મનમેં.
એક દશા રઘુપતકી, ધનુષ તોડ ઠાઢે ભયે;
એક દશા રઘુપતકી, રૂદન કરત બનમેં.
એક દશા રાવનકી, જીતે સુર અસુર લોક;
એક દશા રાવનકી, કુટુંબ કટે રનમેં.
કહે પ્રેમ અરે મન, કાહેકો તું શોચ કરે;
દિનકરકી તીન દશા, હોતી એક દીનમેં.

---

કામ પરેહી જાનિએ, જો નર જૈસો હોય;
બિન બોલે, ખોટા ખરો, ગહનો લખૈહિ હોય.



ખોટા આપનારનું મુખ અંધકારમાં દેખાતું ન્હોતું, પણ તરૂણના કાનમાં તેણે જે શબ્દો ઉચ્ચાર્યા તેના અવાજ પરથી તેને તે તરૂણે ઓળખી કાઢયો. અને તેનો હાથ પકડી બોલ્યોઃ—“અંબાજી! આ શું બીના છે?”

ધીરેથી ઉત્તર મળ્યોઃ—“શું કહું સરકાર! ઘણું કહેવાનું છે. પણ આ સ્થળ નથી. એક તરફ એકાંતમાં ચાલો તો કહું. આ પળેજ ચાલો એકાંતમાં સરકાર!”

તરૂણ ક્ષણભર તટસ્થ ઉભો, પાછો વળ્યો. અનેક વિચારો

કરતો અંબાજી સાથે પોતાના ખંડમાં જવા નીકળ્યો. વરસાદનું જોર કમી થયું હતું, પણ લોકોની ગડબડ તે સમાચાર જેમ જેમ પ્રસરાતા ગયા તેમ તેમ અધિક વધતી ગઇ; તેથી આ ઉભય તરફ કોઇનું લક્ષ્ય ગયું નહી. બેઉ તે તરૂણની ઓરીમાં ગયા. ત્યાં પહોંચતાજ તે તરૂણ બોલી ઉઠયો:–"બોલ, બોલ, શું શું થયું તે બધું જેટલું બને તેટલું ત્વરાથી ટુંકમાં કહે–નહીં તો ઉભો રહે, પહેલાં આ લખોટામાં શું છે તે જોઇ લઉં."

"સરકાર, મોગલોના હાથમાં મ્હોટા સરકાર સપડાયા છે. આ લખોટો તેમણે સ્વતઃએજ આપને આપવા આપ્યો છે. મોગલોએ વિશ્વાસઘાત કરી પેલી રંડા તુળશી અને તે દુષ્ટ સ્વામદ્રોહી કલુષાની છુપી મદદથી મહારાજને પકડયા. સાથના ઘણા લોકો જીવ બચાવવા નાશી છુટયા. વીસ બાવીશ જણ સાથે પકડાયા. અરેરે ! ઘણોજ ભયંકર પ્રસંગ ! ગજબ થયો ! આવો પ્રસંગ આવશે એવું સ્પપ્ને પણ ન્હોતું. પણ પ્રસંગ આવ્યો તેમાંથી છુટવું શકય ન્હોતું અરેરે દુષ્ટ ભાન ! મહારાજાને તો ગત વાતો બદલ એટલો અનુતાપ થયો છે, કે, આમાંથી છુટે તો ખરેખર પાછલી બધી વાતો વીસારી દેશે. અમને તુળાપુર બાદશાહી છાવણીમાં લઇ ચાલ્યા–માર્ગમાં સ્વામિનિષ્ઠ વીર જોત્યાજીએ અમને છોડવવા કેટલાક લોકો સાથે હલ્લો કર્યો, પણ અમારા દુર્ભાગ્યે તે નિષ્ફળ ગયો; તે વીર મરાણો અમે આગળ વધ્યા. ક્યાંથી પણ કુમક આવી પહોંચશે એમ

દર પળે આશા લાગતી, પણ તે આશાજ રહી. મહારાજનું મન બ્હાવરૂં–ઉદ્વિગ્ન થયું છે. અહોરાત્ર થયલા વર્તનોનું તેને પરાકાષ્ટાનું અનુતાપ થાય છે. તેને નિદ્રા આવતી નથી. યતકિંચિત નિદ્રા આવે તો વચ્ચેજ આપનું નામ લઇ ધનાજીને હાંક મારી રડે છે. તેની આ અવસ્થા જોઇ પથ્થર પણ પીગળે. પણ આ દુષ્ટ ચંડાળોને તેને માટે કાંઇ પણ લાગતું નથી. ઉલટા તેઓ તેની મસ્કરી કરે છે કે 'હવે તરતજ તને મુસલમાન બનાવશું, ક્યાં છે ત્હારા સરદારો!' એવા એવા નાના પ્રકારે તેમનું અપમાન કરે છે. મહારાજ તે દુષ્ટ કલુષાપર ખુબ દાંત પીસે છે, 'ભટડા, ત્હારાથી મ્હારાપરં, આ રાજ્યપર, આ દુર્ઘટ પ્રસંગ આવ્યો; દુષ્ટ હત્યારા, તને મ્હારો છળ કરવા એ ચોરટા મોગલોએજ મોકલ્યો હશે!' વગેરે કહે છે. કાંઇપણ પશ્ચાતાપ અને ઉદ્વેગના ઉદ્ગાર નીકળ્યા વગર એક ક્ષણ સુદ્ધાં જતી નથી. છેવટે મને એકાંતમાં એક દિવસ કહ્યું—

"અંબાજી, ત્હારા શિવાય બીજો કોઇ વિશ્વાસુ મનુષ્ય મને દેખાતો નથી. તેં અમારૂં અન્ન ખાધું છે; તે પાક કર, જોઇએ તે યુક્તિ કરી, છટકી, રાયગઢ જા. હું આપું છું તે પત્ર રાજારામને આપ, અને થયલી સર્વ વાત કહેજે. હવે તમારે એજ ધણી છે મ્હોટા મહારાજે આટલા કષ્ટથી અને શૌર્યથી પેદા કરેલ રાજ્ય માટે અને આરંભેલા રણયજ્ઞ માટે ખરેજ હું યોગ્ય ન્હોતો. અરેરે મેં તે પવિત્ર ગાદીને મ્હારા અતિ દુષ્ટ નિંદ્ય કર્મોથી અપવિત્ર–ભ્રષ્ટ કરી છે. ગાદીને યોગ્ય–

યોગ્ય હો ખરેજ તે-મ્હારો વ્હાલો બાંધવ-તેજ હતો. જા, તેને કહે કે મ્હારી બધી વાત ભુલી જા. મ્હારૂં શું થશે તેનો વિચાર સુધ્ધાં મનમાં ન લાવતાં તું......"

પણ અહીં અંબાજીનો કંઠ રૂંધાઇ ગયો. એક અક્ષર પણ બ્હાર પડે નહી એવી સ્થિતિ થઇ. બે હાથથી મુખ ઢાંકી અશ્રુપાત કરવા લાગ્યો. આ હૃદયભેદક હકિકત સાંભળનારની પણ સ્થિતિ કહેનાર કરતાં પણ વધારે વિલક્ષણ થઇ. બેઉ ઘણો વખત સ્તબ્ધ થઇ નીચું જોતા બેઠા રહ્યા ઉદ્વેગનું જોર કિંચિત કમી થતાં અંબાજી બોલ્યો:-"મહારાજ, હવે સ્વસ્થ બેસવાનો વખત નથી. આ લખોટામાં શું છે તે પહેલા જુવો અને જે કાંઇ કરવું શકય હોય તે સત્વર કરો !"

તે તરૂણ-રાજારામનું ચિત્ત સ્વસ્થ થયું નહી. તે એકાદ બાળક પેઠે મોકળું મુકી રડવા લાગ્યો. અંતે લખોટો ફોડયો દીવા પાસે વાંચવા ધર્યો, પત્રના અક્ષરો આડા અવળા લખેલા હતા, પણ તે વાંચવાની ટેવ હોવાથી તરત ઉકળ્યા. પત્રમાં નીચેનો મજકુર હતો:—

"થયલી હકીકત આ લખોટો લાવી આપનાર અંબાજી પોતે અહીંથી નાશી છુટી સહીસલામત તમને મળી શકે તો કહેશે. મને ચંડાળને છોડવવાની ખટપટમાં હવે પડશો નહીં હું હવે હંમેશ માટે છુટો થયો છું. હું હાથ લાગ્યાથી મોગલો કાંઇ સ્વસ્થ બેસવાના નથી. રાયગઢપર હલ્લો કર્યા વગર રહેનાર નથી. સ્વરાજ્યની લાજ હવે તમારે હાથ છે. તે સંભાળજો. મ્હોટા મ્હારાજે હિંદુ ધર્મના ઉખ્ખા

રણુાર્થ આરંભેલ રણયજ્ઞ પૂર્ણ કરવાનું કાર્ય તમારૂં છે. થયલી વાત વિસરી જજો. હું જનમ્યોજ ન્હોતો એમ સમજજો હું શું લખું ? વ્હાલા બંધુ ! દુષ્ટ લોહીના તરસ્યા મોગલો મ્હારા શરીરના ટુકડે ટુકડા કરી નાંખશે. તોપણ વટલાઇ કુળને એબ લગાડીશ નહી. શહાજાદી માટે પણ નહી. અરે કોઇપણ લાલચ માટે પણ નહી. હું પિતાની ઉજ્વળ કીર્તિ, કુળને ડાગ લગાડીશ એવું સ્વપ્ને પણ મનમાં આણુશો નહી. મ્હારો પુત્ર હવે મ્હારો નથી પણ તમારો પુત્ર છે. મ્હારૂં છેવટ શું આવશે તે હું સારી રીતે જાણું છું. તે છેવટ થયાના ખબર આ લખોટો તમારા હાથમાં આવ્યા બાદ તરતજ કે અગાઉ તમારે કાને આવશે. મ્હારા દુષ્ટના કુવર્તનથી ત્રાસી ગયલા સર્વ સરદારો, મુત્સદ્દીઓને તાબડતોબ એકઠા કરી, મ્હારી છેવટની આ આજ્ઞા સંભળાવજો કે,—'તમે મ્હારા નોકર નથી, પણ મ્હોટા મહારાજે સ્થાપેલી ગાદીના સેવકો છો. તે ગાદી મેં નરાધમે અપવિત્ર કરી તે બદલ દેહાંત પ્રાયશ્ચિત લેવાનું કામ મ્હારા હાથમાં લઇશ." આટલું કહેજો. ભાઇ, હવે ગાદી આગળ ચલાવવી તમારા હાથમાં છે. મહારાજે આરંભેલ રણયજ્ઞની પૂર્ણાહુતી કરવાનું કામ પણ તમારા હાથમાં છે, તે પુર્ણ કરી યશ પ્રાપ્ત કરો. વધુ શું લખું ? શિવાજી તમારો બાળક છે તેને ગાદીએ બેસાડતા નહી. તમેજ ગાદી ચલાવજો."

પત્ર વાંચતાંજ વાંચનારના મનની સ્થિતિ વિલક્ષણ થઇ. રાજારામે વારંવાર તે પત્ર વાંચી જોયો. અંતે નિઃશ્વાસ નાંખતો બોલ્યોઃ—"અંબાજી, ભાઇ લખે છે 'મ્હારા છુટકારાની

ખટપટ હવે કરશો નહીં, આ દાદાસાહેબે શા હેતુથી લખ્યું છે વારૂં ? હવે પહેલી વાત તો એને છોડવવો એજ—અને એજ હું કરનાર. ગઢપર શિબંધી ઘણી નથી; અને છે તેપણ અવ્યવસ્થીત થઇ ગઇ છે. અરેરે, કેવો દુર્ઘટ પ્રસંગ આવ્યો. લોકોને કહીએ તો, હાં, હાં, કહેતાં બધા એકઠા થઇ જશે. હું હવે લોકોને એકઠાં કરી હમણા ને હમણાજ નીકળી પડું છું. દાદાસાહેબપર લોકોને જોઇએ તેટલો ગુસ્સો હોય તોપણ તે આવે પ્રસંગે કોઇ મનમાં લાવનાર નથી. ખચિત નહી ! સરદારો પણ કોઇ પાસે નથી. પોતપોતાને સ્થાને ગયા છે, પણ તેમને ખાતમી મલતાં તરત આવી પહોંચશે.''

"મહારાજ, આ વખતે શું કરવું તે કહેવાની મ્હારી યોગ્યતા નથી. પણ મહારાજ બાદશાહી છાવણીમાં જઇ પહોંચ્યા હશે. જે દિવસે તેમની તહેનાતમાં હું હતો અને આ લખોટા મને છુપી રીતે આપ્યો, અને મને સંદેશો કહયો તે દિવસનંતર બે દિવસે લાગ સાંધી હું ત્યાંથી છુપી રીતે નાશી છુટયો. મહારાજ, હું કેવી રીતે નાઠો, શું શું વિકટ વિત્યા તે બધું કહેતાં ઘણો વખત જાય તે ફુરસદે કહીશ. ટુંકમાં મ્હારી ઘણી તપાસ થઇ, અંતે કંટાળી કુચ કરી ત્રણ દીવસ ભૂખે તરસે કોતરમાં છુપાઇ કાઢયા. અને મંજલ દર મંજલ કરતો અંતે સેવામાં હાજર થયો. સરકાર, મ્હારૂં જો માનો તો મહારાજે લખ્યું છે તે પ્રમાણે અમલ કરો. આપ પાસે આજે બાદશાહી છાવણીપર તુટી પડવા જેટલી સેના નથી, અને ગઢપર જે શિબંધી છે તે લઇને આપ જાઓ તો

પછી ગઢનું રક્ષણ કેમ થશે ? મોગલો હવે આ તરફ નક્કી આવશે અને કોણ જાણે વળી સંધી સાધી ક્યાં હલ્લો કરે અને શું ઘાત કરે તેનો નીયમ નહી. ગાદી સુરક્ષિત રાખી મહારાજાને છોડવવા કેટલો વખત લાગશે ? ધનાજી, હંબિર રાવ, પેશ્વા આ બધા સરદારો એકઠા કરી તૈયારી કરી બાદશાહપર તુટી પડવા બીલકુલ વખત લાગશે નહી."

અંબાજીના બોલવા તરફ રાજારામનું લક્ષ્ય નહોતું. તેના મનમાં અનેક વિચારો ઘોળાતા હતા. આજ લગભગ દશ વર્ષ થયા જેણે પોતાને કેદ રાખ્યો, તે ભાઇનું એ વર્તન ખરેખર ભુલી ગયો હતો. મોગલોના સપાટામાંથી તેને છોડાવવો એજ આ વખતે પોતાનું મુખ્ય કર્તવ્ય અને તે કાર્ય શિવાય બધું નકામુ છે એવું તેના મનમાં પકકું ઠસ્યું. એજ વિચાર તેના મસ્તકમાં ઘુમી રહયો હતો. આ વખતે પુખ્ત વિચાર અને સલાહ મસલત આપનાર કોઇ મુત્સદ્દી કે સરદાર પાસે નથી, આ વાતથી તેને ખેદ થયો. તેણે ચાર પત્રો ટુંકામાં લખી ચાર હેર બોલાવી તેમને તાબડતોબ રવાના કર્યા. પોતે હવે એકલા બેસી કાંઇપણ નકકી વિચાર પર આવી યોજના યોજવી જોઇએ એવું ધારી અંબાજીને જવા આજ્ઞા કરી, અને વિચાર કરતો ઓલીમાં આંટા ફેરા કરવા લાગ્યો.

"મેં અમુક વિચાર કર્યો છે, તે પ્રમાણે હવે કરીશ, એવું કહેવાનો નિશ્ચય થયા શિવાય માતુશ્રી યેશુબાઇને મુખ દેખાડવામાં અર્થ શો !" આ વિચારે તેને યેશુબાઇ પાસે જતાં થોડો વખત અટકાવ્યો.

# પ્રકરણ ૨૦ મું.

---

## એકત્ર કરવું.

And bade his messengers ride forth,
East and West and South and North.
To summon his array,
East and West and South and North.
The messengers ride fast,
And tower and tower and cottage,
Have heard the trumpets blast.

( Horatius-Macaulay. )



બાજીના સમાચારથી રાજારામ ઘણોજ સંતાપ્યો. તેનું આજ પર્યંતનું આયુષ્ય કેવળ બંધીખાનામાં રહી, ભાઇ રાખે તેવા એશઆરામમાં ગયલું હોવાથી, તેમજ સવારથી સાયંકાળ પર્યંત કંઇ ન કરતાં આજ કેટલાક વર્ષો ગાળ્યાથી, તેનું સ્વતઃનું મન તદન પોતાને સ્વતઃને ઠેકાણે અવિશ્વસ્ત થયું હતું. એકાદ વાતનો એકદમ એક નિશ્ચય કરી તાબડતોબ તેનો અમલ કરવા જે સ્ફુરતી જોઇએ છે, તે, તેના અંગમાં મુળ

જો હોય તોપણ તે આજ આટલાં વર્ષ તેનો કાંઇપણ ઉપ-યોગ ન થયાથી, કાર્ય કર્તા મનુષ્યના અંગમાં જે એક પ્રકારનું નિશ્ચયપણું હોય છે, તે પોતામાં નથી એવું તેને લાગતું હતું. સંભાજીનાં કૃત્યો, હીનતા અને વ્યસન નિમગ્નતાનું વર્તન કેવળ અયોગ્ય અને તેથી રાજ્યની ધુળધાણી થાય છે, તે તે સારી રીતે જાણતો હતો. તે માટે તેને ઘણું દુઃખ થતું; પણ નહાનપણથીજ કેદમાં રહેવાથી એકદમ પોતે કાંઇપણ કરવું એવું તેના મનમાં આવતું નહોતું.

નાના પ્રકારના તર્ક વિતર્ક તેના મનમાં આવી તેને અટકાવતા. પરંતુ કાંઇપણ કરવાનો વિચાર તેના મનમાં આવ્યો નહી અને તેણે પોતાનાં વિચાર પણ કોઇને કહ્યા નહી. તેની આસપાસ બધા જાસુસોજ હતા; તેની ખાત્રી હતી કે સંભાજી પોતાપર કરડી નજર છે એવું દેખાડતો નથી, પોતાનાં એશઆરામમાં કયારે પણ ઓછપ આવવા દેતો નથી, તોપણ પોતાની દરેકે દરેક હીલચાલપર તેની બારીક નજર છે. તેણે કયારે પણ કાંઇ કરવાની યોજનાની શરૂઆત સુધ્ધાં કરી નહોતી, કયારે પણ કોઇનું મન પોતા માટે કેવું છે તે જોયું નહોતું, આથી કવચિત તે મ્હોટો કર્તૃત્વવાન નિપજનાર નથી, એવું ઘણા મુત્સદ્દીઓ અને સરદારોને લાગતું હતું; પણ તેના મનની ખરી પરિક્ષા કોઇને થઇ નહોતી. રાજારામ જાતીનો કર્તૃત્વહીન નહોતો, કેવળ કાંઇ કાળ પર્યંત તેને તેની સ્થિતિએ એવો બનાવ્યો હતો; એ તેમને જણાવાનો માર્ગ નહોતો. તેની સાથે વાતચીત કરવાની

પરવાનગી કોઇકનેજ મળતી. આથી તેના હૃદયની કલ્પના સુદ્ધાં કોઇને ન્હોતી. જેમના સહવાસથી તે સમજવાનો સંભવ, તેમનો સહવાસ નહોતો; અને જેનો સહવાસ હતો, તેને પોતાનું હૃદય ખોલી બતાવે તેટલો ગાંડો તે ન્હોતો.

રાજારામમાં ઘણા ગુણો હતા; તેથીજ તે તરૂણ થયા છતાં પણ જેટલા દિવસ કેદ ભોગવવી પડી તેટલા દિવસ મુંગે મુંગે તેણે ભોગવી. પરંતુ વખત આવતાંજ મ્હોટા મહારાજના કયા ગુણ પોતામાં ઉતર્યા છે તે જગને દેખાડયા—નિર્માલ્ય દેખાતાએ જગને આશ્ચર્ય ચકિત કર્યું—તે સ્વરાજ્યનિષ્ઠ હતો, મહત્વાકાંક્ષી નહોતો, સ્વપ્ન સુદ્ધામાં તેણે રાજ્યની કે અધિકારની ઇચ્છા સરખીએ કરી ન્હોતી. તે ટોપલીમાં રાખેલા નાગ પ્રમાણે સ્વસ્થ હતો. પરંતુ "विप्रकृतः पन्नगः फणां कुरुते" આ કવીના સ્વભાવોકતીનું સત્યપણું તેણે પ્રસંગ આવતાંજ દેખાડયું. એ શાક્ષી આજે પણ ઇતિહાસ પુરે છે.

સંભાજીના આ સમાચારથી રાજારામનાં સર્વાંગમાં આગ ઉઠી અને, પહેલા પ્રથમ તેના મનમાં આ વિચાર આવ્યો કે "આપણે કાંઇપણ કાર્ય કર્યા શિવાય એકદમ યેશૂબાઇ પાસે જઇ થયલી વાતો માટે ખેદ કરતાં બેસવા કરતાં તો કાંઇપણ એકદમ કરવું આધક શ્રેયસ્કર છે. તાબડતોબ જયાં ત્યાં કાસદો દોડાવી મુત્સદીઓ સરદારોને બોલાવી સૈન્ય જમા કરી પોતાના ભાઇને મોગલોની દાઢમાંથી છોડવવો એજ આ વખતે આપણું કર્તવ્ય કિલ્લાપરનાં લોકોને નિવેદન કરવું."

એવું તેને તત્કાળ લાગ્યું. તેને ઠેકાણે બીજો કોઇ હોત તો પોતાને સ્વાધીન રાજ્ય કારભાર લેવાનો બેત પ્રથમ કર્યો હોત. પોતાનો ભાઇ–પોતાના હક ડુબાડનાર–પોતાને કેદ રાખનાર–પોતાની માતાની હત્યા કરનાર, સ્વચ્છંદી ભાઇ આઇતોજ મોગલોનાં હાથમાં સપડાયો છે, એ વેળા સાંધી પોતે ગાદીપર બેસેજ. ભાઇના જુલમથી લોકો કંટાળ્યા છે, તેમને જો સારા અભય વચનો આશાઓ આપીએ તો તરત પોતાનું કામ પાર પડે એવું સહજજ તેને આવ્યું હોત. પરંતુ તેનું મન ઘણું બિદ્ધાત, તેને આ દુષ્ટ વિચાર જરા પણ આવ્યો નહી. પોતાનો વડીલ બંધુ મરાઠા મહારાજ્યનો માલેક તે આજે મોગલોનાં હાથમાં કેદ, તે મરાઠા કહેવડાવનારને ઘણીજ નામોશી, તે નામોશી દૂર કરવામાં ભાઇને છોડવવા માંજ ખરૂં પરાક્રમ છે, એવું તેના મનમાં આવ્યું. વખત બીલકુલ ખોવાનો નથી એવું ધારી તે પોતાનાં અવાસ બહાર ગુંચવાળુ વાળી ઉભેલા ગભરાયલા લોકો પાસે જઇ બોલ્યો:—

"ભાઇઓ, તમે જો ખરા મરાઠા હો તો, અત્યારે આજ પળે કિલ્લાપરની બધી શિબંધીનાં લોકોને પાગા પાસેના પટાંગણમાં બોલાવો. મહારાજને ચંડાળ મોગલોએ કેદ કર્યા છે, તેને છોડવવા કોણ જશે! માત્ર સમાચાર સાંભળ્યા સાથેજ ગભરાઇ ગયલા વાંદરાના ટોળાં પેઠે જ્યાં ત્યાં ઘુરકા ઘુરકી કરતા ન્હાના. ન્હાના ટોળાંમાં એકઠા થઇ લોકો બેઠા છે તેનો અર્થ શું? તમારા અન્નદાતા, તમારા પિતાને મોગ-

ગોએ પકડયો તેનું તમને કાંઇપણ લાગતું નથી? જાઓ–જલદી બધા લોકોને એકઠા કરો. હું ત્યાં આવું છું; અને શું કરવું તે કહું છું."

આ શબ્દો તે એવા આવેશથી બોલ્યો કે સાંભળનારાઓ ચકિત થઇ ગયા. ચકિત થયા એટલુંજ નહી પણ ઉભા રહેવા કે પ્રશ્ન કરવા એકેની છાતી ચાલી નહી. એક તો પ્રસંગ ઘણો વીલક્ષણ, તેમાં પણ રાજારામે કોઇપણ વખત ન દેખાડેલો આવેશ એકદમ દેખાડયો. તેમને એકઠા થવાનું કહી રાજારામે તરતજ પોતાની તેનાતનાં પરભુ (કારકુન) ને બોલાવ્યા, અને તરતજ મજકુર કહી નીરનીરાળા સરદારો, સુબેદારો, મુત્સદીઓ, કિલ્લેદારોને પત્રો લખ્યા. પ્રસંગ પડતાંજ મનુષ્યને ચતુરાઇનું અને ધૈર્યનું બોલવું લખવું સુઝે છે એ અત્યારે સત્ય લાગ્યુ. રાજારામે પત્રો લખ્યા તે ખરેખર પ્રત્યેક હૃદયમાં સ્ફુરણ લાવી તેને માટે પુજ્ય બુદ્ધિ લાવે એવા હતા. લખોટા તૈયાર કરવાનું કહી લોકો શું કરે છે તે જોવા નીકળી ગયો. કિલ્લાપર શિબંધી થોડી હતી. તે તથા કાસદો આસપાસના સરદારો વગેરે પાસે જઇ, જે જે ટુકડીઓ તૈયાર થાય તે લઇ પોતે સ્વતઃ સૈન્યમાં મુખ્ય ભાગ લઇ સંભાજીને છોડાવી લાવવાની મુખ્ય મહત્વાકાંક્ષા તેના મનમાં ઉભરાઇ જતી હતી. પાગાનાં પટાંગણમાં ઝપાટાભેર લોકો એકઠા થવા માંડયા હતા, અને થોડા વખતમાં તો શિબંધીના લોકો અને ઇતર વર્ગના લોકોની ભીડ જામી–મસાલો પેટાઇ હતી. રાજારામ એકદમ ત્યાં ગયો, અને ઉંચી જગ્યાપરથી મોટે અવાજે ન્હાના ન્હાના વાકયો તેણે ઉચાર્યાઃ—

"સીપાઇઓ, ભાઇઓ, તમારાપર, રાજ્યપર, અમારાપર, આજે મ્હોટો પ્રસંગ આવ્યો છે. ચોરટા મોગલો દગો કરી આપણા મહારાજ–શિરછત્રને પકડી ગયા છે. મરાઠા નામને આ મ્હોટું કલંક લાગ્યું છે. જે ખરા મરાઠા હશે તે અમારી સાથે મહારાજને છોડાવવા નીકળશે. એટલુંજ નહી પણ જેને તલવાર પકડતાં આવડતી હોય તેવાઓને પણ પોતા સાથે લાવશે. આજથી બરાબર ચોથે દિવસે નીકળવું છે. માર્ગમાં કયાં એકઠા થવું તે બધાને લખ્યું છે. હવે ખેદ સંતાપ તજો, તૈયાર થાઓ, મ્હારા બહાદુરો, તમારો અન્નદાતા, તમારો પિતા, મહારાષ્ટ્રનો સૂર્ય આજે કેદ છે, તેને જીવ આપીને પણ તમે છોકરાઓએ છોડવવો જોઇએ."

અધિક બોલવાની જરૂર ન્હોતી. તેના તે જોરના પણ ગદગદિત કંઠથી ઉચ્ચારેલા શબ્દો પ્રત્યેકના હૃદયમાં ઘુસ્યા, પ્રત્યેકના હૃદય ચીરાયા. જેના તેના મુખમાંથી આવેશના, પુજ્ય બુદ્ધિના, આશ્ચર્યના ઉદ્‌ગાર નીકળવા લાગ્યા. રાજારામ મહારાજ આટલું બોલી ત્યાંથી ચાલતા થયા. તે રાત્રિના ચોપાસ લખોટા સાથે કાસદો છુટયા. આજુબાજુના ગામડાના લોકો પોતે સજ થઇ રાયગઢપર આવી આવી પોતાની વર્દી નોંધાવવા લાગ્યા. અહીં તરત રાજારામ યેશૂબાઇ પાસે ગયો, તેનું સાંત્વન કરી પોતે શું કર્યું છે તે કહ્યું. રાત્રિના આ સમાચાર પોતાના કાને આવ્યા પછી તેણે રાજારામની કેટલી વખત ભેટ લેવા ઇચ્છા જણાવી પણ રાજારામ આવ્યો નહીં. એક વખતે આવ્યો પણ દરવાજા પાસેથીજ પાછો વળ્યો, ત્યારે તેનું મન સંશયિત થયું

પછી રાજારામ પટાંગણુમાં સર્વેને એકઠા કરે છે, અને કાંઈ કહેવાનો છે એટલુંજ નહીં પણ તેણે પોતાના કારકુનો પાસેથી ઘણા પત્રો લખાવી ચોમેર કાસદો પાઠવ્યા છે એ કાનપર આવતા તેના સંશયમાં વૃધ્ધિ થઇ. પરંતુ રાજારામે લોકોને શું કહ્યું, કેવા પ્રકારના પત્રો પાઠવ્યા છે, તે કાને આવતાં તેના મનપરનું સંશય પટલ એકદમ દૂર થઇ તેવો સંશય આવ્યો તે બદલ તેના મનને ખરાબ લાગવા માંડયું. રાજારામ મળતાંજ તેણે શું કર્યું, કોને કોને કેવા પ્રકારના પત્રો મોકલ્યા વગેરે યેશૂબાઇને કહયું. તેને રાજારામ બદલ ધન્યતાજ લાગી. તે પણ વીર પત્નિજ હતી. કેવળ શોક કરતી બેસનારી નહોતી. આ દિયર ભોજાઇનું પ્રથમથીજ સારૂં હતું, તેમાં અત્યારના રાજારામના અત્યુદાર આચરણથી તેને ઘણું કૌતુક લાગ્યું, અને તે ઉભય એકમતે ચાલવા લાગ્યા.

રાજારામની તે વખતની ચાલાકી, ધિટાઇ અને નિશ્ચિતપણું જોઇ જેને આશ્ચર્ય લાગ્યું પણ સારૂં લાગ્યું નહીં એવી પણ એક વ્યક્તિ તેજ વખતે રાયગઢમાં હતી. તેણે દેખાડેલ નિરપેક્ષપણું, ભાતૃ વાત્સલ્ય, આ વ્યક્તિને બીલકુલ ગમ્યા નહીં તેને તો આ સંધા સાંધી રાજ્યના માલેક થેઇ બેસવાની ખટપટ છોડી, પોતાને અન્યાયથી જન્મભર નજર કેદ રાખનાર માતૃ હત્યારા દુષ્ટ ભાઇને છોડાવી લાવવાનું ગાંડાપણું આરંભ્યું છે .એવું મનમાં લાવી અંદરની અંદર તે વ્યક્તિ બળી રહી હતી. પરંતુ તે વ્યક્તિની ઓળખ અત્યારે કરવાનું કારણ નથી.

રાજારામના કાસદો જ્યાં ત્યાં ગયા સાથેજ અને તેમણે

પહોંચાડેલી બાતમી તથા આમંત્રણોથી મરાઠા રાજ્યમાં જ્યાં ત્યાં ગડબડાટ મચી રહી. લોકો પોતપોતાના હથીયારો ઘોડાઓ તૈયાર કરી ઉતાવળે રાયગઢ તરફ કિંવા લપોટામાં જે ઠેકાણે એકત્ર થવાનું લખ્યું હતું ત્યાં જવા નીકળ્યા. પ્રત્યેક મરાઠાના હૃદય હળમળી ગયા હતા, તેમના બાહુ સ્ફુર્યા હતા, અને રાજારામ મહારાજની આજ્ઞાનુસાર વર્તવા તત્પર થઇ રહયા હતા.



# પ્રકરણુ ૨૧ મું.

## નીકળ્યા.

"With beating heart to the task he went" (Scotl)

નિશી, બાસર, પ્રેમકે પંથ ચલે, હૃદયે હરિનામ બીસારે નહીં,
ઘટિ, વૃધ્ધિય, દેખકે એક ધરી, ધરતા દિલપે કછુ ધારે નહી;
બિધિકો બિશ્વાસ, ઓંકાર કહે, અપનો બલ બુધ્ધિ બિસારે નહી.
વહિ મોનસકી કીંમત હે, જો સમેપે હિંમત હારે નહી.

(બક્ષીરામ)

Strike up the drums, and let the toung of war
Plead for our interest.



જ લગભગ દશ વર્ષ થયા રાજારામ રાયગઢમાં નજર કેદ હતો. તે જેમ જેમ મ્હોટો થતો ગયો તેમ તેમ સંભાજીને તેની બ્હીક લાગવા માંડી હતી; શિવાય પોતાના અનાચારથી સરદારો વગેરેના મનમાં પોતા માટે અણુમાત્ર પ્રીતિ નથી તે પણુ તે જાણુતો હતો; અને એમાં કોઇ મહત્વકાંક્ષી રાજારામને મળી તેને પોતા વિરૂધ્ધ ઉઠાડે એ વિચારથી હમેશા તેનું મન સંશયથી ભરાયલું રહેતું. જેમ જેમ વર્ષો વીતતા ગયા તેમ તેમ સંશય વધતો ગયો, અને જાપ્તો પણુ વધતો ગયો. તથાપિ રાજારામને ખુદને કોઇ પણુ તરેહનો ત્રાસ આપ્યો ન્હોતો: તેના એશઆરામમાં કાંઇ પણુ કમીપણું આવવા દીધું ન્હોતું. આ એકંદર પ્રકાર હોવાથી રાજા-

રામને રાજ પ્રકરણની કાંઇપણ ખબર ન્હોતી. કોને કોને પત્ર મોકલવા કોને કેમ બોલાવવો, કયા સરદારો કયાં છે વગેરે તેને ખબર ન્હોતી. પણ તેણે અત્યારે ઘણો ઉત્સાહ દેખાડયો. પાસેના લોકોને તો તેનું નિરપેક્ષપણું જોઇ તેને વિષે ઘણો આદર થયો. આ સ્થિતિમાં પ્રત્યેકને એમ લાગ્યું હતું કે રાજારામ પોતાની સત્તા બેસાડવા આગળ પડશે. આઇતું રાજ્ય ચાલી ચલાવી આવ્યા પ્રમાણે થયું છે, તે હાથમાં લઇ ભાઇ દૂર થયો છે તેને તેમજ રહેવા દેવો, એમ ન કરતાં તે આગળ થઇ તેના છુટકારા માટે સૈન્ય જમા કરવા પ્રયત્ન કરે છે એ તેના મનનો કેટલો બધો ઉદ્દાત્ત ગુણ! જેને છોડવવા ઇચ્છે છે તે ભાઇ કેવો, કે જેણે માતાને ભિંતમાં ચણી મારી નાખી પોતાને આજ પર્યંત કેદ રાખ્યો! જેના તેના મુખમાંથી "સાબાસ! સાબાસ!" એવો ધ્વની નીકળવા લાગ્યો. જે સંભાજીના પક્ષના હતા તેઓએ પણ આશ્ચર્યથી મ્હોડામાં આંગળાં નાંખ્યા. અને જેને જેને લખોટા મળ્યા તે તે એકદમ સજ થઇ ઉદ્યોગે લાગ્યા.

સંભાજી ગાદીપર બેઠો ત્યારથી આરંભમાંજ ધામધુમ કરી મરાઠા વીરોના શૌર્ય અને ધૈર્યને કામગીરી આપી હોય તેટલીજ; પછી તો સારા સારા વીરો અને મુત્સદીઓ પોતપોતાને ઘરે બેસી બીજા કોઇની સેવામાં પોતાના વીરત્વ અને મંત્રિપણાને ઉપયોગમાં લાવવાની ખટપટમાં હતા. જે અસ્સલ હતા, અને જેને પોતાનાં પેટની પંચાત ન્હોતી તે

પોતાનાં ઇનામો અગર જાગીરોમાં સ્વસ્થ પડી રહ્યા હતા. તેમના અંતરાત્માં માત્ર દ્રવતા કે મ્હોટા મહારાજે રાજ્યનો કેટલો વીસ્તાર કર્યો, કેવો પાયો નાંખ્યો, કેવો રણયજ્ઞ આરંભ્યો, અને તેનો આ તેના ચિરંજીવે કેવો ધાણ કાઢવા માંડયો છે! એવો પસ્તાવો કરતા સ્વસ્થ બેઠેલા લોકોમાં આજ આ આમંત્રણના લખોટાઓ કેટલા વીલક્ષણ લાગ્યા! આજ કેટલા વર્ષ થયા શિકાર શિવાય ઘોડા તેમજ હથીયારોને કામ ન્હોતું; તે સરદારોના બાહુ આજે એકદમ સ્ફુર્યા.

પત્રો પહોંચતાં ન પહોચતાં વૃધ્ધો તરૂણો તૈયાર થઇ નીકળી પડયા. રાયગઢથી પણ લોકો નીકળ્યા. જેના તેનઃ મનમાં એમજ હતું કે આપણે માત્ર સંભાજી મહારાજને છોડવવા જતા નથી, પણ તે દુષ્ટ મોગલોના પંજામાંથી સ્વરાજ્ય છોડવવા જઇએ છીયે. આ વખતની આ લોકોની વીરશ્રી સ્વરાજ્ય સંબંધી તથા હવે રાજારામ સંબંધી મનમાં ઉત્પન્ન થયેલ અભીમાન કેવળ અવર્ણનીય હતા. જેને તેને એમજ લાગતું કે આજ કેટલા વર્ષ થયા આપણે જે કર્યું નથી તે હવે કરીશું. મ્હોટા મ્હારાજના સમયમાં કરેલા પરાક્રમો વગેરે સંભારી, આજ કાંઇપણ કરતા નથી એવું જાણી હંમેશ શોકમાં પડેલા સર્વેને મોગલો સાથે ટક્કર લેવાનો પ્રસંગ કયારે આવે એવું થઇ રહ્યું હતું. આવી સ્થિતિમાં તે પ્રસંગ અને તે પણ આવા કારણથી આવ્યો એવું જોવા સાથે તેમના આનંદનું પુછવું શું? જેની તેની લડાઇમાં જવાની ઉત્સુકતા વિશેષ દેખાવા માંડી. કીલ્લામાં સ્ત્રી બાલક વર્ગના સંરક્ષણાર્થ

જોઇએ તેટલી શિખંધી જુલમથીજ સમજાવીનેજ રાજારામે રાખી. કિલ્લાપરથી તેઓ ઉતર્યાં અને પાયથ્થાપર નીચે ઓછામાં ઓછા ચારપાંચ હજાર લોકોનો જયઘોષ સંભળાયો. ત્યારે યેશુ-બાઇને કેટલી બધી ધીરજ આવી હશે? તેને લોકોનો ઉત્સાહ જોઇ પોતાનો સ્વામિ જરૂર હવે છુટી પોતાને મળશે એવું લાગ્યું-આશા ઉત્પન્ન થઇ-તેનો પુત્ર અદ્યાપિ માત્ર ૭ વર્ષની વયનો બાળક હતો. તથાપિ ત્રણ ત્રણ વખત હું કાકા સાહેબ સાથે દાદાને છોડાવવા લડાઇમાં જઇશ એવી હઠ ધરી; પોતાના નાજુક જામાનિમા પહેરતો પોતાના ન્હાનકડા હથીયારો લઇ મ્હેલ બહાર દોડી જતો. યેશુબાઇ ઘણી મહેનતે તેને રોકતી, અને રાજારામ પણ તેને બીજી વખત જરૂર લડાઇમાં લઇ જશું વગેરે સમજાવતો; અને હવે પવિત્ર સાધ્વી યેશુબાઇની રજા લઇ રાજારામ સૈન્ય સાથે તુળાપુર જવા નીકળ્યો.

એક વખત બે પ્રહર જમવા ખાવા માટે મુકામ કરતા એક.સરખી કુચ કરે જવી એવું જેતું તેતું કહેવું હતું. તે ઉત્સાહ જોઇ રાજારામને કેટલો આનંદ થયો હશે. જે જે ગામમાંથી, પાસેથી જતા, ત્યાં ત્યાંના આસપાસના લોકો તેમનામાં પુર ઉત્સાહથી ભળવા લાગ્યા. આથી તેનો ઉત્સાહ વધ્યો. તેને લાગવા માંડયું કે ઇશ્વર જરૂર ફતેહ આપશે. સંભાજી મહારાજને છોડાવી લાવ્યો, એટલે તે પૂર્વક્રમ બદલી મ્હોટા મહારાજના નામને છાજે એવું ખાત્રીથી આયુષ્યક્રમ ચલાવશે વગેરે આશાના ઉદગાર તેના મુખમાંથી વારંવાર નીકળતા. પરંતુ આ સર્વ કેવળ રેતીપર બાંધેલા મહેલની

પેઠે ઢસળી જનાર હતું; અને છેવટે ભળતુંજ પરિણામ આવનાર હતું, એવું તેને જરા પણ લાગતું નહોતું, પરંતુ અહીં તો ઇશ્વરે જુદોજ ઘાટ ઘડયો હતો, અને આના પારણામે દેખાડયું કે મનુષ્ય પ્રયત્ન ઇશ્વરકૃપા વગર સિધ્ધિએ પામતું નથી. કોટી ઉપાય કરી મરો પણ ઇશ્વરે નિમાણ કર્યું હોય તેજ થાય છે. ભાવિ કોઇથી મિથ્યા થતું નથી. અસ્તુ.

માણસ ધારે હું કરૂં પણ કરતળ બીજા કોય,
આદર્યું અધવચ રહે અને હરી કરે સો હોય.

* * * * * *

તુળાપુર તરફના માર્ગપર બે કિંવા અઢી દિવસની વાટ જોરથી, ઉત્સાહથી ચાલી ગયા પછી એક ગામને સીમાડે રાજારામનો મુકામ થયો. બે પ્રહર વખતે છાવણી પડી હતી. લોકો ખાઇ પી આશાએશ લેતા હતા. રાજારામના પ્રચંડ ભવ્ય તંબુની ચોપાસ તંબુઓ રાહુટીઓ ડેરાઓનો ઘેરો હતો, તડકો પડતો ન્હોતો પણ ઉકળાટ ઘણો હતો. આકાશ વાદળાઓથી વ્યાપ્ત હતું, પવન હવે જોરથી ફુંકવા લાગ્યો અને વરસાદ પડવાના દરેક ચિન્હ દેખાતા હતા. લોકો અઢી દિવસ સુધી એક સરખું ચાલેલા હોવાથી તેમને વિશ્રાંતીની જરૂર હતી. રાજારામના મનમાં તો ઘણીજ ઉતાવળ થઇ રહી હતી. જ્યાં બધા એકઠા મળવાનો સંકેત હતો, તે ઠેકાણે પહોંચવા હજી બીજા દોઢ દીવસનો પંથ કાપવાનો હતો. ત્યાં એકઠા થઇ પછી ઔરંગઝેબની છાવણીપર કેવી રીતે

હલ્લો કરવો વગેરે ઠરાવવાનું હતું. આ વખતે તેની મહત્વાકાંક્ષા ઔરંગઝેબપર વેર લેવાની હતી. તુળાપુરમાં જ્યાં બાદશાહી છાવણીનું તળ હતું, તેની પુર્ણ માહીતી મેળવવા ત્રણ ચાર ચાલાક જાસુસને તેણે પાઠવ્યા હતા. હજુ ધનાજી જાદવ વગેરે મ્હોટા સરદારો આવ્યા ન્હોતા. પોતે તુળાપુર પહોંચે તે પહેલાં તેઓ આવી પહોંચશે કે નહી તેની તેને શંકા હતી. તે કુશળ સરદારો આવી પહોંચે તો સારૂં, પણ જો તેઓ ન આવી પહોંચે તો તેમને માટે ખોટી ન થતાં, એકદમ ત્યાં જવું, અને પોતાનો નિશ્ચય પાર પાડવા જે જે સામગ્રી તેને જરૂર લાગી તે સિધ્ધ કરવા તજવીજ ચલાવી. આ તેનું પહેલવહેલું કૃત્ય હતું તેથી તેને જે જે કાંઇ ઉત્કૃષ્ટ લાગે તે તે સાધવાનો પ્રયત્ન કરવોજ, પરાજય એવો શબ્દ પણ કાને અથડાવો ન જોઇએ. આજ પર્યંત તેણે લડાઇ કરી ન્હોતી, જોઇ ન્હોતી, માત્ર બીજાને મ્હોડે સાંભળેલી વાતો પરથી પોતાને જે યોગ્ય લાગે તે પર જોર આપી એકસરખી વ્યવસ્થા મનમાંજ કરતો હતો. હજુ કોઇપણ પુખ્ત વિચારનો સરદાર આવી પહોંચ્યો ન્હોતો. તેથી સર્વ વ્યવસ્થા પોતેજ કરવી એવી ઉત્કટ ઉચ્છા થઇ રહી હતી. પોતે પ્રથમથી મોકલેલ જાસુસો હવે એક બે મુકામમાં પાછા આવી મળવા જોઇએ એવું તેને લાગ્યું હતું.

અત્યારે અનેક વિચારોમાં ગુંથાયેલ રાજારામ પોતાના તંબુમાં બેઠો હતો. ત્યાં બ્હાર તેના ત્રણ ચાર જાસુસ માંહેલો એક કે શું, સંકેતના શબ્દો પહોરાપર ઉચ્ચારતો નિશાણીના સાદ બરાબર આપતો, મહારાજના તંબુ પાસે આવ્યો અંદર

વરદી પહોંચી. સ્વારી તો એવા માણુસની રાહ જોતી હતી, એકદમ દાખલ કરવા હુકમ થયો. લાગલોજ તે નવીન ગૃહસ્થ અંદર આવ્યો. મુજરો કર્યો. પરંતુ તેનાપર રાજારામે નજર કરતાંજ જોયું કે પોતે મોકલાવેલ પૈકી તે ન્હોતો, તેથી કિંચીત ખમચી એકદમ બોલી ઉઠ્યાઃ–" કોણ, તું કોણ છે રે! આટલા પહોરા વટાવી અહીં સુધી કેવી રીતે આવ્યો? તને કોઇએ રોકયો નહી?"

" સરકાર, હા, અટકાવ્યો! પણ હજુર હું સંકેતના શબ્દો અને નિશાણીના સાદાનો બરાબર ઉત્તર આપતો આવ્યો છું. હું સરકારની ઓળખનો નથી તેથી મ્હારાપર સંશય લાવશો નહી. જો હજુરની આપના વડીલ બંધુને છોડવવાની ખરેખરી ઇચ્છા હોય, તો મ્હારૂં સાંભળશો, નહી તો સરકારના હાથથી મ્હોટા હજુરનો છુટકો થવો શકય નથી. મ્હારા બદલ જરાપણ શંકા રાખશો નહી. હું કેવળ સારી બુધ્ધિથી આવ્યો છું. આપની ખરેખરી ઇચ્છા હોય તો હું કહું તે પ્રમાણે કરો; વિના કારણુ વખત જવા દો નહી. એક ક્ષણુ પણુ વિલંબ કરવાનો નથી. જો સંભાજી મહારાજનો ખરેખરો છુટકો કરવોજ હોય તો–તે માટે આપે જે પ્રચંડ ખટપટ ચલાવી છે તેનો કાંઇપણુ ઉપયોગ નથી. આ કામ સાધવું હોય તો તદન નાજુકપણાથી સાધવું જોઇએ. તે સાધવા હું આવ્યો છું. તો હું કહું તેમ અક્ષરસહઃ આપ કરો તોજ સધાશે."

રાજારામ તેના સામું એક સરખું જોઇ રહયો. પહેલાં

તેના મનમાં તેને માટે સંશય આવ્યો, પણ તેના આ શબ્દોથી સંશય ઓછો થતો ગયો, અને તેનું કહેવું શું છે તે જાણુવાના હેતુથી બોલ્યો, "પહેલાં તો તું કોણ છે તે કહે? બીજું તને આટલી બધી માહીતી કયાંથી મળી અને આટલો બધો ઉત્સાહથી કેમ આવ્યો તે મ્હારે જાણવું જોઇએ. જો મ્હારી ખાત્રી થાય તો પછી ત્હારૂં કહેવું સાંભળીશ."

આ સાંભળી તે કિંચિત હસ્યો અને બોલ્યોઃ—"મહારાજ, માત્ર નામ કહેથી તમને શું સમજાવાનું છે? હું કયાંથી આવ્યો, મને કોણે મોકલ્યો તે પહેલાં કહું, હાથ દેખાડી અવલક્ષણ શામાટે કરી લઉં? મ્હારૂં બધું સાંભળી લઇ, તે સયુકિત છે એવું લાગે અને તે પ્રમાણે કરવા કબુલ કરો તો પછી મ્હારી ખાત્રી કરી આપવાની ભાંજગઢમાં પડીશ. હું નામ, ગામ, કયાંથી આવ્યો, કોણે મોકલ્યો, એ આપને જણાવું અને આપ "ના" કહો તો પછી?"

"નામ, ગામ જણાયા વગર સલાહ સાંભળવી જરા ચમત્કારીક નથી કે?"

"ચમત્કારીક પ્રસંગમાંથી છુટવા ચમત્કારીક માણસની ચમત્કારક સલાહજ ઉપયોગની છે. આપના બંધુપરનો પ્રસંગ આપને સાદોજ લાગે છે કે?"

"નહી, પણ કોઇપણ કાંઇ આવીને કહે તે માનવું કે?"

"સયુકિતક લાગે, યશ આપશે એવી ખાત્રી લાગે તો સાંભળવું."

"ઠીક, કહે. પણ ટુંકમાંજ કહેજે. કેમકે થોડા વખતમાં અમારો મુકામ ઉપડવાનો છે."

"મ્હારૂં કહેવું એટલુંજ કે સરકાર, આ બધાને પાછા ફેરવો, નહી તો અહીંજ પડવા દો. માત્ર ચુંટેલા પચાસેક માણુસો સાથે રાખો. હું આપને પરબારા મહારાજ સોંપાવી આપીશ. આ મ્હોટી ફોજથી કાંઇ સરવાનું નથી. માત્ર મહારાજપરનું સંકટ કાલ આવવાનું હશે તે આજ આવશે એટલું થશે."

"ચુંટેલા ફક્ત પચાસ માણુસો લઇ ત્હારી સાથે આવ્યે! વાહ વાહ! મને પણ કેદ કરવો છે કે શું?" રાજારામ તે માણુસ સામે આશ્ચર્યચકિત ફાટેલા નેત્રે જોતો બોલ્યો.



# પ્રકરણ ૨૨ મું.

## સંભાજીને છોડવવાનો પ્રયત્ન.

"What would I do my lord if I were you !"
"What wouldst thou do ?"

Come on, Resolve and lead the van
Thou stalk of carlehemp in man.




જારામ પાસે આવેલા નવીન પુરૂષનો પોશાક કેવળ મરાઠા શાઇ ન્હોતો. તેમાં મુસલમાની પોશાકનું પણ મીશ્રણ હતું. અંગમાં પેલદાર તંગ અંગરખો હતો, માથે એક પટકો બાંધેલો. અને તેનો એક તુરો ઉપર તથા છેડો ખાંધા પર છુટો છોડેલો હતો. ચ્હેરાપર એક પ્રકારનું પાણી દેખાતું હતું. રાજારામને તેના ખરાપણાની શંકા આવી, અને રાજારામ સાશંકમુદ્રાથી પોતા તરફ જુવે છે એવું લાગતાં તે કિંચીત સ્મિત કરતો બોલ્યો " સરકાર, આપના મનમાં શંકા આવી છે પણ તે બીલકુલ રાખશો નહી. હું આપને ઓળખાણ આપી શકતો નથી એમ નથી પણ હાલ આપવા માગતો નથી. મ્હારા કહેવા પ્રમાણે કરવાથી આપના બાલને સુધ્ધાં ધક્કો લાગશે નહી. એ પકકું સમજશો."

ત્યાં રાજારામ બોલી ઉઠયોઃ-" તમે તમારાપર ભરોસો

રાખવા કહો છો, પણ તમેજ વિચાર કરો કે આવા વિકટ પ્રસંગે ઓળખ વગરના માણસપર એકદમ ભરોસો કેમ રખાય ? કયારે પણ નહી ? તમારા કહેવામાં કાંઇપણ દગો નહી હોય એમ કેમ સમજાય ! જે પ્રમાણે દગાથી દાદાને કેદ કર્યા તેમ અમને પણ ફોસલાવી કેદમાં નાંખવાનો પ્રકાર તમારા મનમાં કેમ ન હોય ? હઠીલો ઝેરીલો બાદશાહ, અમને કેદ કરવાની જપમાળા ફેરવતો બેઠો છે. ...મ્હોટા મહારાજે ગાદી સ્થાપી, રણયજ્ઞ આરંભ્યો તે તેનાથી કેમ સહન થાય ? તેનો બધો દાવ અમારો સદંતર નાશ કરવાનો છે. તે પોતાનો દાવ સાધવા જોઇએ તેવી લબાડી, કપટ, કાવાદાવા કરવામાં કાંઇપણ બાકી રાખે ખરો ? તમેજ કાં ન તેના તરફથી દાવ સાધવા આવ્યા હો ?''

તે ગૃહસ્થ પુનઃ કીંચિત સ્મિત કરતો બોલ્યો ''આપની શંકા બરાબર છે. પણ તેનો ઉપયોગ શું ? હું સ્પષ્ટ કહું છું કે આપે કરેલી યોજના કેવળ વ્યર્થ છે. આ આપની ફોજ સમુદ્રનાં બિંદુ સમાન છે, બાદશાહની તુલાપુરમાં પડેલી છાવણી કેટલી મોટી છે. તે માત્ર આપની ફોજપર તુટી પડે તો એકદમ તેના ભારથીજ આપની ફોજ કચડાઇ ભચડાઇ જશે. તમે આવો છો એ સાંભળતાંજ તેનું મહાસાગર જેવું વિશાળ સૈન્ય તમારૂં પારિપત્ય કરવા નીકળશે અને વળી આજે સંભાજી મહારાજ તેના હાથમાં છે, તમારી આ તઇયારી જોઇ છેડાઇ બાદશાહ મહારાજના જીવનું જોઇએ તે કરશે. આપની આ સ્વારીનું ફળ શું ? કાંઇપણ થશે કે ? તેજ ફળ

હું કહું છું તેમ માત્ર પચાસ ચુંટેલા માણુસો લઇ ચાલો તો તમને ઓચિંતા જ્યાં સંભાજી મહારાજ કેદ છે ત્યાં લઇ જઇ પહોંચાડું, ત્યાં ગયા કે તેટલી જગ્યાપરના પહેરેગીરો સિપાઇઓની કતલ કરી સહજ મહારાજનો છુટકો કરી શકશો. મ્હોટા મહારાજ દિલ્હી કેદ હતા ત્યારે કેવી શીફતથી છુટી આવ્યા, તેમણે કાંઇ દક્ષિણથી ફોજ મંગાવી હતી ? કાંઇ વીચાર કરો, સરકાર, બાદશાહી કેદમાંથી છુટવા યુકિત એ કરવી જોઇએ. આ સેવકપર વીશ્વાસ રાખો અને સત્વર મ્હારી સાથે ચુંટેલા પચાસ સ્વારો સહીત ચાલો. આપના સૈન્યના સમાચારથી સંભાજી મહારાજના જીવને માત્ર અપાય થશે. હાલજ તેના વર્તનથી બાદશાહ અને તેના ઉમરાવો ચીઢાયા છે, પણ જ્યાં સુધી ત્યાંના, કેટલાકો બાદશાહને તેને મારો નહી એવું કહેનારા છે ત્યાં સુધી તેને ત્યાંથી નસાડી લાવી શકીશું. હજુ મોડું થયું નથી. આ માટે હું વારંવાર વિનંતી કરૂં છું. જેણે મને મોકલ્યો છે, તેનું વજન બાદશાહ પાસે જેટલું છે તેટલું બીજા કોઇનું નથી, તેની પુરતી મદદ આપને છે એટલે સોળ આનામાં પંદર આના કામ થયુંજ સમજવું, આ પછી જેવી હજુરની મરજી.”

રાજારામે બધું સાંભળી લીધું. તેને તે એક દ્રષ્ટીએ ઘણું સંયુક્તિક લાગ્યું. પોતે લડાઇ કરવા આવે છે એવું સાંભળતાં ખચીત બાદશાહ સંભાજીના પ્રાણ હરશે, એવું તેને પણ હવે લાગવા માંડયું. તેમજ સંભાજી જે કયારે પણ નમ્યું આપે નહી, તેમ આવા આપત્કાળમાં સુધ્ધાં નમવાનો

નથી, અને ઉધ્ધતાઇથી વર્તતો હશેજ. તેમાં પોતે સૈન્ય લઇ તેને બળજોરીથી છોડવવા આવે છે એવું જણાતાં બાદશાહ કેવો અનર્થ ગુજારશે! તે પણ તેને હવે લાગ્યું. કોઇ પણ યુક્તિથી તેને છોડવવો જોઇએ, અને યુક્તિ તો આ નવા પરકીય પુરૂષે સુચવી હતી તે પ્રમાણે ગુપચુપ તુલાપુર બાદશાહી છાવણીમાં ઘુસી સંભાજીને છોડવવા, પણ તે કેમ થાય? તેને સ્વતઃને તો યુક્તિ સુજી ન્હોતી, અને આ નવા અજાણ્યા ગ્રહસ્થે તે સુઝાડી, પોતે મદદ કરી ફતેહ કરી આપું છું એવું આશ્વાસન આપે છે, પણ તેનો વિશ્વાસ કેમ થાય! તેમજ અત્યારે યોગ્ય સલાહ આપે એવો એક પણ મુત્સદી કે સરદાર પણ પાસે ન્હોતો. તે વિચારમાં ગુંચવાવા લાગ્યો, અને અંતે બોલ્યોઃ—

"તમે કહ્યું તેનો વિચાર કરી રહ્યો છું, પણ કાંઇ સુજતું નથી. મ્હારૂં મન તમારા બોલને અનુકુળ થાય છે. પણ લાગણીજ પ્રતિકુળ બને છે. મને વારંવાર એમજ થાય છે કે તમે કોણ, તમારૂં નામ, ગામ શું, અને તમે પોતે આ યુક્તિઓ કહેવા આવ્યા તે શા હેતુથી, તથા તમને બાદશાહી છાવણીમાં સહાય કરનાર કોણ? આ સર્વ સ્પષ્ટપણે અમને જણાયા વગર અમે તમારૂં કહેવું કોઇપણ પ્રકારે સાંભળી શકતા નથી."

આ નવીન પુરૂષે રાજારામ તરફ જોતાં જવાબ આપ્યો—"મહારાજ, આપનું મન શંકાશીલ છે. ફીકર નહી, જરા પાસે આવો, મને જે કહેવું છે તે કાનમાં કહીશ, કોઇ

સાંભળે તે ઠીક નહી, તેથી તમારૂં સમાધાન થાય છે કે નહી તે જોઇશું."

રાજારામ તેની નજીક ગયો. તેણે તેના કાન આગળ ઘણે ધીમેથી દશ બાર શબ્દો ઉચ્ચાર્યા. ત્યાં રાજારામની ચર્યાપર આશ્ચર્યચકિતપણાની છાયા છાઇ રહી અને એકદમ મ્હોટેથી "શું ! શું ? આ તમે શું કહો છો ? અરે ! આ હું શું સાંભળું છું ? શું ખુદ શહા......"

પણ તે અજાણ્યો પુરૂષ વધુ અક્ષરો તેના મુખમાંથી બહાર નીકળતાં અટકાવતો બોલી ઉઠયોઃ—"હં હં હં ? આ શું હજુર ! સાવચેત ! કોઇ સાંભળશે ! ભિંતોને પણ કાન હોય છે, ધીરા થાઓ, મેં કહ્યું તે અક્ષરસઃ ખરૂં છે. તમને હવે ફાયદો કરી લેવો હોય તો કરી લ્યો. આવી તક મળશે નહી. ઘરનો ભેદુ મળે તેથી વધારે શું જોઇએ ?

રાજારામ તો આશ્ચર્યમાં ગુંગ થઇ ગયો. હાલ હાલમાં ફુટતી મુછોપર હાથ ફેરવતો કપાળપર આંટીઓ ચઢાવતો મન માંજ બડબડયો "આ દેખાય છે તો વિલક્ષણ ! આ સત્ય લાગતું નથી, પણ આ માણસ આટલા ઉત્સાહથી કહે છે તો કોણ જાણે ! એમ થવાનો સંભવ પણ છે ! પણ અરે નહીજ—અમારો હાડ વેરી અને આવો પ્રકાર કેમ સંભવે ? એ ઉભયમાં પ્રેમ હોયજ નહી ! આમાં કાંઇપણ ભેદ–દગો લાગે છે. જો કાંઇ વધુ પુરાવો હોય તો જુદી વાત." એવું ધારતો બોલ્યોઃ—"તમે મને કાનમાં કહ્યું તે સત્ય ભાસતું નથી. એના ખરાપણા માટે કાંઇપણ પુરાવો જોઇએ !"

તે પુરૂષ પુનઃ હસ્યો અને બોલ્યોઃ–“હવે માત્ર આપની શંકાની અવધિ થઇ. આથી બીજો શો પુરાવો આપું ? વળી કાંઇ પુરાવો આપું તો તે પુરાવા માટે બીજા પુરાવા માંગશો. હવે તો અમુક એક પુરાવો આપું અને એથી જો સમાધાન ન થાય તો પછી હું મ્હારે માર્ગે પડીશ; અને તમને લાગે તે તમે કરો. હા, હા, આપ કહો છો તેમ આપને શંકા પણ આવે. પરંતુ તે સાથે આ પણ લક્ષ્યમાં લેવું જોઇએ, કે કોઇ વાતો એવી હોય છે કે તે હીમ્મતથી સહાસથી કરવી જોઇએ. આ પ્રસંગ પણ એવોજ છે. આપણને જે કાર્ય સાધવું છે તે કાંઇ ન્હાનુંસુનુ નથી; પ્રત્યક્ષ મરાઠા ગાદીના ધણીને મોગલોની કેદમાંથી છોડાવી લાવવા છે. હું પુનઃ કહું છું કે મેં કહેલ અક્ષરસઃ સત્ય છે. યત્કિંચિત સુદ્ધાં શંકા ધરો નહી. હીમ્મતથી કાર્ય સાધવાનો આ વખત છે; યાતો સાધનો હાજર છતાં હીમ્મત નથી તેથી કાર્યનો નાશ કરવાનો આ વખત છે. મ્હારા કહેવાનો વધુ પુરાવો આ રહ્યો.”

એમ બોલતો ધીમેથી છાતીમાં છુપાવેલ એક કિનખાબની થેલી કાઢી, અને તેમાંથી એક બારીક લખોટો કાઢયો. આ લખોટો સોનેરી બુટ્ટાવાળા ન્હાના કાગળપર લખાયલો હતો. રાજારામે તે લખોટો ઉખેડી વાંચ્યો. પત્ર ફારશી ભાષામાં લખેલો હતો. આ પણ વાંચી તે ઘણોજ આશ્ચર્ય પામ્યો. અને ભવાં ચઢાવી વિચાર કરતો બેઠો. હવે આ પત્રથી તેના મનમાં કાંઇપણ શંકા રહી ન્હોતી. ઘણો વખત વિચાર કર્યા

પછી પોતાના કેટલાક વિશ્વાસુ લોકોને બોલાવી તેમની સાથે ઘણો લાંબો વખત ખાનગી મસલત કરી અંતે જોઇએ તે થાઓ પણ હિમ્મત ધરી કાર્ય પાર પાડશું, એ નિશ્ચય પર આવ્યો. રાત્રિ પડી સુમારે દોઢ પ્રહર રાત્રી વિત્યા બાદ મરાઠા છાવણીમાંથી ચુંટેલા પચ્ચાસ સ્વારો બ્હાર પડયા. છાવણીને હુકમ થયો કે પ્રભાત થયે કુચ કરી જ્યાં બધા મળવાના હતા ત્યાં જવું. માર્ગમાં એક પ્રહર ઉપરાંત ક્યાં પણ મુકામ કરવો નહી.

અહીં ઉપર કહેલ પચાસ સ્વારોની મોખરે રાજારામ અને પેલો નવીન ગ્રહસ્થ હતા. આ ગ્રહસ્થ રાજારામના આ નિશ્ચય માટે તારીફ કરતો, અને સંભાજી મહારાજને કેવી રીતે પકડયા, ક્યાં અને કેવા કડક પહેરામાં રાખ્યા છે, તે વર્ણન કરતો અને વારંવાર આપણને જે વ્યકિત અનુકુળ છે તે વ્યકિતની સહાયતાથી અમુક અમુક યુકિતઓ કરશું, જ્યાં સંભાજી મહારાજને રાખ્યા છે ત્યાંના પહેરેગીરોની તપાસ કરી તેમને કેવા કેવા યત્નો કરી ફોડવા યાતો ફસાવવા એનું પણ એક સરખું કથન ચલાવ્યું હતું. તેનો શ્રોતા પણ તેની સાથે સાથે પોતાનો ઘોડો ચલાવતો એક ચિત્તે સાંભળતો તથા હુંકારા શિવાય બીજું કાંઇપણ બોલતો ન્હોતો. બાકીના લોકો આપસઆપસમાં ગણગણ કરતાં માર્ગ કાપતા હતા.

અહીં રાજારામે તે ચીઠી વાંચી ત્યારથીજ તેની ચર્યાપર પોતાનો હેતુ સફળ થવાની આશા ઉત્પન્ન થઇ હતી. તે ગાઢ વિચાર ચલાવી રહ્યો હતો. "સંભાજીને છોડવવામાં જય

મળે તો ઘણું સારૂં ! એક વખત તેણે ફળ ચાખ્યાં, તો હવે ઘણું કરી પોતાની પૂર્વ સ્થિતિ વિસરી જઇ સીધે માર્ગે લાગશે. શિવાય મને આટલો વખત કેદ રાખ્યો છતાં આવે પ્રસંગે કાયા વાચા અને મનથી તેને છોડવવા પ્રયત્ન કરી છોડાવ્યો, તે જોઇ મ્હારે માટેનો સર્વ સંશય દુર થઇ, મ્હારા પર પૂર્ણ વિશ્વાસ રાખશે; એવું થવાથી અમે બન્ને ભાઇઓ રાજ્યની સ્થિતિ હાં હાં કહેતા પૂર્વવત્ લાવી મૂકશું." વગેરે વિચારો તેના મનમાં ભમવા લાગ્યા.

સત્વશીલ વૃત્તિના તરૂણ રાજારામના મનમાં સંભાજી માટે રતી માત્ર પણ વૈષમ્ય આવ્યું નહી. આ વખત સારો છે, આઇતું રાજ્ય મળે છે, તેનું જોઇએ તે થાઓ, આપણે ખુશાલ રાજ્ય ભોગવીયે આ વિચાર તેને ન આવ્યો, પણ તેને એવું લાગતું કે આવે પ્રસંગે ભાઇને છોડવવો એજ ખરી મરાઠેશાહી ગજવી કહેવાય! આ તેના મહત્ હેતુથી તેના અનુયાયીઓનું તેનાપર અનહદ પ્રેમ બેઠું. જે વ્યક્તિનો પોતાપર પત્ર આવ્યો છે, તે વ્યકિતનો સંભાજીપર તેની આવી સ્થિતિમાં પણ પ્રેમ હોય તે તેને ઘણું આશ્ચર્યજનક લાગ્યું. મનમાં શંકા પણ આવી, પણ તરતજ તે શંકા સંભવનીય ન લાગી. આ પત્રથી કેવળ પોતાના પચાસ ચુંટેલા માણસો સાથે નીકળ્યો હતો તે ઘણું સાહસીક પગલું હતું. રહી રહી તેના મનમાં શંકા આવતી કે પોતે જેપર ભરોસો રાખી જાય છે તેનું સારૂં પરીણામ આવે તો ઠીક, ન આવે તો પોતે હાથે કરી પોતાનું નુકસાન કરી લીધું છે. આ વિચાર

ઘણી વખત તેના મનમાં આવતો પરંતુ હીમત–સહાસ કર્યાં વગર કાંઇપણ થનાર નથી, એવું લાગતું. આ સર્વ વિચાર કરતા કરતા તેઓ તુળાપુર નજીક આવી પહોંચ્યા.

દૂરથીજ સુમારે એક દોઢ કોશ પરથી તે મહાન મોગલ છાવણીનો કલ્લોળ કાને પડવા લાગ્યો: તે સાથેજ રાજારામના મનમાં કાંઇ ચમત્કારિક અસર થઇ. પોતાના રાજ્યના કટ્ટા જીવલેણ શત્રુ આલમગીર બાદશાહની છાવણીમાં પોતે હવે જનાર છે; પોતાનો આ ભોમિયો દેખાય છે તેવો ઇમાની હોય તો ઠીક, પણ જો ન હોય તો બધુ બુડયું. આ પુનઃ તેના મનમાં આવ્યું. ક્ષણમાત્ર આ સહાસ બદલ વિષાદ લાગ્યો તથાપી શુરો એક વખત પગ આગળ ભરે, પછી તે પાછો લેવાનો સંભવ હોતો નથી; તે ખ્યાલ તેજ ક્ષણે તેના મગજમાં પસાર થયો. પણ વળી કાંઇ વિચાર આવતા પોત્તા પાસે એક વિશ્વાસુ સાથીદારને બોલાવી ઘણું ધીમેથી તેને કહ્યું:–" હીરાજી, તું પાછો ફર, ધનાજી જાદવ હવે આવી પહોંચ્યા હશે, તેને મ્હારો સંદેશો કહે, કે આવો આવો વિચાર કરી મેં આ સહાસ ખેડયું છે, તેમાં જો યશ આવે તો અમે સર્વ આનંદથી આવશું; પણ જો વિશ્વાસઘાતથી અમે કેદ થયા તો તે વાતનું વેર–સખત વેર વાળજો. હવે મરાઠા રાજ્યના રક્ષક તમે, મ્હોટા–મહારાજે આરંભેલ રણયજ્ઞ તમે પૂર્ણ કરજો. જોઇએ તેમ થાઓ, ઔરંગઝેબે બિજાપુર, ગોવલકોંડાની ગાદીઓ અજીબાત નાહીસી કરી, તેમ મરાઠા ગાદીનો નાશ થવા દેવો નહી. સંભાજી મહારાજનું અને

મ્હારૂં વીપરીત પરિણામ આવે તો શિવાજીને ગાદીપર બેસાડજો અને મર્દુમકી દેખાડી અમારૂં વેર લેજો. મરાઠા રાજ્યનું નામ ડુબાડતા નહી. શ્રી જગદંબા ભવાની પ્રસન્ન હશે તો વાંકો વાળ પણ નહી થાય. માત્ર તેની કૃપા જોઇએ. આજે દુષ્ટ આલમગીરપર ત્રુટી પડવા જેટલી આપણી સ્થિતિ નથી, ત્યારે દાવપેચથી જો દાદા સાહેબનો છુટકો થાય તો કરવો, એ હેતુથી મેં આ સાહસ ખેડયું છે—શ્રી ભવાનીને આશ્રે આ સાહસ આરંભ્યું છે; યશ આપનાર તે સમર્થ છે! મને ભરોસો છે કે જરૂર આમાં યશ આવશે, નિદાન કાંઇ નહીતો હું પણ સુરક્ષિત પાછો આવીશ.'' આ પ્રમાણે સવિસ્તાર સંદેશો કહી હીરોજીને રાજારામે પાછો ફેરવ્યો.

કેટલોક વધારે માર્ગ કાપ્યા પછી એકાએક કાંઇ વિચાર આવતાં રાજારામે ભોમિયાને કહ્યું:—“ અમે કેવળ તમારા બોલવાપર ભરોસો રાખી આવ્યા છીયે. તે તમે જાણો છો. પણ જેમ છાવણી નજીક જઇએ છીયે, તેમ તેમ મનમાં અનેક પ્રકારની શંકાઓ આવે છે, તે સ્પષ્ટ તમને કહીએ તો ગુસ્સો ન કરતા. આજ અમારી એવી વિષમ સ્થિતિ થઇ છે કે કાંઇ પણ સુજતું નથી. જુવો હવે બે પગલાં આગળ વધ્યા કે સંપુર્ણ રીતે અમારાં માથાં તમારા હાથમાં છે, તે પ્રમાણે કરવા અમે તૈયાર છીયે પણ પુનઃ ધૈર્ય—આશ્વાસનના શબ્દો તમારા મુખેથી સાંભળવા એજ હેતુ છે. મરાઠા રાજ્ય ડુબે કે તરે તે સર્વ હવે તમારા હાથમાં છે. એ રાજ્યનું જેવું અમને તેવુંજ તમને પણ

અભિમાન છે, તેથીજ તમે અમારી પાસે આવી આ માર્ગ લાખવ્યો; તો છાવણીમાં લઇ ગયા પછી શું કરનાર છો ? અમને ક્યાં છુપાવશો ? આપણું કાર્ય કેવી રીતે સંધાશે ?"

તે ગ્રહસ્થ તેને વધું બોલવા ન દેતાં વચ્ચેજ બોલી ઉઠયો;-"સરકાર, આપ હજુ અલ્પ વયના છો, તેમાં આજ પર્યંત આપને કોઇપણ પ્રકારનો અનુભવ થયો નથી, તેથી મને આપના બોલવાથી જરાપણ આશ્ચર્ય લાગતું નથી. હું ખાત્રીથી કહું છું કે મ્હારા વીશે રજમાત્ર શંકા લાવશો નહી. સંભાજી મહારાજને બેઇમાન થાઉં તો મ્હારી સર્વ કાયા સડી જાઓ, રોમે રોમ કીડા પડો, તમને વ્હેમ ન આવે તે માટે તો હું પત્ર લાવ્યો હતો. મહારાજ સાથે મ્હારૂં પણ જે થવાનું હશે તે થશે એમ ધારી બેઠો હતો, પણ જેનો પત્ર મેં તમને આપ્યો તેણે પોતેજ મને બોલાવી, આવી આવી રીતે કર, એટલે ત્હારા સ્વામીનો છુટકો થવાનો સંભવ છે એવું કહ્યું. આથી વધુ શું જોઇએ ! મહારાજ ! હું પણ મરાઠો છું. આપનું અન્ન રગેરગ વહે છે ! હું ઇમાનથી કહું છું કે કેવળ સદ્ભાવથી આવ્યો છું. આપ બેફીકર રહો માત્ર હવેથી મ્હારા કહેવા પ્રમાણે અક્ષરસઃ કરો. હવે વ્યર્થ શંકા ત્યજો. થોડા વખતમાં તો છાવણી સનિધ્ધ પહોંચીશું. છાવણીની છેક નજીક એક મ્હોટો બાગ છે, તે બાગના એક બંગલામાં આપને જવાનું છે. ત્યાં બધી તજવીજ કરી રાખી છે. માત્ર બધાએ સાથે જવાનું નથી કારણ આટલા બધા સાથે ગયાથી સંશય જરૂર આવે. તેટલા માટે પહેલાં તો આપ, હું અને આપને લાગે તે

બે બીજા એમ કુલ ચારે જવું. હું તમારો નાયક કોઇ સાથે શું બોલવું, શું ઉત્તર આપવો તે બધું મ્હારાપર, તમારે માત્ર મ્હારી પછવાડે પછવાડે આવવું. આપને મૂકી થોડા વખત પછી હું પાછો ફરીશ અને મ્હારી સાથે કાંઇ પોશાક લાવીશ તે આ લોકોએ કાંઇપણ તકરાર ન કરતાં પહેરી મ્હારી સાથે આવવું, પછી હું તેમની સાથે ચોકસ મર્યાદા પર્યંત જઇશ. તેમને હું કેટલીક માત્ર નીશાનીઓ કહીશ માર્ગ સુચવીશ અને તે નીશાનીઓ બરાબર ધ્યાન રાખી તથા જ્યાં જ્યાં પહેરો હોય ત્યાં ત્યાં હું તેમને સંકેત શબ્દો શીખવીશ તે ખુબ યાદ રાખી બોલવા અને બેધડક અંદર દાખલ થવું. આ શબ્દમાં જો ચુકશો તો ફસાઇ જશો અને આપણું કામ ફસકી પડશે માટે જો કોઇ તેટલા હુશીયાર ન હોય તેમણે અંદર આવવા પ્રયત્ન કરવો નહીં એજ સારૂં. લાખો શત્રુની છાવણીમાં ઘુસી તેમની વચ્ચેથી આપણે આપણા સિંહને બ્હાર કાઢી લાવવાનું સહાસ ખેડયું છે, તે સિદ્ધીએ પહોંચાડવાનું સર્વ આપણી કર્તબગારીપરજ અવલંબી રહેનાર ! આ સહાસ એવો છે કે જો સંધાય તો સોનું, નહીં તો મૃત્યુ ! ત્યારે જુવો હજુ વિચાર કરો. જો આપણાથી થશે નહીં કિંવા આ ભાંજગડમાં પડવાની જરૂર નથી એવું લાગતું હોય તો હજુ અહીંથી પાછા ફરો. આપ જન્મભર રાયગઢ કેદ રહ્યાથી મ્હારૂં નામ અને કર્તવ્યથી માહીતગાર નથી, પણ હું જાતે મરાઠો છું, આપનો સેવક છું. મ્હોટા મહારાજના નામનો જેટલો અભિમાન આપને નહીં હોય તેટલો મને છે. બસ–હવે વધુ શું કહું ?"

રાજારામ તેનું અંતઃકરણથી બોલેલું બોલવું સાંભળી સ્તબ્ધ થયો. આટલી લાગણીથી બોલનાર બેઇમાન કે દગલબાજ હોય તે બીલકુલ સંભવતું નથી. તેના મનમાં નક્કી થયું કે હવે કાંઇ પણ તર્ક વિતર્ક મનમાં ન લાવતાં, એ કહે છે તે પ્રમાણે કરવું. તે બોલ્યોઃ-"જે કાંઇ કરવાનું હોય તે કરો. હવે અમે અક્ષરસઃ તમારા કહેવા પ્રમાણે વર્તવા તૈયાર છીયે!"

આ સાંભળતાં તે ગૃહસ્થને સારૂં લાગ્યું હોય તેમ લાગ્યું, તે લાગલોજ બોલ્યોઃ-"ચાલો તો, પછી શું ખોટી છે. હવે વીલંબ બીલકુલ કામનો નથી. જે વખત જાય છે તે ઘણો મહત્વનો છે. બાદશાહનો કાંઇ નેમ નથી. કોઇ વખત તેના મગજમાં કાંઇ આવે અને કેવો હુકમ ફરમાવે તેનો જરાએ નેમ નથી. હરરોજ લોકોને એવું લાગે છે કે સંભાજી મહારાજને બળજોરીથી વટલાવી મુસલમાન કરશે, નહીં તો એકદમ તોપને મ્હોડે, કિંવા શુળીએ ચઢાવશે. માટે હવે જેટલા જલદી પહોંચીયે તેટલું સારૂં, ચાલો, હવે જલદી કરો."

એ લોકોને તેના બોલવાપર હવે પૂર્ણ વિશ્વાસ આવ્યો. સર્વેએ ઉતાવળે ચાલવા માંડયું. નિમેલે સ્થળે પહોંચતાં થોભ્યા. અને કરેલ સંકેત મુજબ બાકીનાને ત્યાં સંભાળથી હુશીયારીથી થોભવાની ભલામણ આપી તે ગૃહસ્થ રાજારામ અને બે સાથી સાથે આગળ વધ્યો. શું થશે અને શું નહીં, એવું લાગી ચર્યાપર જે કળા આવે છે તે કળા સર્વેની ચર્યાપર અત્યારે પસરાઇ રહી.

# પ્રકરણ ૨૩ મું.

## બાદશાહ ઔરંગઝેબ.

Pizorro here was born; a greater name,
The list of glory boasts not; Toil & pain,
Famine & hostile elements, & hosts
Embattled, failed to check him in his course,
* *     * *     * *
* *     * *     a mighty realm
He overran & with relentless arm
Slew or enslaved its unoffending sons;
* *     * *     * *

O readers, if thy daily bread be earned
By daily labour--yea, however low,
However wretched be thy lot assigned
Thank than with deepest gratitude the God
Who made thee, that thou art not such as he,



દશાહ આલમગીર ઉર્ફે ઔરંગઝેબ ઘણોજ ધર્માંધ હતો. નીમાજ કરવાનું જે જે વખત ઇસ્લામ ધર્મે નેમી આપ્યું છે, તે તે વખતે નીમાજ કરતો. તેના તારૂણ્યમાં રાજ્યપદ મેળવવા માટે તેના હાથથી જે કાંઇ નીતિ દૃષ્ટીએ ખરાબ અને અમાનુષી નીચ કૃત્યો થયા હતા, તે સર્વે એક બાજુએ રાખી અને રાજકીય પ્રકરણના દાવપેચ બાદ કરીયે,

તોપણ ઇતિહાસ ઉપરથી જોઇશું કે ધર્મની બાબતમાં તેના મસ્તીકમાં ગાંડાઇ હતી, તે ધર્માંધપણાથી બધું કરતો હતો. તેને સર્વ હિંદુસ્તાનમાં પોતાનું રાજ્ય પ્રસારી ઇસ્લામ ધર્મનો પ્રસાર કરવાની, ન હિંદવી પૃથ્વિ કરવાની મહત્વાકાંક્ષા હતી. મુશલમાન–મોગલ બાદશાહ કહ્યા એટલે તે બધા ચેની,–તેઓ એશઆરામ જેટલો હિંદમાં લાવ્યા અને વધાર્યો, તેટલો તેમની પૂર્વે કિંવા પછી કોઇપણ રાજ્યે વધાર્યો નહી હોય. પરંતુ ઔરંગઝેબની કારકીર્દીમાં વિશેષતઃ ઉતર ભાગમાં તો તેણે પોતાની દરબારમાંથી સર્વ ચૈનબાજી હંકારી કાઢી હતી. તેની દરબારમાં ગાયન કિંવા વારંગનાનું નામો નીશાન ન્હોતું તે સ્વતઃ કયારે પણ મદ્ય.પાન કરતો નહિ તથા નિષિદ્ધ માંસ ખાતો ન્હોતો. તેનો ઘણો વખત ધર્મ ક્રિયા અને ધર્મ વિચારમાં જતો. તે ઇસ્લામી ધર્મના સર્વ નીયમો યથાસ્થિત અચુક બરાબર પાળતો. નીમાજ કરવા માટે તો એટલો કડક હતો કે કયારે કયારે રણાંગણમાં લડાઇ ચાલુ હોય છતાં નીમાજનો વખત થાય કે ઘોડો યા હાથી ઉભો કરી, ગાસો નીચે પાથરી, નીમાજ પઢવાનું ભુલતો નહી. પેગમ્બર મહમદે આજ્ઞા કરી છે કે રાજાએ પોતાના કર્તવ્ય શિવાય બીજો કોઇપણ ધંધો શીખવો જોઇએ તે આજ્ઞા પ્રમાણે આલમગીરે એક ધંધો સાધ્ય કરી રાખ્યો હતો. તે ટોપીઓ બનાવતો અને તેના સ્વતઃને હાથે તૈયાર કરેલી ટોપીઓ અમીર ઉમરાવો ખરીદતા; અને પોતે પણ પોતાને હાથે બનાવેલી ટોપીઓ પહેરતો.

તેનું સર્વ લક્ષ્ય ધર્મ પ્રસારવા તરફ હતુ. તેને તો ન હિંદવી પૃથ્વી કરવી હતી. બીજાપૂર, ગોવલકોંડા વગેરે મુસલમાની રાજ્યો હતા ખરા, પણ તે પોતાના પંથના ન હોવાથી તેમનાપર ચઢાઇઓ કરી જપ્ત કર્યાં હતા; અને તેનું આ એક કારણ પણ જાહેર કર્યુ હતું. મરાઠાઓ તેને મન ગલિમો ગુલામો લુચ્ચા હતા. પણ તેઓ મુસલમાની ધર્મ સ્વીકારે એવી તેની પ્રબલ ઇચ્છા હતી. તે ઇસ્લામ વગરના સર્વને પાપી-કાફર સમજતો; તેમને બલજોરીથી યાતો ખુશીથી, કે જોઇએ તે પ્રકારે પોતાના ધર્મમાં લાવવા,-અને તેથી પોતે તેમનાપર મ્હોટો ઉપકાર કરે છે અને પોતાનું કર્તવ્ય કરે છે એવો તેનો મત હતો. આ મતને અનુસરી તેણે અનહદ જુલ્મો કર્યાં. હિંદુઓના પવિત્ર દેવાલયો તોડી ત્યાં મસ્જીદો કરી. પવિત્ર મુર્તિઓનું ખંડન કર્યું. ઘણાઓની કતલ કરી ઘણાઓની જબરજસ્તીથી સુનત કરી. એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર એ પ્રકાર ચાલ્યો. ઘણા ઘણા જુલમો થયા ઘણાઓનો નાહાક સંહાર થયો. મનુષ્યને પોત પોતાનો ધર્મ જેટલો પ્રિય હોય છે, તેટલું બીજું કાંઇપણ પ્રિય હોતું નથી. ઇહલોકના જીવન કરતાં પણ પરલોકીક જીવનની તેને ઘણી કાળજી હોય છે. ઇહલોકનું જીવન અશાશ્વત-ક્ષણભંગુર, ત્યારે તે આજ ગયું તોપણ શું અને કાલે જાય તોપણ શું, બધું સરખું જ! પરંતુ પરલોકીક જીવન શાશ્વત અને સનાતન. તે જેનાથી પોતાને પ્રાપ્ત ન થાય તે કૃત્ય પોતાને હાથે ન થાય એ જેની તેની ઉત્કટ ઇચ્છા! મહાન અકબર બાદશાહની આમદાનીમાં લોકો ઘણા રાજ

નીષ્ઠ હતા; અકબર માટે બધાને અભિમાન હતું.–પ્રેમ હતો; તેનું કારણ તેના ધર્મ વિચારની વિસ્તૃતતા અને સહનતા. ઔરંગઝેબમાં ધર્મ બાબતમાં અનુપમ ઉદારતા નહોતી, તેને તો પોતાના મહમદી ધર્મ શિવાય, નીતિ મોક્ષ સાધન બીજા કોઇપણ ધર્મમાં દેખાતા નહોતા. તેને લાગતું કે આ વિધર્મી પ્રાણી બિચારા નાહાકના ડુબે છે. તેમને પોતાનો ઉધ્ધાર સુજતો ન હોય તદપિ આપણે તેમના ભલા માટે સમજાવીયે અને જો તે ન માને તો બલજોરીથી પણ તેમને તારવાના ઉપાયો યોજવા. આ સંબંધી યુક્તિઓ–ઉપાયો યોજવામાંજ તેનું મગજ ગુંથાયલું રહેતું તેના મનમાં તો સર્વ દક્ષિણ, સર્વ હિંદુસ્થાનમાં મુસલમાની સામ્રાજ્ય અને મુસલમાની ધર્મ પ્રસારવાનું હતું ! અસ્તુ.

સંભાજી અને તેની સાથેના લોકોને પકડી ઔરંગઝેબની છાવણીમાં લાવી નજર કેદ રાખ્યા; તે દિવસથી જુલ્ફીકારખાન, તકરીબખાન, મુકરિબખાન, વગેરે સરદારો પૈકી કોઇએ એવું સુચવ્યું કે "મરાઠો ગલિમ ક્યારે પણ હાથમાં આવે નહી, તે આજ સુભાગ્યે સપડાયો છે; ત્યારે તેને મુસલમાન કરી પુનઃ તેના રાજ્યપર માંડલિક કરી બેસાડવો, એટલે બધું બરાબર પાર ઉતરશે." બાદશાહના મનમાં પણ આ વિચાર ઘુસ્યો. પણ તે પોતાનું ક્યારે પણ માનનાર નથી, અને જો તે તેમ કરે નહી, તો તેને ઘણા દિવસ જીવતો રાખવો તે ઇષ્ટ તેમજ પોતાને સુરક્ષિતપણાનું થનાર નથી. શિવાજીને પોતે દિલ્હીમાં કેવા

સખ્ત બંદોબસ્તમાં રાખ્યો હતો, છતાં, તે થાપ આપી કેવી રીતે છુટી નાશી ગયો તે ઔરંગઝેબ હજુ વિસર્યો નહોતો. સંભાજીને પકડી કેદ રાખ્યો છે, પણ તે મુસલમાન થયાથી પોતા સાથે એક માત્ર રહેશે, કિંવા તેનો વધ કર્યાથી પોતાના માર્ગમાંથી દુર થશે. આ બેમાંથી એકે જલદીથી ન થાય તો તે કાંઇ પણ યુક્તિ કરી, આપણી આંખમાં ધુળ નાંખી, જરૂર નાશી જશે એવું વારંવાર તેના મનમાં આવતું. શિવાય એમ પણ આવતું કે, જ્યાં સુધી તે મુસલમાન થયો નથી કિંવા તેનો વધ કર્યો નથી ત્યાં સુધી આપણને આ ગલિમ મરાઠા ચેન પડવા દેનાર નથી. સંભાજી પકડાયો ત્યારથી એક સરખો વિચાર તેના મનમાં ચાલી રહયો હતો. આજે સવારના નીમાજ પઠી, જુલ્ફિકારખાનને બોલાવવા હુકમ કર્યો. થોડા વખતમાં તે આજે તેનો જમણો હાથ બનેલો માનીતો સરદાર આવી પહોંચ્યો. તેણે ત્રણ વખત નમીને કુર્નીસ કરી, બાદશાહના હુકમથી બેઠા પછી બાદશાહે તેને પ્રશ્ન કર્યો.

" જુલ્ફિકારખાન ! પિંજરામાં રાખેલા પહાડી વાંદરા-ઉંદરની હવે શી તજવીજ કરશું ? તે કાફર જોઇએ તેવો વાહીઆત થયો છે, તો પણ શેરનો બચ્ચો છે હો. તેનાથી ખૂબ સંભાળવાનું છે. તે બદમાશ અને બેવકુફ બ્રાહ્મણના પાજીપણાથી તે બગડયો. ખેર-ઘણા દિવસ તેને આવી રીતે રાખવો ઠીક નથી. તે મરાઠાઓ ઘણા લુચ્ચા, ગલિમ, તેઓ કાંઇપણ યુકિત કરી કેમ અને કયારે તેને નસાડી જાય તેનો

ભરોસો નહી. યા અલ્લા, યા ખુદા ! રહેમાન રહીમ ! મ્હારા હાથથી જો બધો મુલક અલ-ઇસ્લામ થઇ બધા પેગમ્બર તરફ વળે તો કેવું સારૂં ! પણ મ્હારી આટલી આટલી મહાભારત મહેનત છતા એવા ચિન્હ દેખાતા નથી. પણ હિમ્મત હારીશ નહી. પ્રયત્નો તો જારીજ રાખવા-કાંઇ પણ થશેજ થશે ! જેટલી સેવા થાય તેટલી ખરી. હશે. તેના મનમાં આ ઉતારવનું તમે કહ્યું હતું, તેમાં કાંઇપણ થવા જેવું છે ખરૂં ?"

"જહાંપનાં ! અમે તો મહેનત ઘણીએ કરી પણ સર્વ વ્યર્થ. હવે તો આપ ખુદ તેને ભેટી જો કાંઇ જીવતદાન અને રાજ્યપાટ દેવાની આશા દેખાડો તો જરૂર કાંઇપણ તેના મનમાં આવે, એવી મ્હારી સમજુત છે. તે તો ઘણોજ આફેલ છે, હરરોજ હરઘડી શરાબ માંગી માંગી પીયે છે, અને જે જીભપર આવે તે બડબડે છે. પણ આપ ખુદ તેને મળો ઉપદેશ કરશો, સર્વ દક્ષિણ તેના તાબામાં આપી સુબેદાર બનાવવાની આશા આપશો, તો અલબત તેનું મન આપણા ખરા ધર્મ તરફ વળશે એવી મ્હારી તો ખાત્રી છે."

"જુલ્ફિકાર ! તું કહે છે તે બધું ખરૂં, પણ તે મૂર્ખ છોકરો કોઇનું સાંભળે તેવો નથી. અમને તો અમારો પાકદીન-ધર્મ ઉમદા લાગે છે. પણ તેને તે કયાંથી લાગે ! આ મરકટ જે હિંદુપણા માટે, તેના નાના પ્રકારના દેવો માટે, પોતાની રીતભાત બદલ ઘણું અભિમાન છે ત્યારે તેને દીન ધર્મમાં લાવવાની ખટપટ મને તો બધી નીરૂપયોગી લાગે છે."

બાદશાહ પોતાની શંકા આ પ્રમાણે સ્પષ્ટ બોલી દેખાડતો હતો તે જુલ્ફિકારખાન એકચિત્તે સાંભળતો હતો. બાદશાહનું કહેવું તેને અક્ષરસઃ સત્ય લાગ્યું; પણ ધર્મ બાબતમાં આપણે જેટલું ઉત્તેજનપુર્વક બોલશું તેટલું બાદશાહને ગમશે, એવું તે જાણતો હતો, તેથી હાથ જોડી બોલ્યો !–" ખુદાવિંદ ! આપ કહો છો તે વાત ખરી; પણ સધર્મનો, પેગમ્બરના નામનો જયજયકાર કરવા જેટલો પ્રયત્ન થાય તેટલો કરવાનો આપનો બિરદ છે. આપનો સર્વ જન્મ તો આ ઉત્કૃષ્ઠ કાર્યમાં ગયો છે. આપ જેવો ધર્મનો વાળી આ જહાનમાં બીજો કોણ છે ? કાજીઓ, દરવીશો, ફકીરો, ધર્મગુરૂઓ આપને પેગમ્બરના ખરા વંશજ કહી માન આપે છે. તે આટલાજ માટે–કાફરોને સદધર્મ તરફ વાળવાને આપનો જન્મ થયો છે એ આપનું વચન. તેને કેદમાં રાખ્યો ત્યારથી તો તે ઘણો લાચાર થઈ ગયો છે. આપ હુકમ ફરમાવો એટલીજ અવકાશ કે તેના શરીરના ટુકડા ટુકડા કરી નાખીયે. પણ કેદીને આમ કયાના કરતાં તો સદધર્મ તરફ લાવી ઉપકારથી શરમાવવાનું આપનું બિરદ આ વખતે પણ ચલાવો તો સારૂં, એમ આ બંદાની વિનંતિ છે. આ ઉપર ખાવંદ માલેક છે !"

ઔરંગઝેબને આવું બોલવું ઘણું પ્રિય હતું. તેની સ્વધર્મમાં અતોનાત ભકિત હતી, અને તેના પ્રસારમાં તે પોતાનું કર્તવ્ય કર્મ સમજતો, તથાપિ તે રાજ કારણમાં દક્ષ અને મનુષ્ય પરિક્ષામાં કુશળ હતો. હિંદુ રાજા સંભાજીને

પકડી પોતાની છાવણીમાં જે દિવસે લાવ્યા તે દિવસે જે મહાન મહોત્સવ થયો, અને તેનો અવશેષ હજુ પણ ચાલુ હતો; તેમાં તેના સૈન્યના હિંદુઓ પણ સામેલ થયા હતા. કારણ કે સંભાજીના અત્યાચારથી તેના પર કોઇને અણુમાત્ર પણ પ્રેમ કે લાગણી ન્હોતી; તદપિ તેના ધર્માચારમાં હાથ ઘાલવાનો બાદશાહનો હેતુ દેખાય તો તે સાથેજ તેમના મનો બદલાશે એવી શંકા બાદશાહને આવ્યાથી તે અટકયો હતો. જો કાંઇ થાય તો તે સામોપચારથી મન વળાવીનેજ થશે, એ બાદશાહ જાણતો હતો. પણ ધર્મ પ્રસારવાની બાબતમાં તે નરમાશ વર્તણુંક સમતોલપણું ખોઇ દેતો. હવે જેમ જેમ વૃધ્ધાવસ્થા થતી ગઇ તેમ તેમ તેનામાં ઉતાવળીયાપણું વધતું ગયું. ઉતાવળથીઘણી વખત તેને ખમવું પડતું પણ એક વખત ઉતાવળપણાએ તેને ઘેર્યો કે થયું પછી બીજું કાંઇ પણ તેને સુજતું નહી.

જુલ્ફીકારખાનનું ઉપર પ્રમાણેનું કહેવું સાંભળી તેને જોઇએ તેવો સંતોષ થયો નહી. તેણે પોતાનો વિચાર દર્શાવ્યો કે "આ બાબતમાં આપણા અમીર ઉમરાવોની સલાહ લઇએ તો સારૂં!" એવું જણાવી તેણે પોતાના અમીર ઉમરાવોને બોલાવી એક નહાનકડી દરબાર ભરવાનું ઠરાવ્યું.



# પ્રકરણ ૨૪ મું.

## સંભાજી બાબતમાં મંત્ર.

ઉંચા કુળ કહા કિજીયે, જો કરની ઉંચન હોય !
કનક કલેશ મે મન ભરા, સંતો નિંદિ યા સોય.
(કબિર)

ભલી કરત લાગે વિલંબ, વિલંબ ન બુરે બિચાર;
ભવન ચનાવત દિન લગે, ઢાહત લગે ન બાર.
(વૃંદ)




દશાહે તરતજ તકરીબખાન વગેરે વીશ્વાસુ સરદારોને બોલાવ્યા. સર્વે આવ્યા પછી તેમની પાસે કેદી રાજા અને તેના કનો જીયા મંત્રિ બાબત મંત્ર ચલાવ્યો. હિંદુ સરદારોને બોલાવ્યા ન્હોતા. બાદશાહે આ વખતે પોતાનો મત પ્રદર્શિત કર્યો કેઃ—"એકદમ આ ઉભયનો વધ કરવો. તેમને હવે વધુ વખત જીવતા રાખવા નહી."

બાદશાહનો આ મત સાંભળતાં કેટલાક સરદારો બોલી ઉઠ્યાઃ—"જહાંપના ! બેશક ! બેશક ! હજુર કહે છે તેમજ થવું જોઇએ. આ કાફરો જીવતા રહે એ બીલકુલ કામનું નથી. એને જીવતા રાખશો તો એના કુતરા મરાઠાઓ કાંઇને કાંઇ કરી આપણને સ્વસ્થ બેસવા દેશે નહી. તેને છોડવવા

એક સરખી ખટપટ કરશે. આ કરતાં તો આખી છાવણીમાં ફેરવી ભર બજારમાં તેમના હાલ હવાલ કરી તેમને સેતાનના રાજ્યમાં જહાનમમાં મોકલી આપવા. આ શિવાય બીજો એકે યોગ્ય માર્ગ નથી. આ પકડેલો ઝેરીલો સર્પ છે, ખાવીંદ ! કયારે એ ડંશી નાશી જાય તેનો નેમ નહી. ત્યારે સર્વ જોતાં આપ હજુરનો વિચારજ સર્વથી ઉત્તમ છે; એ અમારી ખુદાવંદના ચર્ણો પાસે અર્જ છે."

બાદશાહે પોતાની શુભ્ર દાઢીમાં આંગળાં ફેરવતાં ફેરવતા ડોકું હલાવતાં આ સલાહ સાંભળી અને બોલ્યો;- "બેશક, બેશક આ સલાહ તદન ખરી છે, પણ બીજી કોઇ યુકિત કોઇને સુજી હોય તો બેધડક સુચવો. તમારા બધાની પુખ્ત સલાહ માટેજ આ દરબાર ભરી છે. માટે નિડરપણે સહુએ પોતપોતાના વિચાર જણાવવા.

આ સાંભળતાંજ મુકારિબખાનને કાંઇ ઉત્તેજન મળ્યું હોય તેમ તે અરધો ઉઠતો હાથ જોડી બોલ્યો;-"જહાંપના ! આપ ફરમાવો છો તો હું કહેવા હિંમત કરૂં છું. પણ હજુરના વિચારસુર્ય આગળ અમારા વિચારદિપકનો શો પ્રકાશ પડશે ! તથાપિ ઘણીજ નમ્રતાથી વિનંતિ કરૂં છું, કે આ વખતે આ કાફર રાજાને એકદમ છાંટવો નહીં, તેને કેદમાં રાખી તેને સાથે ફેરવી પ્રત્યેક કિલ્લાના ત્યાંના શત્રુને તેનાં દર્શન આપી કિલ્લો અમારે સ્વાધિન કરો છો કે તમારા રાજાનો કિલ્લા પાસે વધ કરીયે ! એવી યુકિત કર્યાથી રાજાને મારવાનો ધટકે ધટકે ધાક નાંખ્યાથી કિલ્લા ખાસ

પોતાની મેળે આપને સ્વાધિન થશે. આ વાત વિચાર કરવા જેવી છે. હું કહું છું તેમ કર્યાંથી વગર લડાઇએ આ કાવાબાજ દગાબાજ કાફર મરાઠાઓનો મુલક સહજ સહજમાં આપને સ્વાધિન થવાનો દરેક સંભવ છે. આ પછી સરકારની જેવી મરજી ! આ મ્હારી ખુદાવિંદના કદમ પાસે નમ્ર વિનંતિ છે, પાર પાડનાર સ્વામી સમર્થ છે. ”

આ સાંભળી સંતોષના ચિન્હો પ્રગટ કરતો બાદશાહ બોલ્યો:—“ તમારૂં કહેવું વિચાર કરવા જેવું છે, પણ બીજાઓની સુચનાઓ સાંભળવાની મ્હારી ઇચ્છા છે. કેમ તકરિબખાન તમે કેમ કાંઇ બોલતા નથી. ”

તકરિબખાન પોતાનું નામ સાંભળતાંજ સફાળો ઉઠયો કુર્નિસ બજાવી હાથ જોડી બોલ્યો:–‘‘ખાવિંદ ! આપના મ્હોટા મ્હોટા દાનેશમંદ સરદારોએ પુખ્ત વિચારો સદર કર્યા પછી, મ્હારા જેવા તુચ્છની સલાહમાં તે શું હોય ? પણ સરકારની આજ્ઞા થઇ તો બોલવા હિંમત કરૂં છું, કે આ કાફર રાજાને જીવતો રાખવો એ વિચાર ખોટો નથી, પણ તેને જેવોને તેવો રાખવામાં કાંઇ અર્થ નથી. તેના કરતાં તો તેને સદધર્મમાં લાવી મુકવો. તે જો આપ ખુશીથી સદધર્મ સ્વીકારે તો વા, વા; પણ ખુશીથી આપણા ધર્મમાં ન આવે તો બળજોરી કરવામાં હું કાંઇપણ હરકત જોતો નથી. એક વખત આપણા ધર્મમાં આવે તો થયું. આવી સારી સંધિ પુનઃ આવવાની નથી. આઇતો પ્રસંગ આવ્યો છે તેનો ઉપયોગ એકદમ કરી લ્યો. એ મ્હારી અલ્પ બુધ્ધિની સુચના છે, પછી જે આજ્ઞા થાય તે ખરી !”

બાદશાહે આ સાંભળી ડોકું હલાવ્યું, તેને આ સલાહ યોગ્ય લાગી, અને દાઢી હલાવતો હલાવતો મનમાં વિચાર કરવા લાગ્યો. પછી બીજા પાંચ છ સરદારોએ પણ તકરિબખાનની સુચના પ્રમાણેનો પોતાનો મત આપ્યો. બાદશાહનું ચિન્ત આવું કહેવાથી વિશેષ પ્રસન્ન થશે એવું સર્વે જાણતા હોવાથી ભડભડાટ આ વિચાર પ્રદર્શિત કરવા મંડ્યા ! બાદશાહને પણ આ સલાહ પસંદ પડી. ત્યાં મુકારિબખાન ઉઠી કુર્નિસ બજાવી નમ્રતાથી બોલ્યોઃ–"જહાંપના ! હવે ઇતર સરદારોએ દર્શાવેલા વિચારો અલબત યોગ્ય છે, પણ તે અમલમાં લાવવા જેટલા સહેલા નથી. હજુર, ગરિબ નિવાજ ! આ મરકટ કેવો છે તેનો મને પુરો અનુભવ છે. મેં એની બધી સ્થિતિ જોઇ છે. ખુદાવિંદના ફર્માનથી છ સાત વખત તેની મુલાકાત લઇ એવું પણ સુચવ્યું છે કે જો તું ધર્માન્તર કરે તો તને સર્વ દક્ષિણની સુબેદારી આપી બાદશાહ દિલ્હી પાછા ફરે, સર્વ દક્ષિણપર ત્હારી સંપુર્ણ સન્તા થશે. પણ સરકાર તેનો કાંઇપણ ઉપયોગ થયો નહી. તેણે ચોખ્ખે ચોખ્ખું ગાળો ભાંડી ના પાડી, અને તેની પાસે બેસવું–બોલવું પણ મને ભારી પડયું. ખુદાવિંદ ! તે આટલો ગાફેલ, આટલો બેહોશ દેખાય છે ખરો, પણ તેને પોતાની જાતીનું પોતાના ધર્મનું ઘણુંજ વિલક્ષણ અભિમાન છે. તે પ્રાણ જશે પણ આપનું કહેવું કબુલ કરે એ બીલકુલ સંભવતું નથી."

મુકારીબખાનનું આ બેધડક સ્પષ્ટ બોલવું સાંભળી તેનો

દ્વેષ કરનારાઓનું ફાવ્યું. તે હજી તરૂણ હતો છતાં તેનાપર બાદશાહનો પ્રેમ દિવસાનુંદિવસ વધતો જતો જોઇ, તેનો ઘણા અમીર ઉમરાવો દ્વેષ કરતા અને તેનો નાશ કરવાની તક જોતા. તેમને આ તક યોગ્ય મળી. તેને હક્કો પાડવા આ યોગ્ય સંધી છે, વહેતી ગંગામાં હાથ ધોઇ લેવા, એવું ધારતા બે ત્રણ સરદારો બોલી ઉઠયાઃ–"વાહવા, વાહવા! આ કેટલું વ્યર્થ બોલવું છે? તે રાજી ખુશીથી સદ્ધર્મ ન સ્વીકારે તો જોર જુલમથી તેને ઠેકાણે લવાતો નથી શું? તે કહે તેમ હાએ હા કરી તેને શું એશઆરામમાં પોસવો છે? એમ ન થાય. સર્વ સૃષ્ટિને ધ્રુજાવનાર હિંદના અતિ પવિત્ર પિતા મહા સમર્થ આલમગીર બાદશાહની કારકીર્દીમાં આવો કાફર–મ્હોટો ગલીમ–લૂટારો હાથમાં આવ્યો હોય છતાં, તેને પાક ધર્મમાં ન લાવીયે તે વિચાર કેવો દુઃસહ લાગે છે! ગારબ પરવર, ખાવિંદ! જોર જુલમથી પણ તે કાફરની તો સુન્નત થવીજ જોઇએ."

બાદશાહ બધું સમજતો હતો. તેમના આ એંટથી બોલવાનું ખરૂં કારણ પણ તરતજ સમજી ગયો. તથાપિ તેના અંતર્યામીના વિચાર તે ઇતર સરદારોને અર્ધાપર્ધા અનુકુળ અને અર્ધા પર્ધા સંદિગ્ધ હતા. ધર્મ પ્રસાર માટે સંભાજીને વટલાવવો એ ઘણુંજ મહત્વનું છે, અને આવી સંધી જરા પણ જવા દેવી નહી, એવું તેના મનમાં નકકી થયું હતું, અંતે તેણે વિચાર કર્યો કે સંભાજીને બોલાવી પોતા સમક્ષ ઉભો રાખી તેની પાસે આ બે વાત મુકવી. એક તેના આત

હાલહવાલ કરી ભર બજારમાં રીબી રીબીને સુળીપર ચઢાવવાની, અથવા બીજી સદ્ધર્મનો સ્વીકાર કરી, આ લોકોમાં સર્વ અઇહિક સુખો તથા સ્વર્ગ લોકમાં અલભ્ય સુખો ભોગવવા; આ પૈકી એક વાત એકદમ કબુલ રાખવાનું કહેવું. આ વિચાર બાદશાહે જાહેર કર્યાંથી સર્વ અમીર ઉમરાવો સરદારોને આનંદ થયો; પણ મુકારીબખાનને તે વિચાર સારો લાગ્યો નહી. હજુ પણ એક વખત અર્જ કરવાના હેતુથી અતિશય નમી હાથ જોડી બોલ્યો:—"ગરીબ પરવર ! આપે એક વખત ફરમાન કર્યા પછી હવે મ્હારા જેવો પામર પુન: બોલે એ વ્યર્થ છે. તદાપિ મ્હારી ફર્જ સમજી અર્જ ગુજારૂં છું કે, હજુરેવાલા, સંભાજીના અંગમાં સ્વતઃના ધર્મનું, જાતીનું, અને દેશનું ઘણુંજ અભીમાન છે. આપ આ વાત તેની પાસ મુકશો કે લાગલુંજ શું બનશે તે પણ હું જાણું છું માટે આપ આ પગલું ભરો નહી એવી મ્હારી નમ્ર વિનંતિ છે. આપનું અતિશય અપમાન કરશે એ ખુબ ખાત્રીથી માનજો. મને આ ખરૂં લાગે છે તેથી સરકારના કદમ પાસે મુકું છું, પછી હજુરના ફરમાનની બ્હાર કોણ છે ! મ્હારો તો મેં અભિપ્રાય પહેલાં દર્શાવ્યો છે તે પ્રમાણે તેને કેદી તરીકે આપણી સાથે ફેરવી તે મરકટો પાસે તેનું પ્રદર્શન કરવું, અને દરરોજ તેના પ્રાણ લેવાની ભીતિ દાખવી કિલ્લા મુલક હસ્તગત કરવા પછી સરકારનો જે હુકમ !"

આ સાંભળતાં તેના દ્વેષીઓ ગણગણવા લાગ્યા. ત્યાં બાદશાહ પોતાના જરાગ્રસ્ત કપાળપર કિંચિત તિરસ્કારની

ભ્રાંટીઓ ચઢાવી બોલ્યો:–"મુકારિબખાન, તમારૂં કહેવું અમે સાંભળ્યું. પણ તે તેટલું પુખ્ત લાગતું નથી. આજ પર્યંત અમે જે જે કર્યું છે, તે તે સ્વતઃના હીત માટે કિંવા કેવળ બાદશાહત વધારવાના હેતુથી કર્યું નથી, પણ અલ્હાનું નામ ધન્ય કરવા, પેગમ્બર મહમદના પાકદિન સદ્ધર્મનો પ્રચાર કરવા માટેજ ! રાજ્ય તૃષ્ણા માટે કાંઇપણ કર્યું નથી. માન લોભ માટે પણ કર્યું નથી. ત્યારે આવી સંધિ જવા દેવાનું અમને બીલકુલ વ્યાજબી લાગતું નથી. તેને જન્મભર કેદ રાખવામાં ફાયદો શો ? તેનું પ્રદર્શન કરી તેને મારવાનો ધાક દેખાડયાથી કદાચ કિલ્લા જલ્દીથી હાથ આવે ખરા, પણ તેમ કરવામાં આપણું મ્હોટાપણું નથી, આપણું મ્હોટાપણું તો તેને પેગમ્બરના ધર્મમાં લાવવામાંજ છે. આ વાત પકકી લક્ષ્યમાં રાખવી જોઇએ. ત્યારે એકંદર વિચારોમાં આ વિચાર સર્વ દૃષ્ટીએ પસંદ પડે છે, કે, તેને અમારી હુજુરમાં બોલાવી સદ્ધર્મ સ્વીકારવા આજ્ઞા ફરમાવવી. જો એ આજ્ઞા માન્ય કરે તો ઠીકજ છે, નહી તો તેને અને તેના તે ગલીમ વજીરને દેહાંતની કડકમાં કડક શિક્ષા કરવી."

આ બાદશાહના મુખમાંથી નીકળતાં અમીર ઉમરાવો "વાહવા ! વાહવા !" કહેતા ડોકાં હલાવવા લાગ્યા. અંદર અંદર તેઓ બાદશાહ સાંભળે તેમ બાદશાહના 'દૂરદર્શી' અને સદ્ધર્મનિષ્ઠ વિચારો માટે તારિફ કરવા લાગ્યા. માત્ર જુલ્ફિકારખાન અને મુકારિબખાને આ આનંદમાં ભાગ લીધો નહી. મુકારીબખાનને ઘણું માઠું લાગ્યું. અહીં બાદશાહે સંભાજીને લાવવા તરતજ માણસો દોડાવ્યા.

# પ્રકરણ ૨૫ મું.

## હવે આંખો ઉઘડી.

નદી નયા જલ પાયકે, ફુલી કિયા સબ ખ્વાર;
ફિર ગ્રીખમકે સમયમે, ધુલ હુઇ નિરધાર.
(જગન્નાથ.)

---

ફુલ ફુલ્યો સોહત નહિ, દેતે ડાર તેં ડાર
નર ફુલ્યો હર કયોં સહે ! સમઝત નહિ ગંવાર.
(બિહારી.)

---

બુરા બખત બેશક આયે, બાજપર બગલા ઝપટે;
જબ કિસમત ફિરજાવે, બાઘકો બકરી પટકે.

---

વાવેતર વાવે જન જેવું, ફળ પામે છે અંતે તેવું. (કેશવ.)

---

સંતાપથી સંભાજીનું સર્વ અંગ થરથરતું હતું. દુષ્ટ કબજી બુવો દૂર ઉભો રહી એવી રીતે જોતો કે જાણે કેમ તે સર્વ પ્રકાર જોઇ તેને અંદરને અંદર ગદગદીયાં થતાં હોયની ! આજ આટલાં વર્ષ જે વ્યુહ રચ્યા તેનું ખરૂં ફળ સંભાજીને કેદ કરી પકડી લાવ્યો તેમાં નહી, પણ તેની આટલી દુરવસ્થા થવાનું કારણ પોતે-તેના સંપુર્ણ વિશ્વાસનું સ્થાન જે પોતે-તે થયો; એ સંભા-

જીને જણાતાં, જે કાંઇ તેના અંગનો નામર્દ સંતાપ થતો હતો, તે સર્વ જોતાં, પોતાના સર્વ વ્યુહનું ખરેખરૂં ફળ મળ્યું એવું તેના મનમાં લાગી પરમાવધીનો આનંદ થયો. હવે પોતાની તેના હાથથી કાંઇ ખરાબી થનાર નથી; તેથી હવે જોઇએ તેટલો ચીઢવવો અને મોજ જોવી એ તેની ઉત્કટ ઇચ્છા થઇ હતી. તે દુષ્ટ ઇચ્છાથી તે પરિમિત આનંદથી ભરેલા ધરૂષ્ટપણાથી ચળકતા ડોળાથી સંભાજી તરફ જોતો હતો. સંભાજીના હાથમાં ન શસ્ત્ર ન અસ્ત્ર આવી સ્થિતિ તેણેજ કરાવી હતી. તેને સાંકળ દંડ સાથે બંધાવ્યો હતો. તે પોતાને કાંઇપણ ઇજા કરી શકશે નહી એ સંપુર્ણ જાણતો હતો. તેની જીભ્હા સસડી રહી હતી તે તિરસ્કારથી હસતો બોલ્યો.

"રાજા, આ ત્હારા નામર્દ સંતાપમાં કાંઇ પણ અર્થ નથી. જો આજ પર્યંત મ્હારો ઉત્કૃષ્ટ ઉપદેશ સાંભળી જેવી રીતે અહીં સુધી આવ્યો, તેવોજ થોડો આગળ ચાલ; એટલે પુનઃ ત્હારી પૂર્વની સ્થિતિ બલકે તેથી પણ વધુ ઉચ્ચ સ્થિતિ આવશે. એટલુંજ નહી, પણ તું સર્વ દક્ષિણનો બાદશાહ થઇશ અને હું ત્હારો વજીર થઇશ: અને આપણે છેવટ સુધી આપણો કાળ મોજશોખમાં ગાળશું. જો, વિચાર કર, હજુ કાંઇ બગડયું નથી સમજ્યો! થોડા માટે અરે આ નિર્જીવ જેવા પગ વગરના ધર્મ માટે અમસ્તો ત્હારો કિંમતી જીવ ગુમાવ નહી! તને શું-જોઇએ તે ધર્મ હું કહું એટલે બધું સરખુંજ. તું હિંદુ એ સરખો અને મુસલમાને સરખો. તને તો......"

સંભાજીને આ શબ્દોથી એટલો બધો સંતાપ થયો કે ન પુછો વાત. તે નીચ દુરાત્માના પ્રાણ કેમ લઉં, તેનું ડોકું મરડી નાંખુ કે શું કરૂં એવું તેને થઇ રહયું. હાથ પછાડયા, ક્રોધથી નેત્રો વિકસાવ્યા, દાંત કચકચાવી હાથમાં જે આવ્યું તે જોરથી તેનાપર ફેંકયું. પણ નરાધમ કલુષા તેનો મારો ચુકવતો બોલ્યો:—"જો એ, ઘણું થયું. આ ધાંધલ ન જોઇએ. હું તો આ ત્હારા ભલા માટે કહું છું. પછી ત્હારી મરજી. ન માન તો પડ જહાનમની ખાડમાં. મને શું! જો મૂર્ખ, હજી મ્હારૂં કહેવું માની હા કહીને વિચાર કર. હજી બાજી હાથથી ગઇ નથી. બધાં રૂડાં વાણા થશે. માન, અતિશય રોગથી પીડાતા માણસને ઔષધ ગમતું નથી એવી ત્હારી સ્થિતિ છે, તેને શું કરીએ? આપણે તો કહી કહી થાકયા."

આટલું કહી તેણે ત્યાંથી કાળું કર્યું. સંભાજી ઘણો તાપસ અને પાણીદાર હતો. તેના હાથમાં કલુષો જો તે વખતે આવ્યો હોત તો તેનું ડોકું તેણે કયારનુંએ મરડી નાખ્યું હોત? કદાચિત જરાસંધ પેઠે ઉભો ચીરી નાંખ્યો હોત; તે કલુષો સારી રીતે જાણતો હોવાથી નજીક ગયો નહી. સંભાજીના સર્વ મનોવિકાર એટલા ઉત્કટ હતા કે કયારે પણ તે પાછા ખેંચાઇ શકાતા નહોતા. સંભાજી અત્યારે સંતાપથી અંધ થયો હતો. અત્યુત્કટ મનોવિકારી મનુષ્ય હોય છે તેના સર્વ મનોવિકાર ઘણા જુસ્સાવાળા હોય છે. પ્રેમ હોય છે તે વખતે તે પણ અતિશય હોય છે, તે બદલાઇ તે સ્થળે દ્વેષ ઉત્પન્ન થાય છે તો તે પણ અતિશય ભયંકર

થાય છે. સંભાજી એવીજ વ્યકિત પૈકી હતો. કબજી કલુષાએ આજ પર્યંત પોતા સાથે આવો વિશ્વાસઘાત કર્યો, એવું જણાયું ત્યારથીજ સંભાજી ભડભડી ગયો હતો. તેનું સર્વાંગ સળગી ઉઠયું હતું; અને તેનો સંતાપાગ્નિ એટલો જોરથી સળગ્યો હતો. કે તેને તે દુષ્ટ કલુષાના પ્રાણુની આહુતિ મળે તોજ તે શાંત થાય એમ હતું.

હવે ડોળાપર આવેલ પડલ ઉતરી જાય જેવી સ્થિતિ થાય તે પ્રમાણે સંભાજીની સ્થિતિ થઇ હતી. તેની આંખો હવે ઉઘડી. કબજી કલુષો આજ પર્યંત પોતાનો મ્હોટો મિત્ર, મ્હોટો શહાણો ગુરૂ, સલાહકાર, જમણી બાંહ, એવું તેને લાગતું હતું. પરંતુ તેજ પોતાનો અતિશય મ્હોટો શત્રુ છે એવું સ્પષ્ટપણે હવે દેખાયું હતું. ગયા દસ વર્ષમાં જે જે અનાન્વત કૃત્યો તેના હાથથી થયા, તે તે સર્વ તેના નેત્ર સામેથી એક પછી એક ક્રમશઃ જેવી રીતે થયા હતા તેવા વિસ્તારમાં દેખાવા લાગ્યા, જેના જેના ખુન કરાવ્યાં, તે તે વ્યકિત તેના ડોળા સામેથી ખસતી નહોતી. પ્રથમતઃ રાજ્યની લગામ હાથમાં લેતાંજ રાયગઢપર ચઢી, કંક, સરનૌબત, સચીવ વીગેરે સરદારો મુત્સદ્દીઓ મહેલની સદરમાં હતા તેમને પકડી કેદ કરવાના દેખાવો; કતલ કરવાના, કડાલોટ કરવાના ચુનાની ભઠ્ઠીમાં નાંખવાના વગેરે સર્વ દેખાવો આજે તેની નજર આગળ ખડા થયા. ઓછામાં પુરૂં તેને કમકમાવતો માતા સોયરાબાઇને ભિંતમાં ચણી તે દેખાવ ખડો થયો. અત્યાર સુધીના ડોળા સમક્ષ ઉભા થયલા સર્વ દેખાવો કરતાં આ

દેખાવ અત્યંત હૃદયભેદક કમકમાટી ઉપજાવનાર હતો; તે દેખાવ તેના મનને બાળી ભસ્મ કરતો. પોતાની આંખો હાથથી દાબી બંધ કર્યાથી આ ભયંકર ત્રાસ ઉપજાવનારા પોતાના કપિંણુ અમાનુષીક કૃત્યોના દેખાવો અદૃષ્ય થશે, એવા હેતુથી ત્રણુ ત્રણુ વખત પોતાના બેઉ હાથોથી આંખો દાબી; પરંતુ ઉપયોગ શું ? તે સ્વતઃના દુષ્ટ કૃત્યોના ભયંકર દેખાવો કેમે કરે તેની દ્રષ્ટિ આગળથી ખસ્યા નહી. પણુ સોયરાબાઇ મરતાં મરતાં ચીચીયારી પાડતી ભયંકર શ્રાપ આપે છે, અને તે સર્વ અક્ષરશઃઅત્યારે ખરૂં થાય છે તેવું તેનું મન સાક્ષી પુરતું હતું, તથા આજ મીતીએ જે પોતાની દુરવ્યવસ્થા થઇ છે, તે માતાના ભયાનક શ્રાપનું ફળ છે એવું તેને લાગવા માંડ્યું. ઘણુા ઘણુા પ્રયત્નો કર્યા પછી તે માતૃઘાતના ભયંકર દેખાવો તેની નજર સામેથી ખસ્યા પણુ તેને સ્થળે તે પછીના અસંખ્ય અનન્વિત દુષ્ટ કૃત્યો એક પછી એક તેની નજર સામે ઉભરાવા લાગ્યા. તે ચંડાળ કલુષો આવી મળ્યો. તે દિવસથી તો તે સર્વ કૃત્યોની જાણે એકસરખી હારની હાર ચાલી હોયની ? તે સર્વ વર્ષોમાં સારા સારા લોકોએ કરેલા ઉપદેશક શબ્દો સાંભર્યા, તેમજ પોત સારૂં લાગે તેવું એકે કૃત્ય કરેલું તેને દેખાયું નહી. જયાં જુવે ત્યાં કોઇના ખુન કરાવેલાં તેના પ્રેતરૂપ ભયંકર ચ્હેરા, કોઇના ઘરબાર તારાજ કરી કેદ કરેલા તેના દુઃખાવિષ્ટ ચ્હેરા, ઘણી સ્ત્રીઓના પતિવ્રત ભ્રષ્ટ કરેલા તેના તે વખતના આક્રંદ કરતા દુઃખી દયાજનક દેખાવો, અત્યારે તેને ભય ઉપજાવતા ધરૂજાવતા તેની આંખો સામે ખડા થવા લાગ્યા. કલુષા,

એસાજી, તુળશી તેમના ખરા રૂપમાં અત્યારે દેખાવા લાગ્યાં. પોતે આટલો વખત કેટલો અંગ હતો તે અત્યારે દેખાયું. કલુષો એક હાથે શરાબ પાતો, બીજો હાથ વાંસે કરી કટારી પકડી તેનું ખુન કરવા સંધિ જોતો દેખાયો. આ તેણે આટલા દિવસ ન જાણ્યું તેનો પશ્ચાતાપ થવા માંડયો. કબજી કલુષા રોજ રોજ તેને મદિરા અને મદિરાક્ષીઆ બે રૂપથી ઘટિકાએ ઘટિકાએ વિષના પ્યાલા આગ્રહ કરી કરી પીવરાવતો, અને પોતે મુર્ખ તે અમૃત ધારી કોઇની પરવા ન કરતાં પીતો; તથા શ્રી સમર્થ મહાન ગુરૂ રામદાસ સ્વામિ તેમજ રઘુનાથ-પંત, મોરોપંત વગેરેના સદુપદેશના ખરેખરા અમૃત ભરેલા પ્યાલા પોતાના ઓષ્ટ પાસે આવ્યા છતાં, તે વિષથી ભરેલા સમજી તેનો નાકાર કરી તે આપનારની અપ્રતિષ્ઠા કરવામાં બાકી રાખ્યું નહી, એ પણ અત્યારે સ્પષ્ટ દેખવા લાગ્યો.

સંભાજી અત્યારે આ ભયંકર જાગૃત સ્વપ્નામાં પડયો હતો. તેની સ્થિતિ વિલક્ષણ થઇ હતી. સ્વભાવતઃ સંભાજીનું અંતઃકરણ મજબુત હતું. પરંતુ અત્યારે જે પ્રસંગ તેનાપર આવ્યો હતો, તેથી તેના મનમાં યત્કિંચીત પણ તેની સતા રહી ન હોતી. ઘડીકમાં તેને લાગતું કે આપણે આપણી આમદાનીમાં ચૈનબાજીનો અનુભવ લઇએ છીએ, કલુષો પોતાને શરાબ પાઇ, પોતે રચેલાં હિંદી ભાષાના કાવ્યો, જે અતિશય ઉ-તાન શૃંગારથી ભરેલા છે. તે ગાય છે. તે સાંભળી તલ્લીન થતો પોતે પોતાની વારાંગના તરફ ડોળા ચળકાવતો આંખો મારતો, "વાહવા, વાહવા, કબજી ખુબ

બહાર ઉડાઇ," એવું બોલતો પાસે ખેંચી બાથ ભીડતો, પરંતુ આ દેખાવ દેખાય ન દેખાય થાય છે, ત્યાંજ પોતે બાથમાં લીધેલ કબજી બાબજી ન હોઇ, તે એક વિક્રાળ કૃષ્ણ સર્પ છે તથા પોતાની છાતીપર ડસે છે એવો ભાસ થતો. આવો ભાસ થતાંજ લાગલો તે શુધ્ધપર આવતો. અહીં તહીં જોતો, આંખો ચોળતો, પોતે જે જોયું તે ખરોખર જોયું કે માત્ર ભાસ થયો છે, તે સમજાતું ન્હોતું. તેથી પોતે કયાં છે, કઇ સ્થિતિમાં છે, શું કરે છે, અને આ બધું શું ચાલ્યું છે તેનું ભાન ભુલી જતો. તેનું મસ્તક ઠેકાણે રહયું ન્હોતું. તે એકદમ ગાંડાપેઠે હસતો, રડતો, ક્રોધ કરતો, દાંતીયા કરતો, દાંત પીસતો, હાથ પછાડતો, કુદતો, પુનઃ મન ઠેકાણે આવતાં ઘણો વખત લાગતો. અંતે થાકીને નિદ્રામાં પડતો પણ ક્ષણભર આંખો મિંચાય કે ન મિંચાય ત્યાં ઉપર કહેલા દેખાવો દેખાઇ તેને પુનઃ ભયંકર સ્થિતિમાં લાવી મુકતાં. તે, કલુષો, તુળશી, એસાજીને સંબોધી બબડતોઃ-

"નહી, નરાધમો, પીશાચો, હેવાનો હવે દયા નહી. દયા, દયા. દુષ્ટ રાક્ષસો તમારે માટે નથી. હવે તમારા હ્રદયમાં-અરે દુષ્ટ દદા પીશાચણી તું દૂર થા-તું-અરે મને તેમનું લોહી રેડાતું જોવા દો,-હા-હા-હા-અરે મને તેમનાં નિશ્વાસો, તેમની ચીચયારીઓ સાંભળવા દો!" સ્વપ્ન અહીં બદલાયું પુનઃ બડબડાટ શરૂ થયો-"અરે આગ, આગ-આ આગ મનુષ્યના મગજમાંથી નીકળી નથી. એ તો ભુતો પીશાચોની કૃતિ છે. તે તે માતા પવિત્ર માતા મને માફ કર-મને ન

બાળ—અરે તે આગથી ત્હારૂં વેર લે છે—અરે આ ભયંકર વેર માતા ત્હારૂં કૃત્ય છે, નહી, નહી, અરે એ આગ મને આંખોને આંખો સળગાવી દે છે, મને બાળી ભસ્મ કરે છે—ઓ તું મ્હારામાં રહી મને બાળે છે; તું મને ખાય છે—તું મ્હારૂં રૂધીર પીયે છે—અરે ત્હારી તે આ કેવી ભુખ ? અરે ત્હારી તે આ કેવી ભયંકર તૃષા !—બળો, બળો, જુવો, જુવો, કેવું સુંદર ! બળો—વધો—અરે તું મ્હારામાં છે ! આગ તું તું ભુતો પીશાચોનું ભયંકર પેટ—તું તેમની રકતવર્ણી કીરમજી સમાધિ—પ્રેતમંદિર રૂપ છે ! જોસભેર ઝાળ પ્રગટો—ખુબ બાળો ! ઓ જબરજસ્ત—ઉગ્ર જનુન ! અરે ફુંફાડા મારતા ધડકતા નાશ ! ઓ પ્રૌઢ વિનાશ ! મેં પણ તને અનુભવ્યો છે ! તું નાશ કરે છે, મ્હારો તું નાશ કરે છે ! સુસવાટા કરતી તીવ્ર—અનર્થ ગુજારનારી જવાળા ભડભડાટ બાળે છે ! શું તું સંતાપ—ધેલચ્છા વિકાર છે ! શું તું આશા—તૃષ્ણા છે ! અહાહા ! કેવું ભયંકર ચુંબન ! હવે સંભળાય છે ! અરે તે હવે સંભળાય છે ! અરે ભયંકર સર્પોની સુકી લપલપાટ, ક્રૂર જીવ્હામાંથી નીકળતો ફુંફારો છે ! અરે તું ભુમીને મૃત્યુવત બનાવવા ડસીસ ! શું મારી કારકીર્દિ ! વાહવા, મારવું, ગળવું અને કબજામાં લેવું ! આખા જગતને ચાટી જતી, તેને ચોમેર વિંટળાઇ વળેલી ભયંકર આગમાં ગાંડાઇથી નૃત્ય કરવું, એ શું ત્હારી કારકીર્દી ! જવાળા પ્રગટે છે ! બાળે છે ! તું તદાકાર સાક્ષાત ગાંડાઇ છે. તું તું જીવન છે, ઇશ્વર છે, તું તે હું છું ! ઓ મા ! મા ! માફ કર ! આ ત્હારૂં કૃત્ય છે. હાય ! હાય ! અરે, અરે, દોડો,

દોડો ! તમે શું તેના હાથમાં મસાલ પકડેલી, ચોમેર અગ્નિ લગાડતી જોતા નથી ? તે આવે છે, તેના પગનો અવાજ સંભળાય છે, અરે શું હજુ ત્હારૂં વેર સંપુર્ણ લેવાયું નથી ? અરે શું હજુ તું શાંત થઇ નથી ! અરે આખા જગતને બાળી ભસ્મ કર પછી શાંત થા ? માતા ! આખું જગત ત્હારી ચિતા થશે ! અરે હું ત્હારો ગુન્હેગાર બાળક ! પોતાના પાપના પ્રાયશ્ચિતરૂપ આખા મહારાષ્ટ્રને ત્હારી ચિતા બનાવી છે ! અરે મ્હોટા મ્હોટા નરેશોથી નથાય તેવું મેં કર્યું છે ! દુઃખી થતી અશ્રુ ધાળતી વીધવાઓ, કન્યાઓ, માતાઓ અને બાળકો ત્હારા ડાધુઓ બન્યા છે. અરે માતા હવે શાંત થા ! ત્હારા ખુની. ત્હારા ગુનેહગાર માતૃહત્યારા પાપાત્મા—બાળકને ક્ષમા બક્ષ, ક્ષમા કર ! હવે ત્હારી મને ગાંડો બનાવતી પીશાચરૂપ નોબતનો નાદ બંધ કર ! સંભાજી, ના હું પીશાચ ! કૃતઘ્નિ, માતૃ હત્યારો નીચ હેવાન ! માતા, માતા, પવિત્ર માતા, માફકર, દયા, દયા, હાય મને ન બાળ !" ચોંકાવનારૂં ભયંકર સ્વપ્ન ફર્યું, આગળ વધ્યું:—"જાઓ, જાઓ, દૂર થાઓ ! ઓ ભયંકર ભુતો દૂર થાઓ ! મ્હારી છાતી આમ ન ચીરો ! અરે મને છુરીઓ ન ભોંકો ઓ—ઓ—ઓ—"

જાગૃતસ્વપ્નમાંથી બેશુધ્ધ થતો ધરણીએ ઢળતો, તેની સ્થિતિ અતિષય વિષમ થઇ હતી. તે પ્રેતો જોતો, ભયથી, ત્રાસથી ચીસો પાડતો, ડોળા ફાડી આસપાસ બેબાકળા પેઠે નજર ફેરવતો. પરંતુ કેટલોક વખત વિત્યા બાદ ડોકું પુનઃ ઠેકાણે આવતું, અને પોતે કઇ સ્થિતિમાં, કયાં છે, તે લક્ષ્યમાં આવતું. "આવી રીતે જીવન ગાળ્યાના કરતાં મરવું ભલું. બાદશાહ હવે મ્હારો જલદી નીકાલ કરી નાખે તો સારૂં." એવું તેના મનમાં ઘોળાયા કરતું.

## પ્રકરણ ૨૬ મું

### મોગલ છાવણીમાં.

કામ પડયાથી જાણીએ, જે જન જેવો હોય;
તાવ્યાં વિણ ખોટું ખરૂં, કહે ન સોનું કોય.

જજો રૂધિર તનડા તણું, ન જજો જારએ નીર;
નાક સહિત મસ્તક જજો, નાક ન જજો લગીર.

માનવ જાણે હું કરૂં, કરતલ બીજો કોય;
આરંભ્યું અધવચ્ચ રહે, હરિ કરે સો હોય.

લાખ ઉપાય કરોડ મતિ, કરી જુવો ને કોય;
આરંભ્યું અધવચ રહે, હરિ કરે સો હોય.

(કેશવ)



તરફ રાજારામ અને તેના બે સોબતી ધડકતે હૃદયે પોતાના ભોમીયાની પુઠે પુઠે ચાલ્યા. તેમનો પોશાક ધ્યાન ખેંચવા જેવો ન હોવાથી કોઇનું લક્ષ્ય તેમનાપર ખેંચાયું નહી. કારણ જેને ચોકસ કામ કાંઇ ન હોય, માત્ર છાવણી ભર કુતુહળ માટે અમસ્તા ફરવું, એવા લોકો છાવણીના બજાર ઝુણુગામાં કાંઇ ઓછા ન્હોતા. ઔરંગઝેબની મહાન છાવણીની મોજ તો એ હતી કે તેના એક નાકેના ભાગપરનો પહારો વટાવી એક વખત અંદર દાખલ થયા તો પછી જોઇએ ત્યાં જાઓ-ફરો તો કોઇપણ ભાવ પુછે નહી. તે છાવણીમાં તો મનુષ્યો દરિયાની જેમ ઉભરાતા હતા, તે લાખો લોકોનું

વસેલું એક મહાન શહેરજ હતું. તેવી વીશાળ છાવણીમાં વ્ય વસ્થા પણ તેવીજ રહે. માત્ર છાવણીમાં દાખલ થતાંજ મનુ-ષ્યની પરિક્ષા લેવાય તેટલીજ, તેમાં પણ માત્ર સંજ્ઞાનો શબ્દ કહ્યો અને કોઇની ઓળખ આપી એટલે થયું, તેથી આપણા આ પ્રવાસીઓને તે ભોમિયાને છાવણીમાં ઘુસાડવાનું કામ કઠીણ ન્હોતું.

રાજારામ તદન નવીન હતો. તેને આવી છાવણી વગેરેની માહિતી ન્હોતી, માત્ર વર્ણનો સાંભળ્યાં હતાં તેટલુંજ; બાકી એવું કાંઇપણ નજરે જોયું ન્હોતું. તેને આ પ્રચંડ કૃત્રિમ શહેર જોતાં ઘણોજ અચંબો થયો, એટલુંજ નહી પણ જેના સૈન્યનું એક વિલક્ષણ નગરજ થયું છે, તે સાથે પોતે સમુ-દ્રમાં બિંદુ તુલ્ય નહાનકડા સૈન્ય સહિત આવી હલ્લો કરી પોતાના વડિલ બંધુને છોડવવાનો બેત કર્યો હતો, તે કેટલું નિષ્ફળ સહાસીક કૃત્ય હતું તે સહજજ લક્ષ્યમાં આવ્યું. બાદશાહી સૈન્ય આટલું પ્રચંડ હશે તેની તેને કલ્પના સુદ્ધાં ન્હોતી. પરંતુ આ સૈન્ય સમુદ્ર જોઇ પોતાનો પહેલો વિચાર પાર પાડવો અશક્ય હતો એ પકકી ખાત્રી થઇ.

તે મરાઠો માર્ગદર્શક તેને નાના પ્રકારના માર્ગોથી લઇ ગયો, અને નાના પ્રકાર દેખાડયા. સાધારણતઃ ભવ્ય અને વિસ્તીર્ણ શહેરમાં જે જે સુખદુઃખના ચૈનીપણાના તથા ઉદ્યોગ વ્યાપાર વ્યવહાર ચાલે છે, તે સર્વ આ કૃત્રિમ શહે-રમાં પણ ચાલતા હતા. ફરતાં ફરતાં જ્યાં સંભાજી મહારાજને કેદ રાખ્યા હતા, ત્યાં તેઓ આવ્યા, અને તેમનો ભોમિયો

તેમને તે જગ્યા પકડી ધ્યાનમાં રાખવા જેટલી જેટલી નીશાનીઓ જોઇએ તેટલી બધી દેખાડતો હતો. એટલામાં જોયું તો એકદમ સંભાજીવાળા તંબુની ચોપાસ ઘેરો ઘાલી કેટલાક સીપાઇઓ ઉભેલા, કેટલાક અંદર ઘુસેલા. આ દેખાવથી આ લોકો ચકિત થયા. આજ કાંઇપણ વિશેષ ગડબડ છે એવું લાગ્યું. રાજારામના મનમાં તો નાના પ્રકારના વિચાર આવ્યા. ' अति स्नेहः पाप शंका ' । કહે છે, તેવી સ્થિતિ થઇ. 'બાદશાહના મનમાં સંભાજીનો વધ કરવાની તો ઇચ્છા નહી થઇ હોય ? અરેરે તો તો થઇ રહયું ! પણ તેમ નહી હોય, કોણ જાણે, પણ આ શું હશે ! તેની માહિતી કેમ મળે !' કદાચ માહિતી પણ મળે તો આપણે હાથે તેનો ઉપયોગ કેમ થાય ? ત્યાં તેના કાનમાં ધીમેથી ભોમિયાએ કહયું. " હું હમણાજ બધી ખબર કાઢી આવું છું." એવું કહી રાજારામ તથા તેના સાથીઓને ખુણામાં બેસાડી બાતમી કાઢવા ઉતાવળે નીકળી ગયો.

હજુ અર્ધોએક કલાક વિત્યો નહી હોય ત્યાં તે પાછો આવ્યો અને રાજારામના કાનમાં કહયું. " બાદશાહે અત્યારે ને અત્યારે સંભાજી મહારાજને દરબારમાં હાજર થવાનો હુકમ કર્યો છે, અને અહીં મહારાજ માનતા નથી, તે કહે છે કે હું કાંઇ તેનો નોકર નથી, તેનો દબાયલો નથી. તે મુસલમાનોનો પતિ છે, તો હું હિંદુપતિ છું. તે ઉત્તરનો બાદશાહ છે, તો હું દક્ષિણનો બાદશાહ છું. જો તેને અમને મળવાની ઇચ્છા થઇ હોય તો ભલે અહીં આવે, અમારી કાંઇ

ના નથી. નહી તો તાબડતોબ અમને મુક્ત કરે." આવો નિર્ભેર-ઉદ્ધત જવાબ આપ્યો છે. તેને લઇ જવા જે બે સરદાર આવ્યા છે તે નાના પ્રકારે તેને સમજાવે છે પણ તેનું સાંભળતા નથી. મહારાજ મને તો હવે પૂર્ણ ભય લાગે છે કે આવી ઉદ્ધતાઇથી સંભાજી મહારાજ બાદશાહ સન્મુખ કાંઇનું કાંઇ વધુ પડતું બોલી કાલે આવતું મોત નાહકનું આજ પોતા માથે વ્હોરી લેશે, અને આપણી બધી મહેનત-ખટપટ ધુળ મળશે ?

સંભાજીના ચિત્તમાં વિલક્ષણ ઉદ્વિગ્નતા અને વૈરાગ્ય ઉત્પન્ન થયાં હતાં. જોઇએ તે હો, પણ હવે આવી સ્થિતિમાં જીવ્યા કરતાં બાદશાહને હાથે પોતાનો નાશ કરાવી લેવા બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. આથી તે બાદશાહી ફરમાનનું અનાદર કરતો હતો, એટલુંજ નહી પણ બાદશાહને 'न भूतो न भविष्यति' ગાળો આપી તે સર્વ ગાળો તેને જઇ કહો એવું પોતાને બોલાવવા આવેલ સરદારોને કહેતો. અંતે તેઓમાંના એકે સંતાપી કહ્યું:- "તું ત્હારે ત્હારા બંદીખાનામાં રહી, બાયલા પેઠે શું ગાળો ભાંડયા કરે છે? જો ત્હારામાં હિમ્મત હોય તો, ખરેખરૂં ત્હારા-પણું હોય તો તેના બોલાવવા પ્રમાણે તેની દરબારમાં જઇ બધા સરદારો, અમીર ઉમરાવો દેખતાં જે કાંઇ બોલવું હોય તે બોલવાની ત્હારી છાતી છે? એવું કહે તોજ ખરો હિમતી ! અમને કહે શું વળે?"

આ કાળજું વિંધનારા શબ્દબાણોએ અસર કરી, આંખો કહાડતો તેજ ક્ષણે સંભાજી ઉછળ્યો અને "ચાલ, ચાલ-ત્યાં

જઇ તેં દુષ્ટ પાસે મને જે કહેવું છે તે કહીશ ચાલ આ સાંભળી તેને બોલાવવા આવેલા સરદારો મનમાં આનંદ પામતા તરતજ તેની બેડી છોડી પણ માત્ર હાથો સાંકળથી બાંધી તંબુ બ્હાર લાવ્યા. તંબુ બહાર આવતાંજ પહેરેગીરો ખુલ્લી સમશેર સાથે તેની આસપાસ વિંટાઇ વળ્યા. પીંજરામાં રાખેલ સિંહનો પિંજરો ખેંચી જતા હોય તો તે પ્રમાણે તે સરદારો અને પહેરેગિરો વચ્ચે તેઓ જે તરફ જતા હતા તે તરફ ડોકું અભિમાનથી ઉંચું રાખતો કેદ થયેલ મહારાષ્ટ્ર સિંહ ચાલતો હતો.

આપણા આ પ્રવાસીઓએ ધડકતે હૃદયે ઇતર લોકો પ્રમાણે આ દેખાવ નીહાળ્યો. રાજારામતો આશ્ચર્ય, ક્રોધ, ખેદથી શુદ્ધી ખોઇ દાંત કચકચાવી કાંઇ ઉદ્ગાર કાઢવા જતો હતો; ત્યાં તરતજ તેના ભોમિયાએ જોરથી તેનો હાથ દાબી તેને શુદ્ધીપર લાવ્યો. રાજારામ તરતજ ચેતી ગયો. મનમાં બધું દાબી બ્હાર શાંત મુદ્રા કરી; અને ઘણે ધીમેથી ભોમિયાના કાનમાં કહ્યું; જોઇએ તે રીતે આ વખતે દરબારમાં જઇએ એવું કાંઇ કર.'' પણ તેણે તેટલેજ ધીમે સ્વરે ઉત્તર આપ્યો:—''શક્ય નથી, હું અહીંથી તમારી તરફ આવ્યો તે વખતની અને આજની સ્થિતિમાં જમીન અસમાનનો ફરક પડયો છે. હું તમને લઇ પાછો ફરીશ ત્યાં આટલો બધો ફરક પડશે એવું મને સ્વપ્ને પણ ન્હોતું. મહારાજને દરબારમાં કેમ બોલાવ્યા છે તેની :કલ્પના શુદ્ધાં મને નથી. પહેલે મ્હારી ઇચ્છા એવી છે કે દરબારનું બોલાવવું આવે તે પહેલાંજ મહારાજને નસાડવા, હવે બધા દાવ ઉંધા પડયા લાગે છે. હવે કેમ થશે! મને કાંઇ માર્ગ સુજતો નથી. હવે આપણે આવેલે માર્ગે પાછા જઇએ તો કાંઇ પણ હરકત

નથી. કારણુ જે હેતુથી આવ્યા તે હેતુ સફળ થશે એવું મને જરા પણુ લાગતું નથી. મહારાજની સ્થિતિ અતિ વિલક્ષણુ થઇ છે. બાદશાહ સન્મુખ જોઇએ તેવું ઉદ્ધતાઇથી બોલશે અને બાદશાહ કેવા ક્રૂરપણાનો હુકમ ફરમાવે તેનો પણુ નિશ્ચય નહી. હવે બાજી હાથથી ગઇ. હવે તે સર્વ આશા વ્યર્થ ! આવી અત્યારે સ્થિતિ છે તો આપણા નાના પ્રકારના બેતો શા કામના! તથાપિ દરબારમાં શું થાય છે તે જોવાની તમારી ઇચ્છા છે તો તમને ઘુસાડવા કાંઇ યોજના બની શકે છે કે કેમ તે જોઇ આવું છું. જો બની શકે તો તો ઠીકજ છે, પણુ ઠીક તે શું ? ત્યાં આપણાથી કાંઇ થનાર નથી; માત્ર આ સર્વ વિલક્ષણુ પ્રકાર જોઇ અંગનો વ્યર્થ સંતાપ ફક્ત થશે ! છે ! હવે મને એકે માર્ગ સુજતો નથી, તથાપિ હું દેખાડું તે સ્થળે જરા બેસો, જે વ્યક્તિએ તમને અહીં સુધી લાવવાની ખટપટ મ્હારે હાથે કરાવી તેની પાસે જાઉં છું તમને લાવ્યાની વર્દી આપું છું. એટલું કહી, સમજાવી, તેમને એક એકાંત સ્થળમાં આવેલી એક રાહુટીમાં લઇ જઇ બેસાડયા, અને પોતે આવે ત્યાંસુધી જરાપણુ ત્યાંથી બ્હાર પગ મુકવો નહી એવી તાકીદ કરી પોતાને માર્ગે પડયો.

તેના ગયા પછી રાજારામ તથા તેના સાથીઓ વચ્ચે ધણે ધીમે સ્વરેથી વાતો થઇ, તે બધાનો ઇત્યર્થ એટલોજ હતો કે, હવે મહારાજને છોડાવવાનો વિચાર વ્યર્થ છે. આપણે વિના કારણુ અહીં સુધી આવ્યા. સૈન્ય લઇ આવ્યા હોત તો એક બડાઇ માર્યાનો શ્રેય પણુ થયો હોત તેમાં પરાભવ થયો હોત તોપણુ હરકત ન્હોતી, પણુ આમ આવ્યાથી કાંઇ

થયું નહી. આવી નીરાશાની વાતો ચાલતાં ચાલતાં ઘણો વખત વિત્યો; અને બેસનારાઓ કંટાળ્યા; એટલામાં એ ભોમિયો આવ્યો. અને રાજારામના કાનમાં ઘણે ધીમેથી કાંઇ કહ્યું. તે સાંભળી રાજારામ સંચિત થઇ બેઠો. વચ્ચેજ બોલી ઉઠયો "તું કહે છે તે કરવું ઘોકાનું કેમ ન થાય? હું મ્હારી સાથે સૈન્ય લઇ આવતો હતો; માર્ગમાં તું મળ્યો; અને આવી રીતે અહીં અમને લઇ આવ્યો. મ્હારા સાથીદારોમાંથી પણ માત્ર બેને સાથે લાવ્યો, બાકીનાં કયાં છે તેની પણ મને ખબર નથી હવે એ બેને પણ એક બાજુએ રાખી ત્હારી સાથે એકલો લઇ જાય છે તેનો ઉપયોગ શું? હું ત્યાં આવી શું કરી શકીશ? માત્ર જોઇશ એટલુંજ ના! તે જોવાથી માત્ર અંગનો સંતાપ થશે, બીજું શું? પણ જોઇએ તે હો, જોઇએ તે થાઓ, પણ તું મને લઇ જા. ત્યાં આવવા તૈયાર છું. ચાલ, હું ત્હારી સાથે આવું છું."



# પ્રકરણ ૨૭ મું.

—:o:—

## વિજેતા અને પરાજીત.

"ધરા તપે ને ધ્રુવ ચલે, ગમગમતે ગિરનાર;
ક્ષત્રી કુવચન સહે નહી, ધરા ન ઝીલે ભાર."

---

"Even in thy pitch of pride,
Here in thy hold, the vassels near,

* * * *

I tell thee, thou art defied!"

* * * *

Fierce he broke forth,—"and darest thou then
To beard the lion in his den,
And Douglas in his hall?"

* * * *

(Scott)



સંભાજીના અંગની માત્ર લાહે લાહે થઇ રહી હતી, પોતે અતિશય સંતાપથી જહાલ થયા છતાં પ્રતિપક્ષી તદન શાંતપણું ધરે તો એક પ્રકારનો પરમાવધીનો દાહ થાયછે, તેજ અવસ્થા સંભાજીની થઇ. ઔરંગઝેબને સંતાપ લાવવાની તેની ઇચ્છા બીલકુલ તૃપ્ત નહી થતાં, ઉલટો તે "બાબારે, તું જોઇએ એટલા ગુસ્સાથી

બોલ પણ હું સંતાપ પાળનાર નથી" એવું કહેવા લાગ્યો; એટલુંજ નહિ પણ તદન શાંતિથી તેને હિંદુ ધર્મ છોડી દઇ મુસલમાની ધર્મ સ્વીકારવા ઉપદેશ કરવા માંડયો. તે ધર્મ સ્વીકારે તો સર્વ દક્ષીણ હિંદની સુબેદારી આપવા લાલચ દેખાડી. આ સર્વ દેખાવ જોઇ, અને બાદશાહે શાંતપણે આ સર્વ ઉચ્ચારેલા શબ્દ સાંભળી સંભાજીને એવું થયું કે, તેના અંગપર તુટી પડી તેના પ્રાણ ક્યારે લઉં; પણ તે તેના સ્વાધીનમાં ન્હોતું. તેના અંગમાં એટલો ક્રોધ ભરાયો કે તેના ઓઠો—શરીર થરથર કંપવા લાગ્યા. જીભ્હા શબ્દોચ્ચાર કરવા અતિશય ઉતાવળી થઇ હતી છતાં પણ ઉચ્ચાર નીકળી શકે નહી. નેત્ર લાલચોળ કરી બાદશાહ તરફ જોતો હતો. આ સ્થિતિ ક્ષણ માત્ર રહી, કે લાગલોજ તે ચીડાયલો મ્હોટેથી બરાડતો, દાંત કચકચાવતો, ગર્જના કરી ઉઠયોઃ—

"કાફરી ધર્મ કોના ધર્મને કહે છે? દુષ્ટ આ વખતે તું ત્હારા પ્રચંડ સૈન્ય તથા સરદારો, અમીર ઉમરાવો વચ્ચે બેસી આ સિંહને કેદ કરી, નિઃશસ્ત્ર કરી, હાથમાં જંજીર નાંખી, મ્હારી ચોપાસ પહેરો રાખી, મને એકલાને ત્હારી સન્મુખ ઉભો રાખી, જે ઉપમર્દ કરે છે, મ્હારા સર્વ માન્ય સર્વ પૂજ્ય મહાન સનાતન ધર્મને, મ્હારા પવિત્ર દેશને અને મને અપમાનકારક જે જે શબ્દો ઉચ્ચારે છે, તે સર્વે અત્યારે ચુપચુપ સહન કરી લેવા શિવાય બીજું કાંઇપણ મ્હારા હાથથી થવાનું નથી, તે જાણીનેજ કરે છે. પણ એમાં પુરૂષાર્થ શું તે તને ખબર? મુસલમાન બની ત્હારી બાદશાહત તો શું પણ સમગ્ર પૃથ્વીનું રાજ્ય મેળવવા કરતાં તો હું હિંદુ છું તેજ

રહી ભિક્ષા માંગવાનો ધંધો પણ વધારે માન ભરેલો માનીશ, તેમાં મને શરમ જેવું કાંઇ લાગવાનું નથી."

ઔરંગઝેબ હસ્તો હસ્તો બોલ્યો:–શાબાસ છે, શાબાસ! સંભાજી જો વિચાર કર. આપણે ઘણે વખતે મળ્યા હો. વાહ, ત્હારો દેખાવ, ત્હારૂં બોલવું, ત્હારી એંટ, ત્હારૂં તાદૃસ જંગલીપણુંજ દાખવે છે. અરે આટલા આટલા ભય વચ્ચે તું આવો બેફીકરો કેમ દેખાય છે? આટલી ઉદ્ધતાઇ કેમ દેખાડે છે?"

સંભાજી:–જોઇએ તેવી સખતી, ભય હોય પણ આ સિંહ ડરતો નથી. આં હૃદયમાં તો શાંતિજ છે. મોત શું ચીજ છે. મોડું કે વ્હેલું સર્વે માટે એજ રસ્તો છે, ચંડાલ!"

અઉરંગઝેબ:–"મુર્ખ છોકરો!"

સંભાજી:–"મૂર્ખ કોને કહે છે! દિલ્હી પતિ મગરૂર ન બન, આજ મ્હારો વારો છે તો કાલે ત્હારો પણ આવશે. ઇશ્વરની દરબારમાં બધા સરખા છે. કાલે તો હું–ત્હારી સમક્ષ આજે કેદની સ્થિતિએ ઉભેલો હું–દક્ષિણનો બાદશાહ હતો!"

અઉરંગઝેબ:–"વાહવા, આપતો મ્હોટા મહારાજા છત્રપતિ છો! પધારો, પધારો! વાહ આજે આ જંજીરમાં કેવા શોભો છો!"

સંભાજી:–"ચંડાળ, કમભાગ્યની મશ્કરી કરવી સુજે છે! જરા છોડ તો બધી ખબર પડે! જંજીર, અરે જંજીર કે સમશેર એ તો વીરોનાજ હાથમાં શોભે; બાકી ત્હારા જેવા કાયરના હાથમાં તો ચુડીઓજ શોભે. આલમગીર મ્હોઢું સંભાળીને

બોલ! અત્યારે ત્હારો કેદી છું, પણ હું દક્ષિણનો પતિ છું, હિંદુ પતિ છું તે યાદ રાખ. ત્હારા પણ એક દિવસ..."

સંભાજી હજુ વધુ બોલવા જતો હતો ત્યાં તેનો દુષ્ટ ઘાતક મંત્રિ કબજીકલુષો પણ ત્યાં બાદશાહના બોલાવ્યાથી આવી પહોંચ્યો. આગળ કહી ગયા તે સંભાજી અને તેની વચ્ચેના કજીયા પછી તેની અને સંભાજીની દૃષ્ટા દૃષ્ટ આજેજ થઇ. આલમગીર બાદશાહે કબજીને સંભાજીને ઉપદેશ આપવા દરબારમાં બોલાવ્યો હતો, પોતાના આવવાનો કાંઇપણ ઉપયોગ હવે થનાર નથી તે તે નરાધમ સારી રીતે જાણતો હતો છતાં બાદશાહનું મન પોતા તરફ વધારે ખેંચવાના ઇરાદાથી ખુબ ઠાઠથી ત્યાં આવ્યો. તેને જોતાંજ સંભાજીના સંતાપની મર્યાદા રહી નહી, તે ભડકી ઊઠયો, અને એકદમ બાદશાહને કહ્યું:—

"આલમગીર, તેં જો આ મનુષ્યરૂપ ધારણ કરનાર રાક્ષસને ફોડી તેની મદદથી આવી નીચ અધમ સ્થિતિ કરાવી નહોત, તો, આજે તું અને હું એકજ સ્થિતિમાં હોત. આ ચંડાળના માયાવિ બોલવાથી ફસાઇ હું આ સ્થિતિ પામ્યો. અરેરે, અરેરે, મ્હોટા મહારાજ, સ્વર્ગસ્થ પરમપુજય પિતા સ્વર્ગમાંથી નીચે જોઇ શું કહેતા હશે? તેમણે પોતાના રાજ્યમાં વધારેલા વિદ્વાન મંત્રિઓ કયાં, અને આ મરકટ જેને બ્રહસ્પતી પ્રમાણે મેં મહા મુર્ખે મ્હારા શીરપર બેસાડયો તે કયાં? તને કદાચ લાગતું હશે કે આ ઘણો સ્વામિભકત છે; પણ એના જેવો નીચ હરામખોર નીમકહરામ આ જગતમાં બીજો મળનાર નથી. એણેજ આજે મ્હારો નાશ કર્યો તો કાલે તેજ સર્પ ત્હારો નાશ કરશેજ. આ ક્ષણેજ આ પળેજ ત્હારી આ દરબા-

રમાંથી મ્હારી સામેથી આ દુષ્ટને દુર હાંકી દે—અને પછી મ્હારૂં જે કાંઇ કરવું હોય તે કર.”

ઔરંગઝેબ કિંચિંત હસ્યો. કલુષાની કિમત તે બરાબર જાણતો હતો. સંભાજીનુ મન વ્યસન મગ્ન કરી તેનું રાજ્ય કાબીજ કરવાને આ કલુષો ઉતમ સાધન થયો હતો, તેને સંભાજીને દુઃસ્થિતિમાં લાવવા માટે મુદામ બાદશાહે દક્ષિણ પાઠવ્યો હતો એવી સાધારણતઃ સમજુત છે પણ તે સમજુતને ઇતિહાસમાં કાંઇપણ આધાર મળતો નથી તથાપિ પ્રથમતઃ બાદશાહે તેને દક્ષિણ મોકલ્યો નહોતો પરંતુ તે સંભાજીનો મંત્રિ થયા બાદ તેનો રાજાપર વિલક્ષણ ચલણ જોઇ ઔરંગઝેબના સરદારે તેને વશ કરી લીધો હતો તે તો સત્ય. અસ્તુ. કલુષા દરબારમાં આવ્યો, અને વિશેષતઃ સંભાજીએ તેની નાલસી તે વખતે કરી તે સાંભળી ખુશ થયો હોય તેમ તેણે સંભાજીને કહ્યું:—

“મહારાજા સાહેબ! આપ મ્હારૂં વર્ણન કરવાની આટલી બધી તસ્દી શા માટે લ્યો છો? હું રાક્ષસ હતો તે પહેલેથીજ કેમ ન જાણ્યું? તમે નાહાક આવું બોલ્યાથી ફાયદો શું? જીવ વ્હાલો હોય તો બેલાશક મુસલમાની ધર્મ સ્વીકારો. આજ પર્યંત જે વર્ણન કર્યું તેમાં અને મુસલમાની વર્તનમાં અંતર શું હતું? હિંદુએ શું અને મુસલમાન તો એ શું? તમને બધું સરખુંજ છે. સમજ્યા? અમુક એક અનાચાર કરવાનું બાકી કહ્યું છે એવું કાંઇએ નથી, પછી નકામો બકબકાટ શું કરો છો? નાહાક બડાઇ શાની મારે છે? ડાહ્યો થઇ બાદશાહે આલમ ફરમાવે છે તે પ્રમાણે કબુલ કર—નહી તો નાહાકનો નર્કે જઇશ

મુર્ખા—જો દક્ષિણની બાદશાહત મેળવ, પછી હું ત્હારો વજીર ચઢીશ; અને પુનઃ પુર્વવત્ અરે તેથી પણ સરસ રીતે જોઇએ તેવો કારભાર મોજમજાહ કરશું! તું બાદશાહ ને હું વજીર ત્હારો બિરબલ કેમ!"

તેણે આ ભાષણ એવી ચમત્કારિક રિતે કહ્યું હતું કે ઓરંગઝેબને પણ અતિશય તિરસ્કાર આવ્યો, અને તેણે પણ આંખો ચઢાવી રોષભેર તેના તરફ જોયું. પરંતુ કાલુષે સમજ્યો નહી. તેને તો ઉલટું ઉત્તેજન આપ્યા પ્રમાણે થયું; અને પાછું તેણે સંભાજીને કહ્યું:—" જો, જો, આલમગીર બાદશાહ જેવો પરમ દયાળુ બાદશાહ કોઇ નથી તેમણે ત્હારાપર મ્હોટી કૃપા કરી કેદ પકડી લાવ્યા સાથેજ તને કતલ કરી નર્કે ન મોકલ્યો. વિચાર કર. તેમના પરમ પવિત્ર ચર્ણોપર માથું મૂક અને કાજીને બોલાવી મંગાવી મુસલમાની ધર્મની દીક્ષા લે. તેમાંજ ત્હારો બચાવ છે, તેથીજ સૌ સારા વાણા થશે!"

એટલું કહી બાદશાહપર પોતાના બોલવાની શું અસર થાય છે તે જોવા માટે તેની સામે નજર કરી. પણ અહીં બાદશાહની વક્ર દૃષ્ટિ જોઇ તેનો આશય સમજી ગયો. પણ બાદશાહે હવે વધુ ન બોલતાં સંભાજીને એટલુંજ કહ્યું કે:—"જા હું તને વિચાર કરવા પુનઃ વખત આપું છું. તું ત્હારો ધર્મ તજી પવિત્ર મહાન પૈગમ્બર પ્રણીત ધર્મ તરફ વળ એટલે ત્હારી પૂર્વ કરતાં પણ અતિશય ઉત્તમ સ્થિતિ કરીશ. જા."

કલુષાના બોલવાથી ખુબ છેડાયલો સંભાજી આ બોલોથી વધુ છેડાયો. તેનું હૃદય કાબુમાં રહ્યું નહીં તે એકદમ ગર્જી

ઉઠયો:–" મ્હારી સ્થિતિ તું કોણુ સારી કરનાર! ત્હારા જેવા તો કંઇક ભીખારી મ્હારે દ્વારે ભીખ માગે છે! તું મને શું આ-પીશ! જા, ત્હારી બેટી રોષનઆરા મને આપે તો ત્હારો નિંદ્ય ધર્મ પણુ સ્વીકારૂં. ચાલ જલદી થા. જાવ એને અહીં–તેને જલદી હાજર કર અને તેની સાથે સત્વર મ્હારા નિકા કર. પણુ સબુર. તેને માટે પણુ નહી. મ્હારો પવિત્ર ધર્મ નહી છોડું જા–" એમ કહી પેગમ્બર તથા મુસલમાન ધર્મને પણુ ઘણા અપમાનયુકત શબ્દો મુખમાંથી કાઢયા.

આ શબ્દો કાને પડતાંજ બાદશાહ પગથી તે માથા સુધી સળગી ઉઠયો. હદ આવી ગઇ. ક્રોધથી હાથમાંની જપમાળા પણુ એકદમ ફેંકી દઇ એકદમ ઉભો થઇ ગયો. પોતાની શાહ-જાદી પોતા પાછળ પડદામાં છે તે તેને ખબર હોવાથી તેના અંગમાં ક્રોધાગ્નિનો પુર જોસ થયો તેના દેખતાં તેને માટે આવા અપમાનકારક શબ્દો તેમાં વળી પોતાના મહાન પેગમ્બર મહાન ધર્મ માટે આવા અપમાન તિરસ્કાર યુકત શબ્દો આ કાફર રાજા પોતા સન્મુખ ઉચ્ચારે તેથી વધારે પોતાના બાદ-શાહી કુટુંબનું પોતાના પેગમ્બરનું તથા પોતાના પવિત્ર ધર્મનું અધીક અપમાન કયું? આ તો અવધિ આવી રહી. તેનું અંગ ક્રોધાગ્નિથી કંપવા લાગ્યું તે ધ્રુજતો બરાડવા લાગ્યોઃ–

"બસ. ચુપ. કાફર કુતરા, ચંડાળ પકડો આ ગુલામને, લઇ જાઓ લઇ જાઓ એ નાપાકને, એની આંખો ફોડી નાંખો, એ ચંડાળની આ દુષ્ટ જીભ્હાં ખેંચી કાઢો; પછી એ કાફર ચંડાળ ને સુળીએ ચઢાવી પ્રાણુ હયો તેને જલ્દી જહાનમમાં મોકલો, હમણાને હમણા જરાંપણુ વિલંબ ન કરતાં મ્હારી સામેજ મજ-

બુત બાંધી ખેંચી જાઓ એને. પેગમ્બરના સદ્ ધર્મને તથા મ્હારા જેવા ધર્મ પ્રતિપાલકના કુળને આવા અપમાનકારક શબ્દો જે ઉચ્ચારે તેની કેવી સ્થિતિ થાય છે—પછી તે રાજા હો કે રંક—તેના કેવા કેવા બેહાલ કરી રીબાવી રીબાવી પછી અતી ભયંકર રીતે મૃત્યુ લાવવામાં આવે છે તે એક વખત બધા લોકોને આખા જગતને આ દુષ્ટ કાફર કુત્રાના ઉદાહરણ પરથી સ્પષ્ટ દેખાડો. ઉઠો ક્યાં ગયો કોટવાલ! હમણાને હમણા હજામ લાવી તેના માથાના ત્રણ પાટ કાઢો. પહેલા એક ગધ્ધો લાવી તેપર ઉંધો બેસાડી છાવણીમાં ફેરવી ભર બજારમા લઇ જાઓ એ કુતરાને પછી મેં કહ્યું તે પ્રમાણે શિક્ષા કરો, તે પ્રત્યક્ષ જોવા હું પોતે ત્યાં આવું છું.''

આ સાંભળી સંભાજી તેના તરફ ફાટે ડોળે જોતો તિરસ્કારથી હસ્યો, અને ગર્જી ઉઠયો:—''બસ એટલુંજ, એથી કાંઇ બીજું વધું છે! શાબાસ. ઓ નરાધમ! ત્હારા કુળને દીપાવ્યું હો.'' પણ બાદશાહે તરતજ સભા બરખાસ્ત કરી સિપાઇઓ બાદશાહી ફરમાન મુજબ સંભાજીના અંગપર કુદી પડી તેને બાંધ્યો.



# પ્રકરણ ૨૮ મું.

—:o:—

## રોષનઆરાની દલીલ.

That those who feel the stings of their own conscience should be more liniant when they speak of the offences of others.

(Scott)



ઉરંગઝેબની માનીતી શાહજાદી રોષનઆરા બેગમ પોતાના પિતાની પાછળ પડદામાં બેસી આ સર્વ પ્રકાર જોતી સાંભળતી હતી. તે સાંભળતી હતી, અને તેના દેખતાં તેના સંબંધે આવા પ્રકારના અપમાનકારક શબ્દો આ મરાઠો-કાફર કાઢે તે ઔરંગઝેબથી સહન થઇ શકયું નહી, એ સહજ જ છે. એક તો સંભાજીએ તેના ધર્મની-તેના પેગમ્બરની ઘણા કઠોર શબ્દોમાં નિંદા કરી, અને વળી બીજું પોતાની શાહજાદી બદલ અતિશય અપમાનકારક શબ્દો કાઢયા તે કેવળ પોતાના ધર્મ અને પોતાની શાહજાદીની વિટંબના કરવાના હેતુ શીવાય બીજો કોઇપણ હેતુ સંભાજીના મનમાં નહોતો એવી બાદશાહની ખાત્રી થઇ.

અહીં પડદા અંદર બેઠેલી તેની અતિપ્રિય શાહજાદીની સ્થિતિ તો પિતાથી જુદીજ હતી, તે સંભાજીને-તેના પિતાના

કહ્યા શત્રુ—કેદીને—હજુ પ્રાણથી પણ વધારે વ્હાલી હતી. તેની એક વખતની પ્રિયતમા હતી. તેનાપર અદ્યાપિ અત્યંત પ્રેમ—વિરલ પ્રેમ હતો; તેણે મનમાં સંભાજી શિવાય બીજા કોઇને પણ પરણવું નહી એવી સખત પ્રતિજ્ઞા લીધી હતી. આ સર્વ આપણે આગળ જોઇ ગયા છીએ. આવી સ્થિતિમાં પણ પોતાના પ્રિયતમ સંભાજીના મુખમાંથી ત્હારી શાહજાદી મને આપ એ અર્થના શબ્દો સાંભળતાં તેના સર્વાંગપર રોમાંચ થયાં; અને મનમાં આવ્યું કે જોઇએ તે પ્રકારે પિતાને સમજાવી તેની સાથે લગ્ન કરવાં, અને તેને મુસલમાન થવા સમજાવવો આશાના અંકુર ફુટયાં પણ તરતજ તે આશા પિતાના મુખમાંથી નીકળેલી ભયંકર આજ્ઞા શ્રવણે પડતાંજ ઉડી ગઇ—નાશ પામી, તેના હોંશકોંશ ઉડી ગયા. તેની સર્વ આશાઓ તુટી પડી—મનસુબાના મહેલ પાયામાંથીજ ઉખડી ગયા. થરથર ધ્રુજવા લાગી, અને પોતાના પ્રિયતમને—પોતાના મનના માન્યા સ્વામિને થતી ભયંકર શિક્ષા સાંભળી ચીસ પાડી બેશુદ્ધ થઇ ગઇ. તેની સખીઓ—દાસીઓ ગભરાતી દોડાદોડ કરવા લાગી—પવન કરવા લાગી, ગુલાબજળ વગેરે છાંટી ઉપચારો કરવા લાગી. તેને આ કારી ઘા લાગ્યો હતો. જાગૃત થતાં સંભાજી, સંભાજી! એ શબ્દો સ્પષ્ટપણે ઓષ્ઠમાંથી બ્હાર પડયા. "અરેરે પોતાના પ્રિયતમનું શું થશે! તેનું કોઇ પણ પ્રકારે રક્ષણ કરવુંજ જોઇએ. બાદશાહને અર્જ કરી—અરે કાકલુદી ભરેલી અર્જ કરી, જોઇએ તે પ્રકારે સમજાવીને પણ તેના પ્રાણનું રક્ષણ કરવા દરેક પ્રયત્ન કરવો." થોડો વખત વિત્યા બાદ તેણે પોતાના પિતાને કહેણ મોકલાવ્યું; અને હુકમ આવતાં તેના એકાંત

વિચાર ગૃહવાળા તંબુમાં બાદશાહજાદી તુટેલે-ધડકતે હૃદયે દાખલ થઇ.

ઔરંગઝેબને રોષનઆરાપર અત્યંત પ્રેમ હતો. તે કોઇ પણ રીતે મનથી ઉદ્વિગ્ન અથવા સંતપ્ત સ્થિતિમાં હોય તો પણ રોષનઆરાનું હસ્તું મુખડું તેની નજરે પડતાંજ તેની તે ઉદ્વિગ્નતા અથવા સંતાપ એક વખત તો ઉડી જતો. પરંતુ આજે આ ઉદ્વેગ, સંતાપ તેના દર્શનથી ન જતાં ઉલટો વધ્યો. શહાજાદીને જોયા સાથેજ તેને સંભાજીપર અધિક સંતાપ આવ્યો, અને ક્રોધથી તેની સ્થિતિ વિલક્ષણ થઇ.

રોષનઆરાએ તેની પાસે જઇ બેસતાં ધ્રુજતે અવાજે પણ હિંમતથી પોતાની દલીલ ચલાવી;–"પિતાજી, લડાઇમાં જેને કેદ કરી લાવ્યા, તે કેદીનું આવી રીતે અપમાન કરી, તેને ભર બજારમાં લઇ જઇ રીબાવી રીબાવી તેનો શિરચ્છેદ કરવો એ આપના જેવા મહાન શહેનશાહે આલમને બીલકુલ શોભતું નથી."

ત્યાં તેને અટકાવતો વધુ સંતાપતો બાદશાહ બોલી ઉઠયો:– "બેટી, તું એમાં ન સમજે-દુર થા. વચ્ચે ન પડ-તે ચંડાળ કાફરે શું કહ્યું તે તેં સાંભળ્યું ના-તે કાફરે બોલેલું બધું ત્હારે કાને પડયું તેથીજ હું તેને આ શિક્ષા કરનારજ ! હું પોતે બજારમાં જઇ આ શિક્ષાનો અમલ થતો નજરે જોઇશ ! હવે મેં તેના પ્રાણ લેવા પ્રતિજ્ઞા કરી છે. આ અપમાનનું વેર તેનો જીવ લીધેજ શાંત થશે. તું ગુપચુપ ત્હારા તંબુમાં ચાલી જા. અંહીં આવવાનું તને બીલકુલ કારણજ નહોતું. પણ જેમાં તને સંબંધ નથી તેમાં પણ વચ્ચે આવી માથું મારવાની તને

બહુજ ખોડ છે. તેં જે જે કહ્યું તે મેં અનેક વખતે સાંભળી તે પ્રમાણે કર્યું; પરંતુ આ બાબતમાં તો હું ત્હારૂં કાંઇપણ સાંભળનાર નથી."

"પિતાજી, ભલે ન સાંભળો. પણ આ બહુજ ખોટું થાય છે. લોકો શું કહે છે! જગત શું કહે છે! વિચાર કરો. હજુ આપની આજ્ઞા ફેરવો."

"નહી, કદાપી નહી, શું તું એમ કહે છે કે એ કાફર શ્રાપદાયક કુતરાની સરદારી હેઠળ પુન: મ્હારા શત્રુઓના ભાલાઓનો મ્હારા વીરોને ભોગ થવા દઇ હું આનંદ માનું? એમ કદી બનનાર નથી. મને લોકોની અરે આખા જહાનની પરવા નથી. રોષનઆરા, સંભાળજે મ્હારી સત્તામાં છે! હું વિજેતા છું. વિજયશ્રીએ મને જયમાળા આરોપી છે! એનું ભવિષ્ય મ્હારા હાથમાં છે; અને તે મેં નિર્માણ કર્યું છે, તેના જીવનો હું માલેક છું. તેથી હું તેને જોઇએ તે કરવા શક્તિમાન છું." એમ કહી ફુલાતો તિરસ્કારથી હસ્યો.

રોષનઆરા સંતાપથી બોલી ઉઠી:–"પિતાજી, આ માનુસીક વિજય કહેવાય. જુવો વિચારો શું કોઇપણ રીતે એનું ભવિષ્ય નહી ફરી શકે?"-

"નહી, મૃત્યુ! ભયંકરમાં ભયંકર મૃત્યુ! રીબાઇ રીબાઇને આવતા અઘોર મોતની શિક્ષા! અને તે પણ મ્હારૂં બળતું હૃદય જેટલું જુલમ કરવાનું સુચવે તેટલા જુલમ સામે તેનું જીવન ખમી શકે–તેનો અંત આવે ત્યાં સુધી અનેક પ્રકારે રીબાવી રીબાવી મારવાનો–નર્કે મોકલવાંની કડકમાં કડક શિક્ષાજ તેને નસીબે નીર્માણ થઇ ચુકી છે! સમજી!"

"પિતા, ગજબ થાય છે. ઇતિહાસકારો કહેશે કે આલમગીર બાદશાહ સંભાજીનું કરપીણ અમાનુષીક ખુન કર્યા પછીજ મરાઠાઓને જીતી શક્યો! આ બહુજ નામોશી ભરેલું કૃત્ય કહેવાશે."

"ભલે તેમ હો. મને તેની દરકાર નથી. તેનું નસીબ નિર્માણ થઇ ગયું છે. હવે કોઇપણ રીતે તે ફેરવી શકતો નથી. બેટી, ત્હારી આ કેવી મુર્ખાઇ છે! તું નથી સમજતી કે તે, મ્હારો મ્હારા અતિ ઉચ્ચ, અતિ પવિત્ર ધર્મનો, મ્હારા મહાન કુળનો—મ્હારી આ શહેનશાહતનો કટ્ટો શત્રુ છે અને અત્યારે મ્હારી સત્તામાં છે; તો હવે તેને કેમ છોડું?"

"તે આપની સત્તામાં છે તેથીજ તે હવે આપનો શત્રુ નથી. વ્હાલા પિતા, આ અન્યાય થાય છે, પતિતને—પડેલાને મારવો એ ખરો ધર્મ નથી. હું માત્ર આપે મેળવેલી કીર્તિના આપ હાથે કરી ખુની ન બનો તે જોવા માગું છું આ કરપીણ કૃત્યથી આપનું પવિત્ર નામ બદનામ થશે. ભવિષ્યમાં લોકો આપનું નામ ધીક્કાર સાથે વાંચશે. પિતાજી મ્હારૂં સાંભળો, કોઇ માટે નહી તો મ્હારે માટે—તમારી આ રંક પુત્રી માટે પણ સંભાજીનું લોહી ન રેડો! એ હું પદર પાથરી માગું છું, પિતા આ ભીખ આપો."

"રોષનઆરા ચાલી જા. મુર્ખ છોકરી, ચાલી જા, મ્હારો ઠરાવ થઇ ચુક્યો છે હવે કોઇપણ રીતે ફરી નકરી નહી. હું આ બાબતમાં ત્હારૂં બીલકુલ સાંભળનાર નથી. જે પ્રતિજ્ઞા આલમગીરે કરી તે કેવળ એક લાડકવાયી પુત્રીના શબ્દ માટે

તોડી એવી વાત કાળાંતરે પણ બનવાની નથી, નથીજ! તે આજે સુર્યાસ્ત પહેલાં મરવોજ જોઇએ—જા ચાલી જા."

એટલું કહી ત્રાડતો એકદમ ઉઠયો, જવા આગળ વધ્યો, ત્યાં રોષનઆરા ક્રોધથી સંતાપથી ધ્રુજતી તેટલાજ આવેશથી ઉઠી, સામે ધસી, તેને જતો રોકતી બોલી:—"હં, એવુંજ છે તો હું પણ કહું છું કે મેં પણ આપના જેવીજ કાંઇ પ્રતિજ્ઞા લીધી છે. શું લીધી છે તે આપને અત્યારે કહેતી નથી, પણ આ છેવટનું સાંભળો, પછી જોઇએ તે કરો. રાજકેદી કરી પકડી લાવેલા માણસને તેને મનથી અતિ અનિષ્ટ ધિક્કાર ઉત્પન્ન કરનારી એકાદ વાત કરવાનું કહેવું, અને તેથી સંતાપના જોમમાં તે કાંઇ બોલે તો તેથી સંતપ્ત થઇ એકદમ તેનો. શિરચ્છેદ કરવાનો ફરમાન કરવો. એ નીતિ ક્યાંની?"

આ બોલતાં રોષનઆરાની ચર્યા એટલી બધી વિલક્ષણ થઇ હતી, કે બાદશાહ ક્ષણભર ત્યાંજ થંભી ગયો. પોતાની શાહજાદી પોતા જેવીજ હઠીલી છે. તે જો કાંઇ પ્રતિજ્ઞા કરી બેઠી હશે, તો તે પ્રતિજ્ઞા ખરી કરેલી જોયા વગર રહેનાર નથી એ તે સારી રીતે જાણતો હતો. તથાપિ આ વિચાર તેના મનમાં ક્ષણ માત્રજ આવ્યો. બીજી ક્ષણે તે મુર્ખ છોકરીને નાદે લાગવામાં કાંઇ અર્થ નથી, એવો વિચાર આવ્યો. તેનું ચિત્ત સંભાજીનો જલદીથી વિનાશ કરવામાંજ હતું. આ ઇચ્છાના જોસમાં રોષનઆરાને હાથથી જોરથી બાજુએ હટાવી, ત્યાંથી ચાલતો થયો. હાર પામેલી—ખીન્ન થયેલી બાળા સજળ નેત્રે જતા પિતા તરફ આભી બનેલી જોઇ રહી.



# પ્રકરણુ ૨૯ મું.

——:o:——

## ભયંકર શિક્ષા.

"The revenge is eager, I'm thankfulfor it--to me thy haste is mercy,"

(Pizarro)

બૂરા બખ્ત બેશક આયે, બાજપર બગલા ઝપટે;
જબ કિસમત ફિર જાવે, બાધકો બકરી પટકે;



જારામ અને તેનો ભોમીયો કાંઇપણુ યુક્તિ કરી બાદશાહી દરબારમાં જવા નીકળ્યા. ત્યાં બાદશાહે એકદમ સંતાપી દરબાર બરખાસ્ત કરેલો, અને બધા બ્હાર નીકળેલા દ્રષ્ટીએ પડયા. સંભાજીને કઇ રીતે પાછા લઇ જતા હતા તેનું કઇ રીતે અપમાન થતું હતું, તે માત્ર તેમની દ્રષ્ટીએ પડયું, અને રાજારામના અંગનો માત્ર સંતાપ થયો, પરંતુ આવા સંતાપનો પોતે બળી પડે તો સંભાજી મહારાજ સાથે પોતાનો અને તેથી મરાઠા રાજયનો ઘાત કરાવી લેવામાં કાંઇ તાત્પર્ય ન્હોતું, એવો વિચાર આવ્યો. આવી મ્હોટી છાવ-

ણીમાં પોતે એકલાએ તુટી પડી પોતાના બન્ધુને છોડવવું બીલ-કુલ અશક્ય હતું ! પરંતુ છેવટ સંભાજી કેવી રીતે ચાલે છે, કેવી રીતે બોલે છે, શું બોલે છે, તે જોવાની ઉત્કટ ઇચ્છા થઇ, પણ તેના મનની કેવી સ્થિતિ થઇ હશે, પોતે કેવા ઉદ્દેશથી આવ્યો, કેવી આશા બાંધી હતી અને છેવટ શું પરિણામ આવ્યું; આ સર્વ તેના મનમાં આવ્યું.

રાજારામની સંભાજીને છોડવવાની સર્વ ધારણા નિષ્ફળ ગઇ. હવે સંભાજીનું છેવટનું વર્તન જોવાના હેતુથી તે પણ ગર્દીમાં ઘુસી, તેની પુઠે ચાલ્યો. ગર્દીમાં હોવા છતાં એકલા હોય તે પ્રમાણે લાગવાનો અનુભવ જેને કોઇ વખત થયો હશે, તે આ વખતે રાજારામના મનની સ્થિતીની કલ્પના કરી શકશે. રાજારામને આ વખતે ગર્દીમાં એકે માણસ દેખાયો નહી, મુસલમાનોનો આનંદનો ઘોષ તેમજ હીંદુઓની દીલગીરીની વાતો પણ તેણે સાંભળી નહી. તેનું સર્વ મન પોતાના મનમાં ચાલેલા વિચારમાંજ ગર્ક થઇ ગયું હતું; અને તે વિચાર અતિ-શય ઉદ્વેગજનક હતા. કેટલો બધો ઉદ્વેગ તેના મનમાં ચાલી રહ્યો હતો ! આ પ્રત્યક્ષ મરાઠા રાજ્યનું થતું મહદ્ અપમાન જોઇ તે અતિ સંતપ્ત થયો. પણ ઉપાય શું ? નિરાશાથી ઉત્પન્ન થનારા વિવેકથી તે સર્વ સંતાપ તેને દાબી રાખવા પડયો. બજા-રમાં ચાલેલા આ સંમારંભના રૂપમાં થનાર તે અપમાન સંભાજી એકાદ ધૈર્યવાન સાધુ કિંવા માણસોના હાથમાં સપડાયલા પિંજ-રામાં નાંખેલા, પણ જેની ગંભીરતા અણુમાત્ર કમી થતી નથી, એવા સિંહ પ્રમાણે સહન કરતો હતોઃ શોક કિંવા દુઃખનો એક પણ ઉદ્ગાર તેના મુખમાંથી નીકળતો નહોતો; કિંવા આ સર્વ

અપમાનથી પોતાના મનમાં યતકિંચીત પણ દુઃખ થયું છે એવું જરાપણ તેની મુદ્રાપરથી દેખાતું ન્હોતું, એટલુંજ નહી પણ તેની આંખો પણ તેણે અભિમાનથી ઉપરજ ઉંચી રાખી હતી, જરા પણ નીચી નમાવી ન્હોતી.

તેની ચોપાસ હજારો લોકોની મેદની થઇ હતી, અને પ્રત્યેકના મ્હોડાં ચાલતાં હોવાથી પ્રચંડ ધ્વની થઇ રહ્યો હતો. દિવસ છતાં તેની આગળ મસાલો પેટવી ચાલતા હતા, તેને ઝાડુથી ચમર કરતા હતા. અને પ્રત્યેક રીતે તેનું અપમાન કરતા હતા. પ્રત્યક્ષ બાદશાહે અપમાન કરવાનો હુકમ આપ્યો પછી ઇતર લોકો શું બાકી રાખે? પ્રત્યેકને કાંઇને કાંઇ ટીખળ કરવા સુજતું, જે વખતે તે સમારંભ દરબારના તંબુમાંથી બ્હાર પડયો, તે વખતે ઘણા થોડા લોકો હતા, તે જેમ જેમ આ સ્વારી આગળ વધતી ગઇ, તેમ તેમ વધતો ગયો, અને બજારમાં નિમેલે સ્થળે જઇ તે સ્વારી અટકી, ત્યાં માણસોનો એક મહાન સમુદ્રજ બની ગયો, મહાસાગરના કીનારાપર અથડાતી છાટો–મોજાઓનો જેમ એક સરખો ઘોષ ચાલે છે તે પ્રમાણે ઘણો ભયંકર ઘોષ ત્યાં ચાલતો હતો. ગર્દી એટલી બધી થઇ હતી કે ઘણા લોકો ચગદાઇ પડવાની ધાસ્તી હતી.

આ ભયંકર જન સમુદ્ર જોઇ રાજારામને હવે ક્યાં ઉભા રહેવું તેની કાળજી પડી, જે જે કાંય પ્રકાર થાય તે તે જોવાની ઘણી જરૂર છે એવું તેના મનમાં આવ્યું. મોગલ બાદશાહના કુરપણાની કેટલી બધી પરમવિધી થાય છે, તે જોઇ, પોતાના લોકોને કહેવાથી તેનો ઘણો ઉપયોગ થશે એવું પણ મનમાં

આવ્યું, અને આ વિચારથી તેને તે સર્વ પ્રકાર જોવાની પણુ ઇચ્છા થઇ તેની દ્રષ્ટિ એક કેંદ્રપર હતી. તે ઠેકાણે શું થાય છે તે જોવા તરફજ તેનું સર્વ લક્ષ્ય હતું, પણ ગર્દી જેમ જેમ વધવા માંડી, માણસો જેમ જેમ આગળ સરકવા લાગ્યાં તેમ તેમ તેને આ ગર્દીમાં પોતાની જગ્યા સંભાળવાનું વધારે ને વધારે ભારે પડવા માંડ્યું. ત્યાં કોઇ પણ પ્રકારની વ્યવસ્થા ન્હોતી. ઘોડાપર બેઠેલા અને પગે આવેલા તે બધાની એક સરખી ભીડ હતી, રાજારામની તો ઘણીએ ઇચ્છા કે પોતાને કયાં પણ એક સારી નાકાવાળી જગ્યા મળી, સર્વ બરાબર દેખાય, પણ તેવી જગ્યા કયાંથી મળે. રાજારામ આવા અનેક વિચારમાં મગ્ન હોવાથી તેના સાથીઓથી તે જુદો પડી ગયો; અને અર્થાત તે એક બાજુએ એટલોજ જનસમુદ્રમાં સપડાયો.

અહીં સંભાજીને પૂર્ણ અપમાનીત સ્થિતિમાં ઉભો રાખી, તેની આગળ ચાલતો એક સરખો મ્હોટેથી બરાડતો આવેલો ઢોલવાળો પુનઃ ઢોલ વગાડતો મ્હોટેથી પોકારવા લાગ્યોઃ "જુવો, લોકો જુવો ! બાદશાહે આલમ, સર્વ જગતના અધિપતિ પ્રત્યક્ષ ખુદાતાલાના પવિત્ર પ્રતિનિધિ તેના હુકમનો અનાદર કરનારને, તેના સાથે શત્રુત્વ કરનારને, તેને અપમાનકારક શબ્દો બોલનારને કેવાં ભયંકર દુઃખો, હાલ અને અપેષ્ટા સોસવાં પડે છે. તે તમે લોકો નજરે જુવો. આ નીચ કાફરે કરેલા અપમાનથી અતિશય સંતપ્ત થઇ બાદશાહે તમામ લોકો દેખતાં જાહેર રીતે કડકમાં કડક શિક્ષા કરવાનો ફરમાન કર્યો છે. તે શિક્ષા કેવી થાય છે, અને કાફર પણ મગરૂબ બની ચઢે તો કેવો પ્રસંગ તેના પર આવે છે તે જોવા તમામ લોકોએ હાજર રહેવું.

બાદશાહે આલમ સ્વતઃ હાજર રહેવાના છે; આ તમામ લોકોને જાહેર થાય..." એવું મ્હોટેથી બોલી ઢોલ પર દાંડી પીટી.

એટલામાં કોટવાળ આગળ આવ્યો અને સંભાજી પાસે આવી બોલ્યોઃ—"એ કાફર! કુતા! ત્હારો વખત ભરાઇ ગયો છે. હજુ પણ તું ત્હારો નીચ ધર્મ છોડી ખરા પાક સદ ધર્મ તરફ વળ એટલે તને શાહેઆલમ અપેષ્ટા કરી મારશે નહી. બાદશાહે આલમ ઘણા દયાળુ—માયાળુ છે. તે નામવર હજી પણ ત્હારાપર દયા કરી પુનઃ ત્હારી તું હતો તેથી પણ અધીક ઉંચ સ્થિતિ કરશે.

— સંભાજીએ આ સાંભળી કેવળ એક વખત ઉપર તિરસ્કારયુકત દ્રષ્ટી કરી તેના તરફ જોઇ, કિંચિત ધીઃકાર ભરેલું સ્મિત કર્યું; અને પુનઃ પોતાના પગ તરફ નજર ઢાળી. યત્કિંચીત કોટવાળનું બોલવું સાંભળી તેને ઉત્તર આપવું તે અમસ્તું તેમે માન આપવા જેવું થશે એવું ધારી તે સ્વસ્થ રહયો. તિરસ્કાર દર્શક હસવું એજ તેને યોગ્ય ઉત્તર છે એવું તેના મનમાં આવ્યું. તેના ચ્હેરા તરફ જોનારને તરતજ દેખાઇ આવતું કે મૃત્યુને આદરથી ભેટવા તે તદન તઇયાર હતો. તે આવતાં ભયંકર મૃત્યુથી જરાપણ ડગ્યો કે ડર્યો ન્હોતો.

બાદશાહ આવે છે કે કેમ તે જોવા માટે માત્ર તે વારંવાર ચોપાસ મગરૂબી ભરેલી અભીમાનથી મસ્ત નજર ફેરવતો. એક વખત અહીં તહીં જોતાં જોતાં એક જરા ઉંચાણવાળી જગ્યા પર ઉભેલા એકજણ પર નજર પડતાંજ ચમકયો. મનમાં શંકા આવી કે "આ રાજારામ તો નહી હોય!"

પણ બીજીજ પળે તેને તે શંકા પર હસવું આવ્યું. એક તો, રાજારામ અહીં ક્યાંથી આવે, અને પોતાની આવી સ્થિતિ થયા સાથેજ રાજારામ કાંઇપણ ખટપટ કરી પોતાને છોડવવા દોડે, એ બીલકુલ સંભવે નહી ! જેને પોતે અનીતિથી આજ લગભગ દશ વર્ષ કેદમાં રાખ્યો, કયારે પણ શૌર્યનું કૃત્ય કરવા દીધું નહી, જેની પ્રત્યક્ષ માતાને ભિંતમાં ચણી ક્રુર રીતે ઠાર કરી, તે પોતાના જેવા દુષ્ટના સંકટ કાળે અહીં દોડતો આવે એ કેવળ અશક્ય લાગ્યું, પરંતુ જોઇએ તેમ હો પણ તેને તે ચ્હેરો પુનઃ પુનઃ જોવાની થતી ઉત્કંઠા તેનાથી થોભાઇ શકી નહી. ચ્હેરા જેવા ચ્હેરા અનેક હોય છે, અને આપણા રાજારામ જેવો દેખાતો ઔરંગઝેબનો સેવક હશે, એવું મનમાં આવ્યું, પણ પુનઃ પુનઃ તેનું તેજ તેના મનમાં આવી તે ચ્હેરો તેની નજર આગળથી ખસ્યો નહી, અને મન ના ના કહે છતાં વારંવાર નજર તે ચ્હેરા તરફજ ખેંચાતી.

એટલામાં આ મેદનિની એક બાજુએથી ઘણો કોલાહલ સંભળાવા લાગ્યો. તે તરફથી છડીદાર, ભાલાદાર, ચોપદારના લલકારો, નેકીઓ કાને અથડાવા લાગી. બાદશાહ ઔરંગઝેબની સ્વતઃની રહેણી કરણી ઘણી સાદી હતી, પરંતુ તેની દરબાર, તેની સ્વારી લાંબી લચક હોઇ સાદાઇની ન હોઇ તે પુર્ણ રીતે બીજા બાદશાહોથી પણ વધારે ઠાઠમાઠ ભરેલી હતી, તેની સ્વારી આવતાંજ સરરર કરતા લોકો હટયા, અને આ ભારે મેદનિના વિભાગ પડી વચ્ચે ગલી થઇ, અને તે પુર દબદબા સાથે આગળ આવ્યો તેને માટે તઇયાર કરેલી મહેફલ તેણે જગ્યા લીધી.

તેને જોતાંજ છાતી કાઢી પુર અભિમાનથી સંભાજી ડોળા ધુરકાવતો તેની સામે જોતો ઉભો, તેના નેત્રો અતિ ક્રોધથી રકતવર્ણા થયા હતા, અને તે નેત્રો ફાડી એક સરખો બાદશાહ તરફ મગરૂબીથી જોઇ રહયો.

અઉરંગઝેબે પણ તીરસ્કાર યુકત નજરે પોતાના પતિત થયેલ શત્રુને જોયો, અને બોલ્યો:—"એ કાફર, નીચ ! હજુ પણ તું શુદ્ધિપર આવ, અને અમારો પાક ધર્મ સ્વીકાર ! હું હજુ તને ક્ષમા કરીશ. મ્હારૂં, મ્હારા પવિત્ર સદધર્મનું, અમારા મહાન પેગમ્બરનું આટલું બધું તે અપમાન કર્યું, આટલા બધા અપમાનયુકત શબ્દો ઉચ્ચાર્યાં, તે પણ વિસરી જઇ તને સર્વ દક્ષિણની સુબેદારી આપીશ. જો મુર્ખ, વિચાર કર ! એ કંગાળ, બેવકુફ ! જો હજુ સમજ, નહીતો માત્ર તને કુતરાં સુધ્ધાં ખાય નહી, એવા ત્હારા બુરા હાલ કરીશ. બોલ, બોલ, મહાન પેગમ્બર પ્રણિત પાક મુસલમાની ધર્મ સ્વીકારે છે કે નહી ?"

સંભાજી છેડાયલા સિંહ પેઠે ત્રાડી ઉઠયો:—"એ દુષ્ટ ! નીચ ! જે મેં એક વખત કહ્યું તે સાત વખત કહું છું. ત્હારી પુત્રી, ત્હારી શાહજાદી, મેં જોઇ છે, તે ઘણી સુંદર છે, તે મને ચહાય છે, તે મનથી મ્હારી સાથે સાદી પણ કરી ચુકી છે, તે મ્હારી પ્રિયતમા માટે પણ હું ત્હારો નિંદ્ય ધર્મ સ્વીકારૂં નહી. મ્હારો પવિત્ર ધર્મ છોડું નહી—જા—" એમ કહી પેગમ્બર તથા મુસલમાની ધર્મ માટે પણ અપમાન યુકત શબ્દો મુખમાંથી કાઢવા લાગ્યો.

તેને વધુ બોલતો બાદશાહે ક્રોધથી ત્રાડી અટકાવ્યો. આ શબ્દો ભર સમાજમાં હજારો લોકો વચ્ચે મ્હોટેથી ગર્જના કરી ઉચ્ચાર્યા પછી પુછવુંજ શું ? બાદશાહને પગથી માથા સુધી લહાય ઉઠી. તે ક્રોધાગ્નિથી કંપતો, ઉઠતો હાથ પછાડતો ત્રાડી ઉઠયો;-"બસ, લવરી બંધ કર, કોટવાળ, તે બદમાસ કાફરને ખેંચી, તેની આંખો અને તેના કાનો લાલચોળ કરેલા ખુબ તપાવેલા ધગધગતા સળીયાથી ફોડી ભુંજી કાઢો, તથા તે ચંડાળની દુષ્ટ કુવચન કાઢતી જીભ્હા ખેંચી કાઢો ! આવો ભયંકર હુકમ એકદમ ક્રોધાવેશમાં છેડાતાં બાદશાહે કર્યો. સર્વે ચંભી ગયા.

ભયંકર હુકમ છુટયો પછી શું પુછવું ! લાગલોજ કોટવાળ અને તેના સિપાઇઓ વરૂઓ પેઠે આગળ ધસ્યા.



## પ્રકરણ ૩૦ મું.

### સંભાજીનો વધ.

"Alone, In human man! that pang, at least might have been spared me; but they malice shall not shake my constancy, I go to death—many shall bless, and none will curse, my memory. Thou will still live—& still be—Pizarro.

(Pizarro.)

કોટવાલ આગળ થયા પછી શું થનાર હતું, તે તો ખુલ્લુંજ હતું; પરંતુ સંભાજીનો તે વખતનો અવિર્ભાવ જોઇ રાજારામના મનમાં અભિમાન, અને એક પ્રકારના આનંદની ઉર્મી ઉઠી. સંભાજીનું તે બોલવું, તે અવિર્ભાવ અને તે આવેશ આ સર્વ સંભાજી–પોતાના વડીલ બંધુને મ્હોટા મહારાજના પુત્રને–તેના બીજને–સર્વથા યોગ્ય એવાજ હતા. તેના ઉદ્દામ ધીટ શબ્દોથી તેના ઉધ્ધત અભિમાનયુકત દેખાવથી, તેની તિરસ્કારયુકત ચર્યાથી લોકોને પકકી રીતે લાગવા માંડયું કે કામ જેવું તેવું નથી. પકકું ક્ષત્રિયનું–મરાઠાનું ખરૂં પાણી છે! અર્થાતજ તે ગર્દીમાંથી ઘણાકોને તે માટે ઠીક લાગી તેમના મુખમાંથી "વાહવા, શાબાસ, શાબાસ!" એવા સ્વયંપ્રેરિત ઉદ્દગાર નીકળ્યા. કેટલાક મુખમાંથી "મુર્ખ! મુર્ખ! ગાંડાને કાળ, વખત સમજતોજ નથી." એવા પણ ઉદ્દગાર નીકળ્યા,

અને કેટલાક તો "કાપો નીમકહરામ કાફરને! એ નીચ કુતરાનો જીવ લ્યો," એવી બુમો પાડી ઉઠયા.

સાધારણતઃ આ લોકોમાં ત્રણ પ્રકારના લોક હતા. કેટલાકને આ જોઇ સંભાજી બદલ ઘણુંજ માન ઉત્પન્ન થયું. કેટલાક જે મધ્યમ પ્રકારના વખત પડે તેમ વર્તવું એવો જેમનો સિધ્ધાંત હતો તેઓએ તેને મુર્ખ ધાર્યો, અને જે કટા મુસલમાનો તથા બાદશાહ ઔરંગઝેબના પુર્ણ ભક્ત હતા, તેમને સંભાજીના આ ઉદ્ધત બોલવાથી સંતાપ થઇ ઉપર કહ્યા પ્રમાણે "મારો, કાપો, એનો જીવ લ્યો!" વગેરે કંઠારવ શરૂ કર્યો.

કોટવાલ આગળ વધ્યો, અને પોતા સાથેના સિપાઇઓને હુકમ કર્યો કે, "કાફર, હરામખોરને પટકી, તેના હાથપગ બાંધો. અને તાબડતોબ સગડીઓ પેટાવી સળીયા ખુબ તપાવો." હુકમ થવાનોજ અવકાશ કે સર્વ તૈયારી થઇજ. તેને તરતજ જોરથી જમીનપર પટકી તેના હસ્તપાદ જોરથી બાંધ્યા તે જરાપણ ડગ્યો નહી. ડોળા ઉઘાડા ફાડી ગર્જયોઃ-

"ચાલ આવ, આ ચંડાળ અઉરંગઝેબની બેટી જેને મનથી પરણી ચુકી છે, જે તેની પ્રિયતમા છે તે હું મરાઠાઓનો મહારાજા દક્ષિણ હિંદનો સ્વામી, હીંદુઓનો પતી-બાદશાહ તઇયાર છું. તું જોઇએ તે કર."

આ ઉદ્દગાર સાંભળી બાદશાહે ક્રોધથી ઉપલા દાંતથી નીચલો હોઠ ચાવ્યો. કોટવાલે, પણ વાગબાણ ચલાવ્યાં; અને સાથે સાથે ખુબ તપાવેલો સળીયો કોટવાલના હુકમથી તેને

પકડી મારાએ તેના એક ડોળામાં ફેરવ્યો. અને તે વખતે તેનો તિરસ્કાર કરતા કોટવાલ સાહેબ મુખથી અમૃત વાણી વર્સાવવા લાગ્યા:–"અરે પાપી ચંડાળ, કાફર ! આજ ડોળાથી બાદશાહની પરમ પવિત્ર શહાજાદી–જેનું નખ સુધ્ધાં સ્વર્ગીય દેવ દુતોની પણ દ્રષ્ટિએ પડવું કઠણ–તેં જોઇ હતી નહી ? જો જોઇ ન હોય તો પુનઃ બરોબર જો, દુષ્ટ પુનઃ જો—"

કોટવાલે ઉચ્ચારેલા આ શબ્દો સાંભળી બાદશાહને સંતોષ થયો, અને ખુદ શાહ બોલી ઉઠયો;–"બીજા–અરે બીજા ડોળામાં.તે બીજો સળીયો ઘુસાવો, એટલે બરાબર તેનું રૂપ તે ચંડાળને દેખાશે; અને જે કાનથી તેના મધુરા શબ્દો સાંભળ્યા તે દુષ્ટ કાન પણ સળીઆઓથી ખુબ ભુજી નાખ. અને છેવટે જે નીચ જીવ્હાથી આ હરામખોર કાફર લંપટે તેને માટે આવા અપમાનકારક ઉદ્દગાર કાઢયા તે જીવ્હા પણ બ્હાર ખેંચી લઇ તપેલા સળીયાથી ખુબ પુરેપુરી ભુંજી નાખ. આલમગીર ઘણો દયાળુ છે, પણ તેને જીવ કે પ્રાણ જેવી તેની શાહજાદી બદલ અને તેથી પણ અધિક પ્રિય એવા તેના પાક દિન બદલ કોઇ ઉપમર્દના શબ્દો ઉચ્ચારે, તો તેને કયારે પણ ક્ષમા, દયા માયા, દેખાડનાર નથી, સાર્વભૌમ શહેનશાહ તેની શહાજાદીનું આ કંગાળ કાફર આવું હડહડતું અપમાન કરે, અને અમારી સમક્ષ અમારા પાકમહઝબની નીંદા કરે, અને તે હું જોઇ રહું. અરે મુંગે મ્હોડે સાંખી રહું ? એ બેવકુફ ચંડાળને જેટલી શીક્ષા કરીયે તેટલી થોડી છે. ખેંચ, તેની આ ઉપમર્દના ઉચ્ચાર કરનાર દુષ્ટ જીવ્હા ખેંચી કાઢ–અને સળીયાથી ખુબ શેકી બાળી તેનો સમુળગો નાશ કર—"

બાદશાહ ખુદ આવું એકસરખું ફરમાવે પછી શું પુછવું? તેના હુકમ પ્રમાણે શું થાય છે તે જોવા ઉત્સુક થયલી મેદનીમાં પુનઃ દ્વિગુણીત દ્વેષથી ખુમરાણ ચાલી રહી. કોટવાલે એક ડોળો તપાવેલા રકત થયેલા સળીયાથી ફોડી નાખ્યા પછી સંભાજીને મ્હોટેથી કહયું. "એ નીચ કાફર, તને હવે કેવું મજાનું લાગે છે? જે આંખ ગઇ તેનાથી હવે સ્વર્ગની હુરીઓ દેખાય છે નહી? ચંડાળ, દમ ધર હવે સદ્ધર્મ પાલક શાહે આલમના પવિત્ર ફરમાનથી હવે બીજા ડોળાની પણ એજ ગત કરૂં છું, જો!"

સંભાજીને ધગધગતા લાલચોળ સળીયાથી ભુજી ફોડી નાંખેલી આંખમાં અનહદ વેદના થતી હોવી જોઇએ, તે દેખાતું છે. પણ તેનું યત્કિંચિત પણ દીગદર્શન થવા ન દેતાં તે મ્હોટેથી ગંભીરપણે અભિમાનથી બોલ્યોઃ—"નરાધમ ચાલ જલ્દી પુરૂં કર. જલદી હવે પુરૂં કર. એટલે મ્હારા આ બચેલા ડોળા સામે આ ત્હારા દુષ્ટ ચંડાળ રાક્ષસ બાદશાહનું અમંગળ મ્હોડું તો દ્રષ્ટિએ પડતું બંધ થાય! તેના નીચ હુકમ પ્રમાણે મ્હારા કાન પણ એકદમ ફોડી નાખ, એટલે તેના નકામા ડોલના અભીમાનના અત્યંત અમંગળ દુષ્ટ શબ્દો સાંભળવાના વટાળમાંથી હું બચું! ચાલ નીચ તને ફરમાવેલો હુકમ જલદી બજાવ. નાહક કટકટના કર. જોતો શું ઉભો છે? ચલ; જલદી થા!"

કોટવાલને આ ઉપમર્દના શબ્દો સાંભળી અતિશય આવી તેણે તે તપાવેલો સળીઓ ઉંચકી "એ બેઇમાન કાફર, લે આ

બક્ષિસ." એમ બરાડી સંભાજીના મુખપર જોરથી માર્યો, અને લાગલોજ બીજા ડોળામાં પોતાને હાથેજ સળીઓ ખોસી દીધી અને સંભાજીએ બેઉ ડોળા ખોયા તે ચરચર કરી તે નિર્દયે પુરતી રીતે સેકી ફોડી નાખ્યા. પરંતુ શાબાસ તે વીર સંભાજીને! તે ખરો વીરમર્દ હતો! તેના મુખમાંથી એક વખત પણ દુઃખનો એકે અક્ષર તો શું પણ સુસકારો સુધ્ધાં નીકળ્યો નહી, એટલુંજ નહી પણ તેની ચર્યાપર પશ્ચાતાપના કે કિંચીત દુઃખના કિંવા ભયંકર વેદનાનું યતિકંચિત પણ ચિન્હ દેખાયું નહી.

આ સર્વ નિર્દય અમાનુષી પ્રકાર જોનારાઓમાં બાદશાહની ચોપાસના સરદારો, અમીર, ઉમરાવોમાં તે કપટી નીચ કનોજીયો કબજી કલુષો પણ હતો. બાદશાહનો હુકમ છુટયા સુધી, તે દુષ્ટ નર પીશાચને સંભાજીને છોડવવા બદલ કીંવા નિદાન તેના હાલ પણ ન કરવા બદલ વિનંતી કરવાનું તેના મનમાં પણ આવ્યું નહી. પરંતુ સંભાજીનો પહેલો ડોળો ગયા સાથેજ તે સ્વામી દ્રોહીનું મન તેને ડંખવા લાગ્યું. આજ પર્યંત જેના જીવપર પોતે જોઇએ તેવી સતા ચલાવી, જોઇએ તેમ વર્ત્યો, તેના સર્વ નાશનો પોતેજ કારણ થયો તેનાજ આવા હાલ પોતાનાં દેખતા થાય તે જોવું તદન અયોગ્ય છે, એવૂં તે નીચના મનમાં આવી તે તેને અતીશય ડંખવા લાગ્યું. એટલામાં સંભાજીનો બીજો ડોળો પણ ગયો. તેને તે જોઇ ધરૂજરી છુટી, એકાએક તેને એવી ઇચ્છા થઇ કે હવે હદ થઇ. હવે વચ્ચે પડી આ હાલતમાંથી તેને છોડવવો! કબજી કલુષાનું વજન બાદશાહ પર થોડું થોડું બેઠું હતું, તે કેવળ એટલાપરથી કે સંભાજી તેની મદદથી સપડાયો હતો. પરંતુ તે વજન વ્યાજબી કરતાં પણ

ઘણું વધારે હતું એવું તેના મનમાં ઘુસ્યું હતું. તે મનમાં આવતાં એકદમ બાદશાહ સન્મુખ જઇ કુર્નિસ કરી હાથ જોડી ઘણે નમ્રપણે બોલ્યો:-"જહાંપના ! આપના અતિ પવિત્ર ચરણો-ની રજની સુધ્ધાં જેને ખબર નથી એવા આ બેવકુફને આપે કરેલી શિક્ષા હવે પુરતી છે. હવે તેના અધિક હાલ કરો નહી. દયા કરો, દયા કરો ! સરકાર-"

કબજીના મુખમાંથી આ શબ્દો નીકળ્યા કે તે બાદશાહ સાથે સંભાજીને કાને પણ પડયા તે એકદમ ત્રાસતો વચ્ચે પોકારી ઉઠયો:-"ઔરંગઝેબ, આ નીચ નીમકહરામની શિફારસ સાંભળી જોતું મ્હારા હાલ ઓછા કરીશ તો ખબરદાર ! એ ચંડાળનું બીલકુલ સાંભળતો નહી. જો તું શાણો હોય તો પહેલાં પ્રથમ આ દુષ્ટ રાક્ષસને-આ હરામજાદાને હાથીના પગ તળે બાંધી ઘસડાવી તેના નીચ પ્રાણ લે. પણ તને મ્હારો ઉપદેસ રૂચવાનો નથી. મારો નાશ કરવા આ નીમકહરામ તને ઉપયોગી થયો તેથી તેને માટે તને ઘણો પ્રેમ ઉત્પન્ન થયો છેઃ પણ તું ખુબ વિચાર કર, કે એના જેવા નીચ કૃતધ્ની હોય છે તે ખરેખર ઘણાજ ઘાતક વિશ્વાસ ઘાતી હોય છે. મ્હારોજ દાખલો લે-વખત આવે તો ત્હારો પણ એ કેવી રીતે અને કયારે ઘાત કરશે તેનો નિયમ નહી. તને કહું છું તેથી કદાચ તને મ્હારા આ બોલોની કિમત્ત લાગશે નહી, પણ હું તને આ તદન સ્પષ્ટ રીતે-"

બાદશાહે તેને વધુ બોલવા ન દેતાં વચ્ચેજ "જરૂર જરૂર, આ હરામખોર સ્વામિ દ્રોહીને હું છોડીશ એવું થોડુંજ છે ? તેનો પણ ત્હારી સમક્ષ ત્હારી આજેજ ઘાટ ઘડું છું.

જે દુષ્ટ નરાધમે એક ધણીનું ગળું કાપ્યું, તે બીજા કેટલાકના ગળા કાપે તેનો નિયમ શું? કોટવાલ! પકડો એ નીમકહરામને પણ! એની પણ તેના કાફર ધણીના જેવીજ સ્થિતિ કરો. પહેલા તેના ડોળા ફોડી નાખો—પકડો એ નીચ ચંડાળને પણ,"

બાદશાહનો હુકમ થતાંજ કલુષાને પકડયો ને તેની ગાંસડી બનાવવા ત્યાંજ જમીન પર પટકયો. તેના ચક્ષુંમાં પણ તપાવેલા સળીયા સપોસપ ખોસી દીધા. એક ડોળામાં સળીયો ઘુસતાંજ કારમી ચીસ પાડી આક્રંદ કરવા લાગ્યો તે સાંભળી લોકોના અંગ પર રોમાંચ ખડા થયા. જે તે દયાર્દ્ર દૃષ્ટિથી તેના તરફ જોવા લાગ્યા. લોકોને તેની દયા આવી. બીજા ડોળામાં સળીયો ઘુસતા તો તે એટલા બધા આક્રોશ સાથે બાદશાહને વિનવવા લાગ્યો કે લોકોને ઘણું લાગ્યું, પણ બાદશાહ તો કઠોરજ રહયો. "કૃતઘ્ની વિશ્વાસઘાતી હરામખોર કાફર તારો તો બરાબર દાખલો બેસાડવો જોઇએ!" એટલું કહી આ દુષ્ટને શા માટે શિક્ષા કરવામાં આવે છે તે કોટવાલને બધાને જાહેર કરવા ફરમાવ્યું કોટવાલે મ્હોટે અવાજે તે બાદશાહી ફરમાન સર્વે લોકોને જાહેર કર્યું.

કલુષાની તે વખતની વર્તણુંક અને સંભાજીની વર્તણુકમાં વિલક્ષણ અંતર લોકોને દેખાયું. તેઓમાથી ઘણાને સંભાજીના ધૈર્ય માટે અચંબો લાગ્યો. અઉરંગઝેબને ઠેકાણે બીજો કોઇ હોત, તો તેણે ખરેખર સંભાજીનું વિલક્ષણ ધૈર્ય અને ધાષ્ટર્ય જોઇ મ્હોટા ઉદાર મનથી તેને મુક્ત કર્યો હોત. પણ ઓરંગઝેબ

ઘણો સંગ દીલનો હતો. લાખો લોકોના આ મ્હોટા સમાજમાં પોતા જેવા ધર્માભિમાની મહાન બાદશાહ સન્મુખ પોતાની અતિપ્રિય શહાજાદી બદલ અપમાનના શબ્દો ઉચ્ચારે અને પોતાના ધર્મની નિંદા કરે એથી તેને જે ક્રોધ ચઢયો તે ક્રોધાગ્નિ શાંત કરવા સંભાજીનો ક્રુર રીતે પ્રાણ ગયા વગર બીજો એકે ઇલાજ નહોતો. તેમની જીભ્હા ખેંચી બાળી ભુંજી નાખવા પછી તેમને સુળીએ ચઢાવવાનો હુકમ કર્યો.

કોટવાલે સુળીઓ તઇયાર રાખી હતી, તે પર લાગલાજ એઉને ચઢાવી દીધા. અને તેમના પ્રાણ ગયા સુધી નાના પ્રકારની તેમની નિર્ભર્ત્સના ચલાવી હતી.

આખરે તેમના પ્રાણ ગયા કે બાદશાહ ઉઠયો, ત્યાંથી નીકળ્યો અને જતાં જતાં છાવણી બ્હારના જંગલમાં તેમના શબો ફેંકી દેવા કે તેમના મુરદાં શિયાલ-કુતરા ફોલી ખાય એવો હુકમ કર્યો.



# પ્રકરણ ૩૧ મું.

—:o:—

## વિલક્ષણ ભેટ.

"He was a man take him for all in all,
I shall not book upon his like again."
"Alas! for poor humen nature! Man—vain man
Glorifies himself: & yet he may be redneed to
such awretched. & hopeless state as this at last!"

સૂર્ય ઉગે તે પામે અસ્ત, ફિક્કુ પડે જે થાયે મસ્ત;
ખિલ્યું ખરે ને જાયું મરે, ચ્હડયું પડે ને હસ્યું રડે.
(નર્મદ.)

---

કોટવાળને સંભાજીએ દોઢ દમડીનો ગુલામ કર્યો, ત્યારથી તેને અત્યંત સંતાપ થયો હતો. જીવ લઇ બાદશાહે પોતાનું વેર લીધું, તો હવે તેના શબની વિટંબના કરી પોતાનું વેર લેવું, એવા હેતુથી તેણે સુળીપર લટકતા વિકાળ લાગતા શબ શુળી સમેત ઉપડાવ્યા અને નાના પ્રકારની વિટંબના તથા નિર્ભર્ત્સનાના ઉદગાર કાઢતો લોકોને ઉશ્કેરતો તેમના હાથથી મણ સમો શું અત્યંત અપમાન કરાવતો આગળ વધ્યો. આવી સ્થિતિમાં આપણા પ્રવાસીના મનમાં કેવું થયું હશે! તેના

મનમાં હજાર વખત એવું આવ્યું કે કોટવાળપર તુટી પડી તેનો શિરચ્છેદ કરવો. પરંતુ તેમ કર્યાંથી શું થનાર છે? પતંગીયાએ દિપકપર કુદકો મારવા પૈકીજ પ્રકાર થશે. દિપકનો બુજાવાનો સંભવ નથી, પણ પતંગીયાના પ્રાણ તો ખાસ જવાનાજ. ત્યારે હવે મુંગા મુંગા આ વખતે આ પ્રકાર આ અપમાન જેવી રીતે જોયો, તેવીજ રીતે આગળ પણ જોવું.

કોટવાળ અને તેના સિપાઇઓ તથા બીજા લોકો પણ આ સ્વારી સાથે ચાલતા હતા. જતાં જતાં ગરદી ઘણી ઓછી થઇ. લોકોને તમાસો જોવાની ઇચ્છા પહેલાં જેટલી રહી નહી. છેક છેવટ પર્યંત સર્વ પ્રકાર જોવા વગર રહેવાય નહી એવી જેની ઇચ્છા હતી તેજ તેમની સાથે ચાલ્યા.

જતાં જતાં ત્રીજા પ્રહરને સુમારે આ સ્વારી એક વિકટ રાનમાં જઇ થોભી. ત્યાં કોટવાળે સુળીઓ પુનઃ ખડી કરાવી. આ જંગલમાં શિયાળ વરૂ વગેરે હિંસક પ્રાણી ઘણા હતા, તે આ શબોને ફાડી ચુંથી ખાશે એ ધારણાથી ત્યાં તેમને રહેવા દઇ પાછા ફરવા અગાઉ કોટવાળના મનમાં પુનઃ સંભાજીના પ્રેતની ન ભુતો ન ભવિષ્યતિ વિટંબના કરવા ઇચ્છા થઇ અને તે પ્રેત પાસે જઇ તેનું ડોકું ઉંચું કરી પકડવા જાય ત્યાં સામેની ઝાડીમાંથી કોઇ જાનવરનો મ્હોટેથી ઘુરકવાનો સર્વેને ભાસ થયો. તેઓમાંથી એકે ત્રાસી "અરે વાઘરે વાઘ!" એવી બુમ પાડી. આ સાંભળી કોટવાળ સાહેબના હાથપગ ગળી પડયા. શરીરમાં ધ્રુજરી છુટી અને "અરે મ્હારી બંદુક—મ્હારી બંદુક લાવોરે!" એમ બોલતો પાછલે પગે હઠયો, અને હવે જરા પણ ન રોકાતાં પોબારા કરી જવાનો ઠરાવ કરી, જતાં

જતાં "આ ગદ્ધાને હવે જરૂર વાઘ ફાડી ખાશે હં!" એટલું બોલતો પોબારા ગણવા માંડયો. તેની પુઠે સર્વએ જવા માંડયું અને થોડા વખતમાં તો ત્યાં એક પંખેરૂં સુદ્ધાં રહ્યું નહી. કેવળ રાજારામ માત્ર ઝાડીમાં છુપાયલો ત્યાં ઉભો રહ્યો. તેણે પણ ઘુરકવાનો અવાજ સાંભળ્યો, પણ તેનું પરિણામ તેના મનપર એટલુંજ થયું કે, તેણે પોતાના હથીયાર સમાર્યાં, અને સુળીપર લટકતા પોતાના વડિલ બંધુના પ્રેત તરફ એક સરખો જોતો તેનો પહોરો ભરતો ઉભો રહ્યો. તેના મનમાં કાંઇ વિચાર આવતાં, તે હવે લાકડાં એકઠાં કરવા લાગ્યો. હવે રાત્રિ પડવા આવી હતી, તેમ ગાઢું અરણ્ય તેથી છાવણી તરફથી પણ કોઇ અત્યારે ત્યાં આવવાનો સંભવ ન્હોતો, તે વિચારથી તેને નિરાંત હતી અને લાકડાં એકઠાં કરવા શરૂઆત કરી.

તેણે હવે જોઇતાં સર્પણ એકત્ર કરી ચિતા ખડકી. સુળીપરથી સંભાજીનું પ્રેત કાઢવા પ્રયત્ન કરવા જતો હતો, ત્યાં કોઇના પગના ધસારાનો અવાજ તેને કાને અથડાયો—ચમકયો, પાછળ ફરી જુવે છે તો ખરેખર પોતા તરફ એક સ્ત્રી આવતી નજરે પડી.

રાત્રિ વખતે આવા નિર્જન વનમાં એક સ્ત્રી આવેલી જોતાં રાજારામ ચમકયો. તેમજ તે સ્ત્રીની મુખચર્યાંપરથી તે પણ તેને જોતા તેટલીજ આશ્ચર્યચકિત થયલી દેખાઇ. રાજારામને આ સ્ત્રી કોણ હશે તેનું અનુમાન થયું નહી, તેમજ આ સ્ત્રી પણ તેને ઓળખી શકી નહી. કદાચ એકબીજાના સત્ય સ્વરૂપ વિષે એકમેકના મનમાં અનુમાન થયાં હોય, પણ તે ખરાજ હોય, એમ તેમને લાગ્યું નહી. પ્રત્યેકના

મનમાં એમજ હતું કે પોતા શિવાય આ જગ્યાએ બીજો કોઇ હશે નહી. એવું લાગતું તદપિ એકાએક કોઇપણ અને તે પણ વળી એક સ્ત્રી આવી ઉભી રહે તે જોતાંજ રાજારામને ઘણો અચંબો લાગ્યો, જે સ્ત્રી આવી છે તે કાંઇ પણ દુષ્ટબુધ્ધીથી આવેલી ન હોવી જોઇએ, કારણ આવે ભયંકર સ્થળે રાત્રિ વખતે કોઇપણ સ્ત્રી આવવાનો સંભવ નહીં, અને આ આવી તો કાંઇપણ સદ હેતુથી આવેલી હોવી જોઇએ, એવું તેના મનમાં આવ્યું. તે સ્ત્રીએ પણ તે અંધકારમાં તેને ઓળખ્યો હોય એવું દેખાયું. તે જે પ્રમાણે તેના તરફ એક સરખો જોઇ રહયો હતો, તેજ પ્રમાણે તે જો કે એક સરખી તેના તરફજ નહી, પણ અંશતઃ તેના તરફ અને અંશત તે શુળીપર છિન્ન વિછિન્ન પ્રેત તરફ અને અંશતઃ પોતાના પગ તરફ જોતી હતી.

ઉભયના મનમાં કાંઇ બોલવાનું આવ્યું; પરંતુ પ્રારંભ કોણ કરે, કેવી રીતે કરવો, એ કોઇને સુજયું નહી. છેવટે તે સ્ત્રીએ ધૈર્ય ધરી અસ્સલ હિંદુસ્થાની ભાષામાં રાજારામને ઉદ્દેશીને કહયું:–"જે વસ્તુ વિષે ઉભયના મનમાં પ્રેમ તથા પુજયભાવ છે, તેનો સારો કે નઠારો અંત આવ્યાથી બેઉના મનમાં લગભગ સરખાજ વિચાર આવે તેમાં નવાઇ નથી. તમને અહીં જોવા સાથેજ મને આશ્ચર્ય લાગ્યું, તો પણ તેનું જોર કમી થતાં તેવું આશ્ચર્ય કેમ થયું તેનોજ ચમત્કાર લાગ્યો. જે હેતુથી તમે અહીં આવ્યા તે હેતુ મેં જાણ્યો. થયલા પ્રકારનો કાંઇ ઉપાય નહોતો—"

તે વધુ બોલી શકી નહી. તેનો કંઠ ગદગદીત થઇ ગયો, અને જે કાંઇ બોલવાનું મનમાં આવ્યું હતું તે સર્વ વિસર્યા પ્રમાણે તેને થયું. અત્યાર સુધી આ સ્ત્રી વિષે જે યતકિંચિત પણ રાજારામના મનમાં મનમાં શંકા હતી, તે તેના આ શબ્દોથી તદન ટળી ગઇ. તથાપિ તે આવી રાત્રીએ આવા વિકટ વનમાં આવવાનો આટલો બધો સાહસ કરે તે હજુ પણ તેને શકય લાગ્યું નહી. કંઠ રૂંધાયાથી તે પણ સ્તબ્ધ થઇ હતી, અને હવે એ કાંઇપણ બોલશે પછી આપણને જે કહેવું હશે તે કહીશું, એવો તેના મને વિચાર કર્યો. તે કાંઇપણ બોલતો નથી, એવું જોઇ તે પુનઃ બોલવા લાગી:–"મ્હારા પિતાએ ઘણી ક્રૂર રીતે એમનો આ અંત લાવવા છતાં હું અત્યારે અહીં આવી, તેથી તમને ખરાબ લાગે છે એવું દેખાય છે. પણ હું કાંઇપણ ખરાબ બુદ્ધિથી આવી નથી. હું કેવળ છેવટના મ્હારા......."

આ વખતે તે સ્ત્રી એટલી બધી ગદગદીત થઇ ગઇ કે આગળ એકાદ બે શબ્દ તેના મુખમાંથી કવચિત નીકળ્યા પણ હોય, તો તે બહાર સંભળાયા નહી. રાંજારામે પણ તેની સ્થિતિ જાણી. લાગલોજ તે બોલી ઉઠયો:–"શાહજાદી સાહેબ, આપ કયા હેતુથી આવ્યા તે બદલ મ્હારા મનમાં બીલકુલ અણુમાત્ર પણ શંકા ન્હોતી, પણ હું જે મુંગો રહયો તે–મને બધું ખબર હતું, તમારો તેમનો સંબંધ જાણતો હતો, તદપિ તમે અહીં આવશો એવું લાગતું ન્હોતું તેથી–અને અચાનક આવ્યા તે જોઇ આશ્ચર્ય લાગ્યું બાકી હવે તે સર્વ મનમાંથી ગયું. આપના પિતાએ, ક્રૂર રીતે મ્હારા બંધુના પ્રાણ હર્યા! છેક આખેરીએ પણ તેની વિટંબના કરી! શિયાળવા

કુતરાઓના મુખમાં તેમનું શબ પડે માટે અહીં લાવી નાંખ્યું ! એ આપની કૃપા નહીં તો અત્યારે હું જે કરનાર—આવી સ્થિતિમાં પણ ન્હોત. મને જે ઉ-તમ હેતુથી આપે અહીં બોલાવ્યો, તે સફળ થયો હોત તો, ખરેખર ઉ-તમ વાત થઇ હોત! પણ અમારા તેમજ તેમના નસીબમાં તેવું ન્હોતું તેથીજ તેમાં યશ આવ્યો નહી. મને એટલુંજ અભિમાન લાગે છે કે છેવટ પર્યંત તેણે અમારા મરાઠાઓના બિરદને યોગ્ય વર્તન અને ભાષણ કર્યું જે પ્રકાર થયો તે થયો. પણ મ્હોટા મહારાજના નામને કલંક લાગે એવું કાંઇપણ વર્તન છેવટ એમણે કર્યું નહી."

ત્યાં રોષનઆરા ગદગદિત કંઠે બોલી ઉઠી:—"હશે, થઇ તે વાત સારી કે નઠારી, તેનો વિચાર કરવાથી હવે શું ઉપયોગ ? બનનાર બન્યું. ભવિષ્ય મિથ્યા થતું નથી. આપણી મહેનત સફળ થઇ નહી. જે હેતુથી તમને બોલાવ્યા, તમે અહીં આવ્યા, તે હેતુ સાધ્ય થયો નહી, તોપણ આપ આવ્યાથી આપના હાથથી એમને અગ્નિ મળે છે, એ પણ વાત આ પ્રસંગ જોતાં અત્યારે ન્હાનીસુની નથી. હવે જલદીથી તમારૂં કામ આટોપી અહીંથી જાઓ. તમારા માથાપર કેટલી બધી જવાબદારી છે ? લક્ષ્યમાં લ્યો. અહીં રહી કોણ જાણે મ્હારા બાપના હાથમાં સપડાઇ રાજ્ય મુક્ત થશો ?

"રાજ્ય મુક્ત થઇશ ? કોણ ! હું ! હું રાજ્ય લઇશ તોપણ તેનેજ આપીશ ! મ્હોટા મહારાજની પશ્ચાતિ એમણે રાજ્ય કર્યું, હવે એમની પછી એમનો પુત્ર રાજ્ય કરશે.' હું

કરીશ નહી. એ અજ્ઞાન છે–બાળક છે–ત્યાંસુધી રાજ્ય સંરક્ષણનો ભાર મ્હારાપર–આ મ્હારા શબ્દોની સાક્ષી આ સંભાજી મહારાજનો પવિત્ર શબજ છે. તેમના ચર્ણોપર હાથ મુકી આ બોલું છું.”

રાજારામના મુખમાંથી નીકળતા આ ઉદ્દાત શબ્દો સાંભળી તેથી ઉલટુંજ શિક્ષણ પામેલી, તેથી ઉલટોજ પ્રકાર જોયેલી રોષનઆરાને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. પ્રત્યક્ષ રાજ્ય પોતાને પોતાની મેળે મળે છે તે ન લેતાં, પોતાના ભાઇના પુત્રના નામથી ચલાવીશ એ ઉદ્ગારે વિલક્ષણ દાનતના મનુષ્ય શિવાય બીજાના મુખમાંથી નીકળે નહી. એ તેણે પકકું જાણ્યું. રાજ્ય લોભથી પોતાના પિતાએ કેવા કેવા અનાચારો, દુષ્ટ કૃત્યો કર્યાં, તે તે જાણતી હતી, તેથી આ સાંભળી અતિશય આશ્ચર્ય પામી લાગલીજ બોલી ઉઠી.

“જોઇએ તેમ હો, પણ હવે તમે વધુ વખત અહીં રોકાઓ નહી એ ઉતમ. આપ પુત્રના નામથી રાજ્ય ચલાવશો તોપણ તે ચલાવનાર તો તમેજ છો; અને તમારા પરજ બધા રાજ્યનો ભાર છેઃ તો હવે જલ્દીથી અગ્નિ આપી અહીંથી ચાલ્યા જાઓ.”

એ પછી બેઉ વચ્ચે ઘણું બોલવું થયું નહી. તે એક સરખી તટસ્થ ઉભી રહી. રાજારામે સંભાજીનું પ્રેત પોતાના હાથથી સુળીપરથી જમીનપર લીધું, ઠીકઠાક કરી, થોડા વખત પૂર્વે રચેલી ચિતાપર તેને મુકયું; પોતા પાસેથી ચકમક કાઢી અગ્નિ પેટાવ્યો. ચિતા ભડભડ પેટવા લાગી. ચિતા બરાબર સળગ્યા પછી તેની જવાળાના ભયાનક પ્રકાશમાં અધિક ભયંકર

દેખાતા કલુષાના પ્રેતપર તેનું લક્ષ્ય ખેંચાયું. ક્ષણ માત્ર વિચાર આવ્યો કે જે નીચનાં કુ:સંગથી પોતાના વડિલ બંધુપર અને તેથી સર્વ મહારાષ્ટપર દુર્ઘટ પ્રસંગ આવ્યો, તે ચંડાળના શબને એમજ પડતું મુકવું. સડી સડી તે શિયાળવા કુતરાંના મુખમાં પડવા લાયક છે. પણ એ વિચાર ઘણો અનુદાર—આવા વિચારને ક્ષણમાત્ર પણ પોતાના પવિત્ર હૃદયમંદિરમાં જગ્યા આપવી નહી, એવું લાગ્યાથી બીજી ચિતા રચવા લાકડાં એકઠાં કરવા પૂર્વવત શ્રમ કર્યો અને તેના પ્રેતને પણ અગ્નિ આપ્યો.

સંભાજીની ચિતા ભડભડ સળગતી હતી. રોષનઆરા તેને પ્રેમ અને શોકયુક્ત દ્રષ્ટીથી જોતી ચોધાર અશ્રુ પાડતી ઉભી હતી. ઘણો વખત ગયા પછી ગદગદિત કંઠે રાજારામ તરફ જોતી બોલી ઉઠી:—"હું અહીં કેમ આવી તે અદ્યાપિ તમને મેં કહ્યું નથી અને હવે તે કહેતી પણ નથી. પરંતુ જે કાંઇ મને કહેવું છે તે એજ કે અત્યારથી તમે મને તમારા પવિત્ર કુટુંબ માંહેલી એક ગણજો, મ્હારા પ્રાણ સંભાજી હતા. હું તમારા કુટુંબમાંજ છું એમ સમજજો, આ મ્હારી વીંટી તમારી પાસે રાખો. મ્હારો પિતા તમારો હાડવેરી છે હું તેની પુત્રી છું; આ સંબંધ બાબાતકારે કેટલો પણ તમારી નજરમાં હોય, તદપિ અંતર્યામી તે વીસરી જજો. જ્યાં સુધી તમારી તેમની લડાઇઓ થાય, ત્યાંસુધી ખુશાલ ચલાવજો. કર્મ ધર્મ સંજોગે તમારી સરસી થઇ, મહારો પિતા તમારા હાથમાં કેદ પકડાય તો તમને કાંઇપણ જરૂર પડનાર નથી, પણ જો યદા કદાચિત એકાદ પ્રસંગે તમારા પર ખરાબ પ્રસંગ આવે અને

હું ઉપયોગી થઇશ એવું લાગે તો આ અંગુઠી મ્હારાપર મોકલજો......"

રોષનઆરાથી વધુ બોલાયું નહી. તેનું બોલવું કંઠમાંજ અટક્યું, તેણે હવે માત્ર એક વખત સંભાજીની ચિતા તરફ જોઇ પ્રણામ કર્યાં, અને રાજારામને વીંટી આપી પાછી ફરી આવેલે માર્ગે ઝડપથી ચાલતી થઇ.

રાજારામને તેનો ઉત્તર આપવા વખત સાંપડયો નહી. તે ઉત્તર આપે છે. ત્યાં તો તે અલોપ થઇ ગઇ અંતે થોડો વખત વિત્યા બાદ તે ચિન્તાને છેવટના પ્રણામ કરી નિઃશ્વાસ નાંખતો રાજારામ ત્યાંથી ચાલતો થયો.



# પ્રકરણ ૩૨ મું.

——:o:——

## પાછા ફર્યા.

"થાય બધું જન જેમ થવાનું, ભાવિ ભવિષ્ય નહી મટવાનું,
કેમ વૃથા અથડાઇ મરો છો! શીદ વૃથા સહુ શોક કરો છો!"

"Mourn, hapless Calidonia, Mourn,"



કઇ આશાથી પોતે પોતાની છાવણી છોડી તુળાપુર જવા નીકળ્યો, અને હવે મનની કેવી સ્થિતિમાં પોતે પાછો ફર્યો છે, આ વિચારે રાજારામની ચિત્ત-વૃત્તિ અતિ ક્ષુબ્ધ બનાવી. સંભાજી મહારાજને પકડી તુળાપુર લઇ ગયા છે એવું સાંભળી તેને જે ત્વેષ-આવેશ આવ્યો, તેનો આ સંધિએ બરાબર ઉપયોગ કરી કાંઇપણ મર્દુમુકી અને શહાણપણું પોતામાં છે એવું જગતને દેખાડવાની જે મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ હતી, તે સર્વ આવેશ, ત્વેષ અને મહત્વાકાંક્ષા આ વખતે એકદમ દુર જઇ તેને સ્થળે દુ:ખ નિરાશાઓ તેના મનમાં રમી રહ્યાં હતાં!

અનેક વિચારો તેના મગજમાં દોડાદોડી કરી રહ્યા હતા; તેમાં વારંવાર રોષનઆરા બેગમ અને તેના વર્તન સંબંધી વિચાર તેના મનમાં આવતા-તેણે પોતાપર ખાસ માણસ મોકલી સંભાજી મહારાજને છોડવવાના પ્રયત્નમાં મદદ કરી. અને અહીં આવ્યા બાદ પોતા તરફ આટલી બધી લાગણી-

મમતા દાખવી, તેજ પ્રમાણે સંભાજીના અત્યંત ઘોર મૃત્યુ પછી–પ્રત્યક્ષ તેના બાપે ક્રૂર રીતે તેનું પ્રેત ઘોર અરણ્યમાં નખાવી દીધા પછી–ત્યાં અત્યંત જોખમ ખેડી આવી, એ માટે તેને ઘણુંજ આશ્ચર્ય લાગતું હતું. એટલુંજ નહી પણ, પરજાતિની, પરધર્મની, પ્રત્યક્ષ કટ્ટા જીવલેણ શત્રુની કન્યા છતાં સંભાજીપરનો તેનો અતિ વિલક્ષણ પ્રેમ, પોતાપર દેખાડેલ સ્નેહભાવ, મનમાં આણી તેને માટે અતિ આશ્ચર્ય લાગ્યું. મનુષ્ય માત્રના સ્વભાવ બદલજ આશ્ચર્ય લાગ્યું. બાપનો મરાઠાઓ–હિંદુઓ માટે દ્વેસ કેટલો બધો અને તેનીજ પુત્રી–તેની લાડકી માનીતી શાહજાદીના મનમાં પોતાના ભાઇ તરફ અને તેથીજ પોતાના સર્વ કુટુંબ–જાતિ સર્વ મરાઠા તરફ પ્રેમ કેટલો બધો ! એ સર્વ વિરલ શુદ્ધ પ્રેમનો પ્રભાવ !

આ સર્વ વાતનો બનેલા બનાવોનો વિચાર કરતો હવે કેમ વર્તવું તે પણ મનમાં નક્કી કરતો તે એકલોજ આવેલે માર્ગે પાછો ફર્યો. ઉપલાને ઉપલા તેમજ ભવિષ્યની અવસ્થાના વિચારો કરતા કરતા ઘણો માર્ગ કાપ્યો. પોતાના સાથીઓ ક્યાં ગયા, પોતાને માર્ગ દેખાડનાર ભોમિયો જે છેવટ પર્યંત મદદ કરવા તૈયાર હતો તે ક્યાં ગયો ? આ ખ્યાલ અંતે આવ્યો. હવે છાવણીમાં રહેવામાં કાંઇ પણ અર્થ નથી, એવું પણ તેને લાગ્યું તેને તે એકંદર જમીન બદલ અતિશય ધીઃકાર આવ્યો હતો, અને એકદમ જે મળે તેને લઇ પાછા ફરવું એવો નિશ્ચય કર્યો. જે ઘરમાં તેઓ પહેલવહેલા દાખલ થયા હતા તે ઘર પાસે ગયો, તેના દ્વારપર કાન લગાડી અંદરની વાતો સાંભળવા લાગ્યો, અને તેમના અવાજપરથી તેમને

ઓળખી, લાગલોજ દ્વારપર સંકેત પ્રમાણે મુઠ્ઠીથી અવાજ કર્યો. દ્વાર ખુલ્યા અને તે અંદર દાખલ થયો.

રાજારામ અંદર જઇને તેમની વચ્ચે ઉભો. અને તાબડતોબ પાછા ફરવા પોતાનો ઇરાદો દર્શાવ્યો. સર્વે એકદમ પોતાની છાવણી તરફ જવા નીકળ્યા. જે હેતુથી અહીં આવ્યા, તે હેતું, જરા પણ સાધ્ય ન થયો, અને મુંગા મુંગા પાછા ફરવાનો વખત આવ્યો તેથી સ ને ઘણું ખરાબ લાગતું હતું, સર્વે અતીશય ખિન્ન વદને માર્ગ કાપતા હતા. જે ઉમેદથી આવ્યા હતા તે ઉમેદ નાશવાળી અને પોતે મહારાજને છોડવવા કાંઇપણ યુક્તિ કરે તે પુર્વેજ આ ભલતો જે પ્રસંગ બન્યો અને તેમની આશા ભગ્ન થઇ! તેમના ચહેરા શોકગ્રસ્ત થયા આવતા જેટલો વખત લાગ્યો તથી વધારે વખત લાગી અંતે આ ટોળી પોતાની છાવણીમાં દાખલ થઇ.

રાજારામ છાવણી છોડી ગયા પછી અત્યાર સુધીમાં ત્યાં ઘણા લોકો આવી એકત્ર થયા હતા. અને તેના હુકમ પ્રમાણે કુચ કરતી છાવણી તુળાપુર તરફ આગળ વધતી હતી. ત્યાં માર્ગમાંજ રાજારામની પાછી ફરેલી ટોળીનો ભેટો થયો. રાજારામ ઘણા થોડા ચુંટેલા માણસો સાથે નીકળી ગયો હતો, તેના ખરા કારણની છાવણીમાં કોઇને પણ ખબર નહોતી, તેમ જ રાજારામવાળી ટોળી ક્યાં ગઇ હતી અને શું કરી આવી તેની પણ કોઇને ખબર ન હોવાથી રાજારામે પાછા આવ્યા બાદ હવે આગળ જવાનું કાંઇપણ કારણ નથી પાછા રાયગઢ જવું,—એવો હુકમ કર્યો- ત્યારે સર્વેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું સૈન્ય કયા હેતુથી એકઠું કર્યું, બહાર કાઢ્યા, અને હવે શાથી

તો આ શું હુકમ છુટે છે, તે બાબત જે તપોત પોતામાં ફુજ બુજ કરવા લાગ્યા.

રાજારામ સાથે તુળાપુર ઔરંગઝેબની છાવણીમાં ગયલા લોકોએ ધીમે ધીમે સંભાજી મહારાજની હકીકત ફેલાવી, તે સાથેજ પ્રત્યેકને અતિશય ત્વેષ આવ્યો. આપણા મહારાજનો આવી ક્રુર રીતે અંત આવ્યો અને તે આપણે બધાએ ચુપચુપ મુંગા મુંગા સહન કરી લેવું એ કોઇને પણ યોગ્ય લાગ્યું નહી. અમને હમણાં હુકમ આપો એટલે અમે ત્યાં જઇ જાલીમ શતરૂનો પકકો નાશ કરી અમારી પવિત્ર ગાદીનું વેર લઇએ જે અહીં સુધી અમે આવ્યા છીએ તો એક વખત પુરેપુરો વેર વાળ્યા વગર પાછું ફરવું બહાદુરીનું અરમાન નથી, કેટલાકોએ તો આટલાજ અને એવા પ્રકારની સુચનાઓ કરી સમાધાન માન્યું, અને કેટલાકોથી રહેવાયું નહી તેથી રાજારામ પાસે જઇ અર્જ કરી કે:–

"મહારાજ, જે થવાનું હશે તે થશે; એક વખત દુષ્ટ આલમગીરનો અને અમારો સામનો થવા દો; પછી જુવો મજાહ ! એ ચંડાળને બરાબર સ્વાદ ચખાડશું ! આજ પાંચ સાત વર્ષ થયા આજીબાત દબાઇ બેઠેલી નકામી રહેમી મરાઠાઓની વારશ્રી કેવી છે તે તેને આપના પવિત્ર ચર્ણોના પ્રતાપે બરાબર દેખાડીયે ! સરકાર, એક વખત અમને એની સામે લઇ જાઓ !" વગેરે–પરંતુ રાજારામે તેમના ઉશ્કેરાયલા મનની ઘણે પ્રકારે સમજુતી કરી, અને જણાવ્યું કે "જેને છોડાવવાની આશાથી આવ્યા, તેમનો અંત થયા પછી અમસ્તી લડાઇ કરવા જવામાં અર્થ નથી–આનું વેર વખત આવે લેવાશે–આ વેર કદી પણ

ભુલાવાનું નથી. અત્યારે આપણે અહિં લડાઇમાં ગુંથા-ઇએ અને બીજી તરફથી એ દગલબાજ શત્રુ આવી કોણ જાણે કોઇપણ કીલ્લાપર કયારે હલ્લો લાવે તેનો નીયમ નહી. તે માટે સર્વ ભવીષ્યમાં જે કાંઇ કરવાનું છે તે ઘણો વિચાર કરી કરવું જોઇએ."

એવી રીતે અનેક પ્રકારે તેમની સમજુત કરી છાવણી ઉપાડી રાજારામ રાયગઢ પાછો ફર્યો. તેના મનની સ્થિતિ અતિશય ઉદ્વિગ્ન હતી. તેણે બધાના મનનું સમાધાન કર્યું પણ પોતાના મનનું સમાધાન કોઇપણ રીતે કરી શકયો નહીં. આ ઉદ્વિગ્નતામાં ભવિષ્યની વ્યવસ્થાના પણ અનેક વિચાર તેના મનમાં આવતા હતા, માર્ગમાં ઘણા લોકો તેમને મળવા આવતા હતા, તેઓ જેમ જેમ વાટમાં મળતા ગયા તેમ તેમ તેમને પણ પોતામાં ભેળવી રાયગઢ ફેરવ્યા. થતાં થતાં રાયગઢ પહોંચ્યા પછી ત્યાં ઇતર સરદારો પણ—તેમને જેમ જેમ સંભાજીની બાતમી મળી તેમ તેમ—આવી પહોંચ્યા.

રાજારામે રાયગઢ પહોંચતાંજ સર્વને એકઠા કરી ભવિષ્યમાં કેમ વર્તવું તેનો નિશ્ચય કર્યો. યેશુબાઇપર તેની અતિશય આદર બુદ્ધિ—વાત્સલ્ય પ્રેમ હતો. કિંબહુના ઉભયસમ દુઃખી હોવાથી બંધિવાસમાં હતો છતાં યેશુબાઇ તેનાપર પોતાના પુત્ર પ્રમાણેજ પ્રેમ રાખતી. રાજારામનું મન મુળથીજ ઉદાન્ત અને તેની મહત્વાકાંક્ષા ઉચ્ચ પ્રકારની હતી. તે જે દીવસે રાયગઢ પહોંચ્યો તે દીવસે રાત્રિએ તારાબાઇએ તેનામાં મહત્વાકાંક્ષા નહોવા બદલ ઘણું લાંબુ વ્યાખ્યાન આપ્યું. પરંતુ તેણે તે તરફ અણુમાત્ર પણ લક્ષ આપ્યું નહી. ભવિષ્યમાં કેવા પ્રકારે રાજ્ય-

વ્યવસ્થા કરવી, શું કામ કોને સોંપવું, કોને ક્યા પરગણાપર નીમવા, એકંદર ગયા દશકામાં રાજ્યની જે ધુળધાણી થઇ તે સુવ્યવસ્થિત થાય એવું કઇ રીતે કરવું, એ વિચારમાં તેનું ચિન્ત નિમગ્ન થયું હતું. સંભાજીના છુટકારા માટે કરેલા પ્રયત્નમાં યશ ન આવતાં પોતે પાછો ફર્યો, પરંતુ ત્યાં ગયાથી જે જે કાંઇ પોતાની દ્રષ્ટિએ પડયું તેનો પુર્ણ ઉપયોગ કરી લેવો. તેનાથી આવેલો ક્રોધ તેવોજ દાબી રાખી જે વેર લેવાનું છે તે લીધા વગર ક્યારે પણ રહેવું નહી એવો પક્કો નિશ્ચય કર્યો. જેટલી વાતો બીજા લોકોને જણાવવા યોગ્ય હતી, તેટલીજ જણાવી.

રાયગઢમાં આવ્યા પછી મહત્વના જે લોકો આવવાના હતા તે સર્વ આવી ગયા પછી યોગ્ય વખત નીમી, તે સર્વ સાથે મસલત ચલાવી, ઘણો નહાનકડો દરબાર ભર્યો. તે દરબારમાં ચુંટેલા વીશ્વાસુ સાત આઠ જણ હતા. યેશુબાઇ પડદાની પેલી બાજુએ બેઠી હતી. બાળક શીવાજીને ખોળામાં બેસાડી. રાજારામ મહારાજ ગાદીપર બીરાજ્યા હતા. સભાસદોમાં સંભાજી ઘોરપડે, ધનાજી જાદવ, જનાર્દન પંત હનમંતે, મહાદજી નાઇક, પાણુ સંબળ, ખંડેરાવ દાભાડે, ખંડોબલ્લાલ ચિટણીસ એટલા હતા. મસલત થઇ તે અતિશય ગુપ્ત થઇ. રાજારામ સિવાય ઇતરમાં એવો ધાક બેસી ગયો હતો, કે દસ વર્ષ પર્યંત નજર કેદમાં રાખ્યાથી સંતાપેલો રાજારામ આ વખતે શું શું સુચવશે, શું શું કરશે, અને શું નહી! પણ સંભાજીને છોડવવા જેણે આટલી બધી ઉત્સુકતા દેખાડી તે રાજ્યલોભથી ભલતું સલતું કાંઇપણ કરનાર નથી, એવું બધાના મનમાં આવ્યું, પણ કોણ જાણે!

આવી શંકા આવી હતી તે રાજારામે ન્હાનકડા મહારાજને ખોળામાં બેસાડયો હતો, તેથી નાહીશી થઇ, અને થોડી બહુત જે રહી હતી તે સર્વ એકઠા થઇ બેઠા: પછી તેણે જે થોડાક શબ્દોમાં ભાષણ કર્યું તેથી સર્વ પુર્ણ રીતે નાહીશી થઇ, જે તે તેના તરફ ઘણીજ આદરયુકત નજરથી જોવા લાગ્યા. તેણે એટલુંજ કહ્યું કે;–

"આપણા મહારાજ હવે એ જે જે કાંઇ બની ગયું છે, તે બદલ કાંઇ પણ બોલવાનું નથી. જેવા તમે તેના સરદારો છો, તેવો હું પણ તેમનો એક સરદાર છું. મ્હોટા મહારાજે મરાઠી રાજ્ય મહા પરાક્રમે મેળવ્યું, તેને મોગલેશ્વર નાશ કરવા માંગે છે, પણ જીવમાં જીવ છે ત્યાંસુધી તે હાથમાથી જવા દેવાનો નથી, પહેલાં પ્રથમ સર્વ બંદોબસ્ત કરવો. પણ સૌથી પહેલાં તો આપણે આપણા આ બાળ મહારાજાના નામની દ્વાહી ફેરવી તેમના પગના સપથ લ્હેવા જોઇએ!"

આ શબ્દો સાંભળતાંજ સર્વ મંડળ થડક થઇ ગયું.

* * * *

શાહુના નામની દ્વાહી ફેરવી, સર્વ રાજ્ય કારોબાર સુરમ રીતે ચલાવવાના ઉપક્રમ કરવા જેટલી તૈયારી કરવા વિચાર કરવા વારંવાર આ વિશ્વાસુ સરદારોની સભા ભરી રાજારામ વિચારો કરવા લાગ્યો. અને આ વિચારોમાં કઇ કઇ વાતો કરી તે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

